# પુત્રજન્મ

[ સામાજિક નવલકથા ]

: લેખક :

ગુણવંતરાય આચાર્ય

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધી રસ્તો : અમદાવાદ

## • પ્ર સ્તા વ ના

આપણે ઘણી વાર ઘણાં સ્થળેથી, ઘણા વિદ્વાનો પાસેથી, મહાકવિઓ પાસેથી, સમર્થ નવલકથાકારો પાસેથી સાંભળ્યું છે અને સાંભળીએ છીએ કે 'પરણવું એટલે પ્રભુતામાં પગલાં માંડવાં.' 'આર્યલગ્નની ભાવના પવિત્ર છે.' 'સતીત્વ અને પતિસેવા' એ આર્યલગ્નની સફળતાનો મુખ્ય પાયો છે.' આ અને આવી વાતો આપણા શાસ્ત્રમાં ઉપદેશાતી આવેલી ગણાવાય છે, અને હજારો વર્ષથી સમાજે સ્વીકારી છે.

પરિણામે 'આર્યલગ્ન' જાણે એક અનોખું જ લગ્ન હોય, એના સુખદુઃખનાં અને એની સફળતાનાં કાંઈ વિશિષ્ટ માપતોલ હોય એમ આપણા મનમાં ઠસી ગયું છે. 'પરણવું એટલે પ્રભુતામાં પગલાં માંડવાં' ને 'આર્યલગ્નની પવિત્ર ભાવના' એ તો જાણે આપણા સમાજમાં અને સાહિત્યમાં કોઈ તિલેસ્માતી શબ્દો બની રહ્યા છે. આર્યલગ્નમાં જાણે મનુષ્ય–સ્વભાવ જ બદલી નાંખવાની કોઈ દૈવી સિદ્ધિ હોય એમ આપણને મનાવવામાં આવે છે.

હકીકત તો એ છે કે આ બધું જ એક જબરું જૂઠાણું છે—લોકોની આંખે અવળા પાટા બાંધનારી એક કારમી ઇન્દ્રજાળ છે.

'આર્યલગ્ન' જેવું કોઈ લગ્ન જ નથી. 'પરણવું એટલે પ્રભુતામાં પગલાં માંડવાં' બરાબર નથી. ને આર્યલગ્નની પવિત્ર ભાવના જેવી કોઈ ચીજ કદાપિકાળે પણ હસ્તી ધરાવતી જ ન હતી—હસ્તી ધરાવી શકે પણ નહિ.

'આર્યલગ્ન' જે ભાવના માગે છે એ ભાવના કોઈ પણ લગ્નને સફળ બનાવવાને બદલે નિષ્ફળ બનાવવા માટે પૂરતી છે. 'આર્યલગ્ન' એ એવો તો અશક્ય આદર્શ છે, કે જ્યાં વિરલ અપવાદ સિવાય કોઈ પહોંચ્યું નથી ને પહોંચી શકે પણ નહિ.

લગ્નના સંબંધમાંથી પેદા થતા આર્થિક કે સામાજિક પરિ-

ણામોને તમે તમારી મરજી પડે તે જાતના દીવાની કે ફોજદારી કાયદાકાનૂન લાગુ પાડી શકો છો. એને તમે ધારો તો 'હિન્દુ કાયદો' લાગુ પાડી શકો છો; ધારો તો અંગ્રેજી કાયદો લાગુ પાડી શકો છો; ધારો તો મુસ્લિમ કે પારસી કે ચિનાઈ કે રશિયન કાયદો પણ લાગુ પાડી શકો છો.

અને એવી રીતે તમે કોઈ વિશિષ્ટ મતપંથ–સંપ્રદાયના વિશિષ્ટ આર્થિક સંયોગોને અનુકૂળ થવાને અમુક લગ્નોને અમુક કોટિનાં કાયદાકાનૂનો લાગુ પાડો એટલાથી જ અમુક લગ્નોને અમુક કોટિનાં કહેતા હો તો તે સામે વાંધો નથી. પરંતુ માત્ર એટલાથી જ અમુક કોટિનાં લગ્ન 'પરમ પવિત્ર ભાવનામય' છે, 'પ્રભુતામાં પગલાં માંડવાં' બરાબર છે એમ કહેવાનું તો હરગિજ મુનાસબ છે જ નહિ, ને કેવળ શબ્દચ્છલ સિવાય એની પાછળ બીજું કશું પણ છે નહિ.

લગ્નમાંથી નીપજતા પરિણામો ઉપર આર્થિક નજરે જ કાયદાકાનૂનનાં બંધનો મજબૂત છે, ને મજબૂત રહ્યાં છે. એની પાછળ સામાજિક મર્યાદાઓ છે, એ કેવળ વર્ચસ્વના નિભાવ અર્થેની જ છે.

લગ્ન પોતે પવિત્ર નથી: અપવિત્ર નથી. ને લગ્નની સફળતા માટે વૈયક્તિક માનસિક સ્થિતિ સિવાય બીજી કોઈ ચાવી પણ નથી. બીજો કોઈ તિલેસમ નથી. એ કરાર નથી, બંધન નથી—માત્ર સ્વાભાવિક જાતીય આકર્ષણમાંથી નીપજતી જરૂરત છે: એનાથી ઓછું નહિ—વધારે પણ નહિ.

લગ્ન એ સહકાર છે. હરકોઈ સહકારમાં જેની આર્થિક દશા વધારે બંધનકારક ને વધારે પરવશ, એને વધારે નમતું આપવાનું જ છે. હિન્દુ લગ્નમાં સ્ત્રીને એ રીતે નમતું આપવું પડે છે. એ કોઈ ધાર્મિક ફરમાન નથી, પણ સામાજિક યોજના છે.

જેને તમે આર્યલગ્ન કહો છો એને ઝીણવટથી તપાસશો તો તમને દેખાશે કે પંથ પંથવાર જુદા જુદા રિવાજો છે, જુદી જુદી

વિધિ છે—જુદી જુદી તરેહના સહકાર છે. એમાં સર્વ સમાન વાત એક જ કે, સ્ત્રીએ સતીત્વ જાળવવું ને પતિને પરમેશ્વર સમજી સેવા કરવી.

એ પ્રકારની સેવા સ્ત્રી જો ખરેખર સાચા દિલથી, કોઈ પણ પ્રકારના સામાજિક કે આર્થિક બલાબલના વિચાર વગર આપે તો શું થાય ?

સ્ત્રી એ માતા બને. પતિ એ પુત્ર બને : બીજું કાંઈ ના બને.

આર્યલગ્નને નામે આજ દિનતક ઓળખાયેલી લગ્નસંસ્થા સ્ત્રી પાસેથી જે માગે છે તે તો જાણે પતિને માટે પત્નીને બદલે માતા જ માગતી હોય એમ દેખાય છે. એમ શુદ્ધ સ્વભાવની સતી એના પતિના દિલમાં પોતાના સતીત્વથી જે છાપ જમાવી શકે એનો આપણે વિચાર કરવા જેવું છે. નિષ્પક્ષ રીતે વિચાર કરતાં બરાબર લાગે છે કે, લગ્નને નિષ્ફળ કરવાને માટે જો વધારેમાં વધારે કાર્યસાધક કાર્યપદ્ધતિ યોજાઈ હોય, ઉપદેશાઈ હોય તો તે આર્ય-લગ્નની છે.

એક જુવાન માણસ ગમે તેવો નીચ હોય, ડામીજ હોય, પતિત હોય, અપંગ હોય તો તેનો સાથ હરકોઈ ઇન્સાન તજી દેશે—ન તજે કેવળ એક માતા.

બાપ પણ પુત્ર સાથે વાત કરવાનો પણ સંબંધ રાખવા ન માગે, મિત્ર પણ એની સાથે સલામનો વ્યવહાર ન રાખે, ભાઈ પણ એવા ભાઈ સાથે બોલવાનો પણ સંબંધ તજી દે, ત્યારે પણ એને ન તજે કોણ ?—એની માતા ! વિચારશો તો તમને સમજાશે કે જે આર્યલગ્ન કહેવાય છે એ કર્મ—માતા ને કર્મ—પુત્રનાં શારીરિક લગ્ન યોજે છે ! એ લગ્નના આદર્શમાં જ સ્પષ્ટ વિરોધાભાસ છે.

ને એ વિરોધાભાસનો બોજો જ માત્ર સ્ત્રી ઉપર પડે છે ! પરિણામ એ આવ્યું છે કે દક્ષિણના અમેરિકનો ગુલામીની સંસ્થાનો

જે દલીલોથી બચાવ કરતા હતા, એ જ દલીલોથી આપણે સતીત્વનો બચાવ કરીએ છીએ. સતીત્વના ધાર્મિક મનાયેલા સિદ્ધાન્ત ઉપર શંકા સરખી લાવનારને આપણે ધિક્કારીએ છીએ. અને 'આદર્શ આર્યા' જેવી સ્ત્રી જગતભરમાં બીજે થઈ નથી ને થવાની નથી એવું કેવળ મિથ્યા ગુમાન આપણે ધરીએ છીએ.

આ જૂઠો આદર્શ છે. મનુષ્ય સ્વભાવથી અસંગત છે. એ આચારમાં તો મુકાઈ શકાતો જ નથી; કેમકે વ્યવહારમાં તો 'સતીત્વ' અને 'આર્યલગ્નની પવિત્ર ભાવના' એ સ્ત્રીની સ્વેચ્છામાં ફલિત થવાને બદલે સાસુ, નણંદ, પતિ વગેરેની ચોકીદારીમાંથી જ ફલિત થાય છે. સતીત્વ એ સ્ત્રીની ભાવનાને બદલે પતિનો કાયદેસર હક્ક મનાયો છે.

ને દુનિયાની કોઈ પણ બીજી ધારાપોથીમાં નથી એવા ફોજદારી કાયદાની વાડ 'સતીત્વ' આડે આપણે ભીડી છે. હિન્દી ફોજદારી કાયદામાં ફાંસી અને દેશનિકાલ પછીની ઉગ્રમાં ઉગ્ર સજા 'આર્યલગ્ન'ના અશક્ય આદર્શોના ઉલ્લંઘન માટે નિર્માઈ છે. કડક ફોજદારી કાયદાથી જે આદર્શ નિભાવવા પડે એ આદર્શ નથી—કાયદા ઘડનારાઓની માનસિક અંધાધૂંધીની કેવળ જોરતલબીજ છે, ને કેવળ સ્ત્રીની આર્થિક પરવશતાને કાયમી નિભાવી રાખવાની ઇન્દ્રજાળ જ છે.

હકીકત તો એ છે કે 'આર્યલગ્ન'ની પવિત્રતા એના આદર્શથી જળવાતી નથી, પણ હિન્દી ફોજદારી કાયદાથી જ જળવાય છે. ને આજનો જુવાન ચોરીમાં જ્યારે મંગળફેરા ફરે છે ત્યારે એ અગ્નિની પ્રદક્ષિણા નથી ફરતો—હિન્દી ફોજદારી કાયદાની પ્રદક્ષિણા ફરે છે. સતીત્વની ભાવનાને હિન્દી ફોજદારી કાયદો ભારેમાં ભારે સજાથી દંડતો ન હોય તો સ્ત્રીઓ તો ઠીક, પણ પુરુષો પણ એને કેટલા પ્રમાણમાં સન્માને એ પણ એક સવાલ છે.

મારી કથામાં અંજની પોતે તમને આવું કંઈ કહેવાની નથી. પણ એની વિપત્તિઓ ને ઉપપત્તિઓ તમને આ સવાલો પૂછશે. મારો જવાબ મેં ઉપર આપ્યો છે. વાંચકો વાંચ્યા પછી એ સવાલોનો જવાબ પોતાની જાતને આપે. લેખક અને વાંચક વચ્ચે વચમાં ખટરાગ ઊભો ન થાય એ માટે લેખકે પોતાનો જવાબ કથાભાગમાં ક્યાંય જરાયે આપવાને બદલે આંહીં જુદો તારવીને મૂક્યો છે.

એક વાત નવલકથાના એક મુખ્ય પ્રસંગ માટે. એક સાચા બનેલા બનાવ ઉપરથી આ કથા સૂચિત થઈ છે.

મારા એક મિત્રનું વેવિશાળ મારા એક બીજા મિત્રની બહેન સાથે છેક બાળપણમાં થયું હતું. તે સમયે વરપક્ષવાળા મિત્રના પિતા બહુ સારી સ્થિતિમાં હતા. કન્યાપક્ષવાળા મિત્રના પિતાની સ્થિતિ સામાન્ય હતી. વેવિશાળ થયું ત્યારે કન્યા બડભાગી લેખાયેલી, એ આજ પણ મને યાદ છે.

પણ પછી તો કાળચક્ર ફર્યું. કન્યાના પિતા તાલેવર બન્યા, ને 'માસ્તરમાંથી શેઠ' બન્યા. વરના પિતા કુટુંબે ને સંપત્તિએ સદંતર ખુવાર થઈ ગયા. વરપક્ષવાળા મિત્રના ઘરમાં બેત્રણ નાનાં બાળકો, મારા મિત્ર પોતે ને લગભગ અપંગ એવા બુઝુર્ગ પિતા એટલું જ રહ્યું. કાલનું ભોજન ક્યાંથી આવશે એનું પણ કાંઈ ચોક્કસ ના રહ્યું.

ને બડભાગી મનાયેલી કન્યા હવે મંદભાગિની લાગી. વરપક્ષની લગ્નની વાત કન્યાપક્ષને અકારી લાગવા માંડી. વેવિશાળ તોડવાની વાતો ચાલી. આ વાતો વરપક્ષને કાને આવી. નાતજાતમાં બળિયા બનેલા કન્યાપક્ષ સાથે બાથ ભીડવાનું વરપક્ષ માટે અસંભવિત હતું; એટલે કોઈ જાતનાં ઊંડા ડહોળાણમાં ભવિષ્યમાં ઊતરવું ન પડે એ અર્થે, કન્યાપક્ષ કોઈ જાતની સાચીખોટી તકરાર ઊભી કરીને એમની ગરીબી ઉપર બીજું કોઈ આળ ન ઓઢાડે એ માટે વરપક્ષે રાજીખુશીથી કન્યા ઉપરનો હક્કદાવો છોડી દેવાનું નક્કી કર્યું.

અને આવી મતલબનો કેવળ એ મતલબ પૂરતો જ પત્ર મારા મિત્રે જાતેજ પોતાના સસરા ઉપર લખ્યો. કન્યાના પિતા, સામે ચાલીને આવતી આ ફારગતિ ઉપર ખૂબ રાજી થયા, અને એમણે પોતાની ભણેલી પુત્રી માટે બીજો વર શોધી રાખેલો તે કન્યાની માતાની પસંદગી માટે રજૂ કર્યો.

ને એ જ દિવસે કન્યા પિતાના ઘરને નમસ્કાર કરીને ચાલી નીકળી. પોતાના સસરા પાસેઃ વિવાહિત પતિ પાસે.

અને એ કન્યા અને એ પતિનાં લગ્ન થયાં. એ લગ્નમાં હાજરી આપી શકવા બદલ આજ મને હર્ષ થાય છે.

આજે આ યુગલ સુખી છે. આજે પતિ સારે ઠેકાણે છે. એમને સંતતિ છે.

આ વાત જ્યારે બની ત્યારે જ મેં શ્રી. ધૂમકેતુને કહી હતી. અમારા ‘ચા–ઘર’માં અમે એની ચર્ચા કરી, ને શ્રી ધૂમકેતુએ ત્યાં ને ત્યાંજ એક સુંદર વાર્તા લખી નાખી. ‘બિન્દુ’ નામથી એ પ્રસિદ્ધ પણ થઈ છે.

મારે અહીં જણાવવું જોઈએ કે મૂળ આ બનાવ ઉપરથી સીધી રીતે સૂચિત થયેલી મારી નવલકથાને એ સુખી યુગલ સાથે કાંઈ સંબંધ નથી. મારી નવલકથાની અંજની પોતાના સસરાનો પત્ર મળ્યાની રાતે પોતાના પિતાનું ઘર તજી સસરાના ઘર તરફ ચાલી નીકળી, ત્યાંથી સાચા પ્રસંગની સાચી અને બહાદુર નાયિકાથી સદંતર છૂટી પડે છે. ત્યારપછીના કથાના ભાગને મૂળ પ્રસંગ સાથે કશો સંબંધ નથી.

પછીની અંજની એ કેવળ કલ્પનાનું જ સર્જન છે : પછીના તમામ પ્રસંગો પણ કલ્પનાજન્ય છે.

માટુંગા
બળેવ : ૧૯૯૬ } ગુણવંતરાય આચાર્ય

# • અનુક્રમણિકા •

●

## પ્રકરણ પહેલું

### જેમાં જદુરામ મહારાજને સમજાય છે કે દુનિયાને પૈસાનો લોભ લાગ્યો છે

નીલકંઠ મહાદેવના મંદિરમાંથી જદુરામ મહારાજ એક હાથમાં પિત્તળનો લોટો સાહીને બીજે હાથે છીંકણી સૂંઘતો બહાર નીકળ્યો.

ગામનો પડાવ ઘણો મોટો હતો. મોરો શહેર જેવો હતો. વસતી ઘણી ઓછી હતી. ગામમાં ઉજળિયાત વસતી વધારે હતી. વળી સરકારી થાણાના આ ગામમાંથી સરકારી અમલદારો, નોકરો, દરબારી વકીલો વગેરેના છોકરાઓ કોલેજમાં ભણતા હતા અને દર રજાએ શહેરી વાતાવરણનો વિલાયતી રંગે રંગાયેલો વંટોળ લાવતા; એટલે અમરાપુર ગામને શહેરી જીવન અને ગ્રામ્યજીવન બન્નેની અગવડતાઓ ખૂબ ખૂબ સતાવતી.

નીલકંઠ મહાદેવનો વિસ્તાર તો હતો ઘણો બહોળો, પણ ભક્ત–સમુદાય નાનો હતો. એના પહોળા પથારાને કારણે મહાદેવના મંદિરના નિજમંદિર સામેનો ઓટલો રોજ સાંજે ગામના ચોરાનું રૂપ પકડતો. મહાદેવનો પૂજારી જદુરામ મહારાજ હતો. એ ઘણો ઊંચો અને જરઠ માણસ હતો. એ કણબી જેવી પાઘડી બાંધતો ને ફકીર જેવી દાઢી રાખતો. શરીરે એ કદીયે બદન કે પગે જોડા પહેરતો નહિ. એ ચાલતો ત્યારે એના બે પગ અથડાતા, બોલતો ત્યારે થૂંક ઊડતું. રોજ સવારે દેવની પૂજા કર્યા પછી પિત્તળના

લોટામાં શંકર–નિર્માલ્ય ભરીને સંભાવિત ગામજનોને ઘેર વંદાવવાને જતો. જદુરામ મહારાજ પૂજા કરતો, મંદિરનો બાગ સંભાળતો, જોશ જોતો, મુહૂર્ત જોતો, ક્રિયા કરાવતો અને આમાંથી કાંઈ એને આવડતું નહિ; પરંતુ ભોળા અને સ્થૂલબુદ્ધિના નિષ્પાપ બ્રાહ્મણ તરીકે ગામલોક એને નિભાવી લેતા હતા—એવો એ જદુરામ મહારાજ હતો.

શિવ–નિર્માલ્ય લઈને જદુરામ જ્યારે નીલકંઠના દરવાજામાંથી બહાર નીકળ્યો ત્યારે એના મનનાં બે વાત હતી. એક તો આજે બારશ હતી; બીજું ત્રણ દિવસ પછી શ્રાદ્ધપક્ષનો આરંભ થતો હતો. એકાદશીના ઉપવાસ કરવાવાળી સ્ત્રીને આજે પારણાં કરતાં બ્રાહ્મણને સીધું દેવાની તક હતી. શ્રાદ્ધ જેને સરાવવું હોય, ખવરાવવું હોય તો એને માટે પણ તક હતી.

ગામમાં દરબારી વકીલોમાં બેત્રણ વકીલોની પત્નીઓ આસ્થાવાન હતી. ગામની ગુજરાતી શાળાના મુખ્ય મહેતાજી રામભાઈ પણ શ્રદ્ધાળુ હતા.

પરંતુ નીલકંઠ મહાદેવમાંથી નીકળીને જદુરામ આગળ વધે તે પહેલાં તો એણે પાછળ એક સાદ સાંભળ્યોઃ ‘જદુરામકાકા! જદુરામ મહારાજ!’

મહારાજે પાછળ નજર કરી. સાદ દેનારી એક છોકરી હતી. આઠ નવ વર્ષની છોકરી પગમાં અટવાતી ચૂંદડીને એક હાથે ને જમીન ઉપર ઘસડાતી ઘાઘરીને બીજે હાથે સાહીને જોરથી દોડતી આવતી હતી.

મહારાજે છીંકણીવાળા હાથનું આંખ ઉપર નેજવું કર્યું. અવાજ પરિચીત લાગતો હતો, પણ મહારાજને આંખે ઝાંખપ ચડવા માંડી હતી.

છોકરી સામે આવીને ઊભી રહી; ખૂબ જોરથી દોડવાથી હાંફી ગયેલી લાગતી હતી.

'મારી બા કહે કે દોડતી જજે; નહિતર જદુરામકાકા મંદિરમાંથી નીકળી જશે; એટલે હું દોડતી આવી. મારી બાએ કહાવ્યું છે કે તમે ગામમાં જાઓ તે પહેલાં અમારે ઘેર થતા જજો.'

'તું કોની છોકરી, બેટા ?'

'હું મોહનભાઈની અંજની !'

'લે હવે ઓળખી. તે હું જરા ગામમાં આંટો મારીને નિરાંતે મોડેથી આવું તો ?'

'મારી બા કહે કે હમણાં જ આવે એમ કહેજે.'

'તો ચાલો.'

જદુરામ મહારાજ અને અંજની ચાલવા માંડ્યાં.

'તું શું ભણે છે ?' મહારાજે પૂછ્યું.

'ત્રીજી ચોપડી. મને એક ફૂલ આપશો ?'

'કેમ ?'

'મારે માથામાં નાંખવું છે.'

'ગાંડી ! આ ફૂલ મારી પાસે અત્યારે છે ને, તે માથામાં નંખાય નહિ; માત્ર આંખે વંદાય. આ તો દેવસેવાનાં ઊતરેલાં ફૂલ. એને માથામાં નાખીએ તો પાપમાં ભરાઈએ. માથામાં ફૂલ નાંખવાં હોય તો મંદિરમાં આવીને વીણી જાને ! ઢગલા મોઢે છે !'

'આજ આવું ?'

'આવજે બેટા ! દેવનાં મંદિર તો વળી કુમારિકા સામે કોઈ દિવસ બંધ હોતાં હશે ? ગમે ત્યારે આવજે; ને હું હોઉં—ન હોઉં તોય ફૂલ વીણી જજે.'

'નિશાળમાંથી છૂટીને આવીશ.'

'આવજે.'

'ખરેખર, આવીશ હો!'

'ખરેખર આવજે. પછી છે કાંઈ!'

આટલા સમયમાં તેઓ મુકામે આવી પહોંચ્યાં લાગતાં હતાં. ડેલીમાં દાખલ થતાંવેંત છોકરીએ બૂમ પાડીઃ 'બા! જદુરામકાકા આવ્યા!'

પરસાળમાં હીંચકો હતો. એના ઉપર બે માણસો બેઠાં હતાં. જદુરામ મહારાજ હીંચકા પાસે આરામખુરશી ઉપર બેઠા.

'આવો! આવો!'

હીંચકા ઉપર બેઠેલા બે માણસો પૈકીના એકને તો જદુરામ બરાબર પિછાનતો હતો. જે જરા જાડો, જરા ઠીંગણો માણસ હતો તે તો ગામના રડ્યાખડ્યા બે ત્રણ દુકાનદારો માંહેનો એક એવો અંજનીનો બાપ મોહનભાઈ પોતે હતો. બીજો જે ઊંચો, સુક્કો ને આંખે ચશ્માં ચડાવેલો હતો એ અજાણ્યો હતો. ગામનું તો કોઈ માણસ મહારાજનું અજાણ્યું ન હતું, એટલે દેખીતી રીતે એ માણસ પરગામી હતો. એના માથામાં હોળેલા ચકચકતા વાળથી તે એના ચંપલની અણી સુધી, એ માણસ ઉપર 'મુંબઈગરા'ની છાપ હતી. સામાન્ય માણસ ઘરમાં માથું હોળીને નથી બેસતો કે પગમાં ચંપલ નાંખીને નથી ફરતો.

'મે'માન ક્યાંના છે?' જદુરામે મોહનભાઈ પાસેથી મહેમાનની સીધી ઓળખાણ માગી, સામેથી ઓળખાણ માંગવામાં ગામમાં કોઈનેય નાનમ ન હતી.

મોહનભાઈ હસ્યાઃ 'તમે ન ઓળખ્યા? આ તો મારા બનેવી છે. મુંબઈમાં વેપારધંધો કરે છે.'

'આ કમુનો વર?' મહેમાન સામે જોઈને મહારાજે કહ્યું. 'માફ કરજો ભાઈસાહેબ! તમને ઓળખ્યા નહિ હો! છો તો મજામાં ને?'

મહેમાન ઠાવકે ચહેરે કાંઈ જવાબ દે એ પહેલાં મોહનભાઈ ખડખડાટ હસ્યા: 'એને શું વાતે દુઃખ છે? ઘરમાં બે જણા એકલાં છે. કમાણી સારી છે.'

'બીજું શું જોઈએ?' મહારાજ મહેમાન તરફ માનબુદ્ધિથી જોઈ રહ્યા. 'આપણે તો છોકરી સુખી હોય તો જાણે ગંગા નાહ્યા. બાકી આજકાલનો જમાનો તો એવો છે કે કાં તો છોકરીઓ સાસરેથી તરત પિયેર પાછી વળે છે ને કાં તો કોઈ દિવસ નથી આવી જ શકતી!'

'હરિભાઈનો એ વાતે તો મને ઉચાટ નથી. એ તો નસીબ પાધરાં છે.'

'નસીબની જ બલિહારી છે, ભાઈ. આજકાલ ઝંખના કરતાં અને પુરુષાર્થ કરતાં બધું—જે જોઈએ તે મળે છે; માત્ર સારો જમાઈ નથી મળતો. જમાઈ સારો મળવો એ તો નસીબની જ વાત. જમાઈની પસંદગીમાં તો ભલભલા માણસ પણ થાપ ખાઈ જાય છે. બાઈ શું કરે છે?'

'શેરબજારમાં છે.'

શેરબજાર શું ચીજ છે અને એ બજારમાં શાની લેણદેણ થતી હશે એની જદુરામને તો જરા સરખીયે ઝાંખી નહોતી; પણ વાત આગળ લંબાય એ પહેલાં ઘરમાંથી અંજની આવી ચાનો પ્યાલો મૂકી ગઈ: 'ચોખ્ખા પાણીનો છે.'

'એ તો હું જાણું છું, બહેન! તારી બા જાણી જોઈને બ્રાહ્મણનો દેહ ન વટલાવે.'

અંજનીની બાની આવરદા વરસ સોની; સંભારતાં જ આવી. લાજ કાઢીને એ જદુરામ મહારાજ પાસે આવી ઊભી. એક હાથે એણે મોહનભાઈ આડો ઘૂમટો તાણ્યો હતો. એના બીજા હાથમાં એક

જૂના જેવો લોટો હતો. એનું શીળું ને ઘરરખ્ખુ નારીનું ઘઉંવર્ણું મોં મરકતું હતું.

લોટો એણે જદુરામ મહારાજના પગ પાસે મૂક્યો. લોટામાં સાકર ભરી હતી. સાકર ઉપર પાંચ રૂપિયા રોકડા હતા. મહારાજને આ દાન ન સમજાયું, પણ દાનનો સ્વીકાર કરવા પહેલાં દાનનું કારણ જાણવાનો જદુરામ આગ્રહ પણ રાખતા નહોતા.

મોહનભાઈનાં વહુ તો આવ્યાં હતાં તેમ પાછાં ચાલ્યાં ગયાં. મહેમાનનું મુખ જરાક કડવું થતું હતું—સાકર ધારીને કોઈ માણસ અચાનક ફટકડી ખાય એવું. મોહનભાઈ હસતા હતા.

'અંજનીની બાનો ખાસ આગ્રહ હતો કે આ લોટો તો જદુ-રામ મહારાજને જ આપવો, તે તમને આપ્યે જ એને જંપ વળ્યો.'

જદુરામ ચા પીતાં પીતાં બોલ્યાં: 'હું તો ગરીબ ગામડાંનો જરઠ બ્રાહ્મણ છું, પણ ભગવાન તમને શ્રદ્ધાનું ફળ આપશે.'

'તમારા મોંમાં સાકર, મહારાજ! તમે કહો છો એવું ફળ મળશે, તો તમને તો એણે સાકર ભરીને લોટો આપ્યો, પણ હું તો સોનામહોર ભરીને આપીશ.'

જદુરામ મહારાજના હાથમાં ચા ભરેલી રકાબી અધ્ધર જ રહી ગઈ. લોટો ભરીને સોનામહોર! લોટો એમણે ધારી ધારીને જોયો. પણ લોટામાં એને કાંઈ નવીનતા ન ભાસી. સવાલ પૂછતો હોય પણ સવાલના શબ્દો કંઠમાંથી નીકળતા ન હોય એમ એ મોહનભાઈ સામે જોઈ રહ્યો.

'મહારાજ! વાત જાણે એમ છે કે મારા બનેવી છે ને—આ હરિભાઈ, તે આ જ લોટો લઈને મુંબઈ ગયેલા. આપણી કમુનાં લગ્ન થયા પછી ઘેરથી રિસાઈને અહીં આવેલા, ને અહીંથી પહેર્યાં કપડાં ઉપરાંત સામાનમાં એક આ લોટો લઈને મુંબઈ ગયા. ત્યાં પહેલાં તો રખડ્યા; પણ આખરે પગથિયું હાથ લાગ્યું ને પછી તો નસી-

બની સીડી ઠીક ચડ્યા. પછી તો એમણે કમુનેય બોલાવી લીધી. ગામમાં ઘર કર્યાં. ઘરનું વાસ્તુ લઈ નાત પણ જમાડી. બ્રાહ્મણ પણ જમાડ્યા. મુંબઈમાંય એમણે જમીન લીધી છે. તે વહેલાં મોડાં ત્યાંય માળો બાંધશે. ઘરની પેઢી કરી છે ને એક મોટર પણ રાખી છે.'

'મોટરગાડી! ભાઈને ઘેર!' જદુરામ મહારાજને હરિભાઈ માટે નવું માન પેદા થયું. જદુરામ મહારાજે મોટર તો જોઈ હતી, મોટરમાં બેસનારા પણ જોયા હતા. મોટરમાં તો સાહેબ બેસે, દરબાર બેસે, એના કારભારી બેસે; પણ સામાન્ય વેપારી માણસ–હરિભાઈ જેવા માણસ પણ રોજ મોટરમાં બેસે, એ ગામડાના આ ભોળા બ્રાહ્મણને મન અપાર અચરજનો વિષય હતો.

'ત્યારે તો ભાઈને ઘેર રજવાડું છે એમ જ કહોને? કોઈક દિવસ ભાઈની મોટર આંહીં આવશે તો અમેય બેસશું અંદર!' જદુરામભાઈ પણ ભોળપણભર્યાં વાર્ધક્યનું સંતોષી હાસ્ય કરી રહ્યા.

'અરે હરિભાઈની મોટર તો અહીં આવે તે દિવસ આવે. હું તમને મારી મોટરમાં સહેલ કરાવીશ.'

'તમારી મોટર?'

'હા; મારી મોટર!' મોહનભાઈ સભાનસૂરે બોલ્યા. 'મેંય મુંબઈ જવાનો નિરધાર કર્યો છે.'

'તમે? તમારે તો અહીં ક્યાં દુકાન નથી?'

'આ દુકાનમાં શું દહાડા વળે? ખરચ કાઢતાંય નવ નેજે પાણી ચડે છે. પૈસો જો જોવો હોય તો તો ઘણી ખમ્મા મુંબઈ માવડીને!'

'અરે ભાઈ! દેશમાં અરધો રોટલો મળે છે તો પરદેશમાં આખો રોટલો લેવા શું કામ દોડા કરવા?'

'પાંચ વરસ મુંબઈ કાઢી નાખીએ, પછી જિંદગીભર દેશમાં કાઢીએ નહિ? પુરાણ કાળની સોનાની લંકા તો આજકાલ મુંબઈમાં વસી છે.'

'તમનેય પૈસાનો લોભ વળગ્યો ને? આ ગામમાં પેટ પૂરતું મળતું હોય એને આ ગામ છોડીને કેમ જવું ગમતું હશે એ મને નથી સમજાતું. મને તો કોઈક સો રૂપિયા આપે તોય મુંબઈ ન જાઉં.'

'અરે મહારાજ!' હરિભાઈ પોતાના મુંબઈની નાલેશી સહન ન કરી શકયા. 'સો રૂપિયા તો માણસ મુંબઈમાં એક દિવસમાં કમાય છે.'

'સો કમાઓ કે લાખ કમાઓ, પણ અમારે ગામમાં તો લોક કહેતાં આવ્યાં છે કે મુંબઈની કમાણી તે મુંબઈમાં સમાણી. આજ-કાલ માણસને મુંબઈનો મોહ લાગ્યો છે, તે રોજરોજ સેંકડો માણસ એ શહેરમાં જતું હશે. જાય છે તો ઘણા, પણ પાછા કોઈ આવ્યા છે? મુંબઈ તો ચૂડેલ જેવું છે. એક વાર જેને પકડયો એને પછી છટકવા ન દે—કરોળિયાનાં જાળામાં જાણે માખી ફસાઈ.'

'તમને મુંબઈ ઉપર ભારે ચીડ લાગે છે?' હરિભાઈએ સવાલ પૂછ્યો.

'ચીડ તો શું હોય મને? ને હોય તોય મારી ચીડથી એને અસર પણ શું? મુંબઈમાં કહે છે કે રોજ–બ–રોજ અકસ્માતો થાય છે. રસ્તે ચાલતાં માણસ મોટર નીચે આવી જાય. રોગચાળો પણ ભારે. હાલતાંચાલતાં ખૂન પણ થાય ને જોતજોતામાં હુલ્લડ પણ થાય. હોટેલો ઘણી, જુગારખાનાંય ઘણાં ને . . . ને . . ને રાંડો પણ ઘણી. ચોસઠ જોગણી પછી એ પાંસઠમી જોગણી સમી મુંબઈ તો દૂરથી જ નમસ્કાર કરવા જેવી!'

'ને પૈસો પણ મુંબઈ જ દે છે. મુંબઈ છે તો આજ ગામડાં આવી દશામાંયે ઊભાં છે. આજકાલ તો વેપાર મુંબઈમાં, વિદ્યા મુંબઈમાં, આબરૂ પણ મુંબઈમાં.'

'ડુંગર દૂરથી રળિયામણા લાગે; બાકી તો મુંબઈના રૂપિયા કરતાં દેશની પાવલી વધારે સારી.'

'આ હરિભાઈ મારી બાજુમાં બેઠા છે ને એના શુકનના લોટામાં તમને દક્ષિણા આપી તોય આમ કહેશો ? પૂછો આ હરિભાઈને. પાંચ વરસ પહેલાં પહેરણમાં સૂતરનાંયે બટન ન હતાં; આજ સોનાનાં છે. પાંચ વરસ પહેલાં જોડાયે નહોતા ને આજ તો તોડાથીયે વધારે મોંઘાં ઉપાનહ પહેરે છે. વાત છે કાંઈ ? એ તો નસીબ અજમાવવાનું આળસ એટલે દેશમાં સૂકો રોટલો ખાઈને પડયા રહીએ.'

'તો કરો કંકુનાં. જજમાન તરતા હશે તો બ્રાહ્મણને તો લાંબે લેખે લાભ છે ને ?'

'એમ હોય ? આ આપણું તમને વચન છે. પાંચ વરસ પછી તમને આજ લોટા સોનામહોરે ભરી દેવો.'

જદુરામ મહારાજ હસ્યા: 'વાહ ! આ તો મુંબઈ તમને ફળે એ પહેલાં મને ફળી.'

'મારી બા તમને અંદર બોલાવે છે.' અંજનીએ આવીને જદુરામ મહારાજને બોલાવ્યા.

ગૃહપત્ની અઠ્ઠાવીસેક વર્ષની ઉમરનાં હતાં. મહાલક્ષ્મી એનું નામ. જદુરામ મહારાજ અંદર ગયા ત્યારે એ પોતાની પાંચેક વર્ષની પુત્રી લીલાને રમતાં પડી ગયેલી તેને રોતી છાનાં રાખતાં હતાં.

ગૃહપત્ની જુવાન હો, વૃદ્ધ હો; ઘર દીકરીઓથી, વહુઓથી ભરેલું હો—જદુરામ જરઠ હતો, રૂક્ષ હતો, પણ એના નિખાલસ બ્રાહ્મણત્વનો એને સહારો એવો હતો કે એને નિરંતરાય પ્રવેશ હતો ગમે તેવા ઘરમાં.

'તે તમે તો હવે મુંબઈવાસી થવાનાં કે ?'

'એમને જવું હોય તો મારે કાંઈ છૂટકો છે ?' મહાલક્ષ્મી ભોળું હાસ્ય કરીને બોલી. 'આંહીં છોકરાં સાચવીએ છીએ ને દેવદર્શન કરીએ છીએ તે મુંબઈમાં પણ એજ કરવાનું છે ના !'

થોડી વાર અટકી મહાલક્ષ્મીએ જદુરામને કહ્યું: 'મેં તો તમને એટલા માટે બોલાવ્યા હતા કે તમે ગામમાંથી પાછાં વળો ત્યારે આંહીંથી સીધું લેતા જજો. એમને તો બસ મુંબઈની મોહિની એવી વળગી છે કે દે-માર કરીને પણ કાલ સવારે ઊપડવું છે; એટલે ઘરમાં તો અમારે ધડ ઉપર માથું નથી. મારી તો ધારણા હતી કે તમને બોલાવીને ઘેર રસોઈ કરીને નીલકંઠ મહાદેવને થાળી ધરું; પણ અત્યારે તો ઘરમાં ક્યાં કોઈને નિરાંત છે ? એટલે તમને સીધું આપું છું તે મારા વતી ધરાવજો ને મહાદેવના આશીર્વાદ માગજો !'

'ભલે બહેન !'

જદુરામ જ્યારે ઘરમાંથી બહાર નીકળીને પોતાની રોજની વાટે ચાલ્યો, ત્યારે એના મનમાં વિચાર થતો હતો: 'મનજી બહુનો રૂપલોભ મુંબઈ જાય ને વાણિયાનો દીકરો મોહન પણ મુંબઈ જાય. આ જ્યારથી મુંબઈમાં કોઠી નંખાણી, ત્યારથી દુનિયાને પૈસાનો લોભ વળગ્યો છે.'

થોડી વાર ચાલીને જદુરામ મહારાજ રસ્તામાં થંભી ગયા: 'પણ આ મોહન જતાં બિચારા રામભાઈ મહેતાજીનું શું થવું છે ?'

## પ્રકરણ બીજું

### જેમાં મોહનભાઈ જદુરામને થયેલા સવાલનો જવાબ આપે છે

જદુરામ મહારાજને થયેલી શંકા સકારણ હતી. રામભાઈએ જ્યારે વાત સાંભળી ત્યારે એને તો માથે જાણે વજ્રપાત થયો.

ગરીબ બિચારો ગામડાનો મહેતાજી! પત્ની તો મરી ગઈ હતી. બારેક વર્ષનો બાળિયો પુત્ર એક માત્ર એ પાછળ મૂકી ગઈ હતી. રામભાઈ હાથે રાંધતા ને હાથે છોકરાને ઉછેરતા. કેટલાક માણસો જન્મથી જ ભાર વહેવાને સર્જાયા હોય છે. માથે જે કાંઈ બોજો આવી પડે છે તે તેઓ ઊંચકે છે. એ બોજો, ક્યાંથી આવ્યો એ એ જોતા નથી. માથે આવેલો બોજો કોઈ બીજાના ઉપર ઉતારી શકાશે કે કેમ એ એ વિચારતા નથી. ખેંચાય એટલો બોજો, ખેંચાય એટલો સમય, ખેંચાય એટલે દૂર તેઓ ખેંચી જાણે છે. એવો રામભાઈ હતો અને એને મોહનભાઈનો સહારો હતો.

મહેતાજી અને દુકાનદાર બેયને પરસ્પર ફાવી ગયું હતું, ને ધીમે ધીમે એવી સ્થિતિ ઊભી થઈ હતી કે એમાંથી એકેયને બીજા વગર ચેન પડતું ન હતું. એવી જળમીન જેવી પ્રીતની વચમાં મોહનભાઈના મુંબઈ જવાની વાત જ્યારે રામભાઈએ સાંભળી ત્યારે એના ઉદ્વેગનો પાર ના રહ્યો.

રસોઈ પડતી મૂકીને એ ઉતાવળો ઉતાવળો બહાર નીકળ્યો. એના હાથ ઉપર રોટલી બાંધવાનો લોટ ચોંટી રહ્યો હતો એનો એને ખ્યાલ ના રહ્યો. પરસેવાથી નીતરતા કપાલ ઉપર ચૂલો ફૂંકતા ઊડેલી રાખ બાઝી હતી એની એને સરત ના રહી. એની દુનિયામાં એને માટે શેષ રહેલી મોજ ઊડી જવાની વાત એણે સાંભળી હતી અને એ એ વાતનું સાચજૂઠ જાણવા નીકળી પડ્યો હતો.

'મોહનભાઈ! આ હું શું સાંભળું છું? તમે શું મુંબઈ જવાના છો?'

'આવો આવો, રામભાઈ! હું હમણાં જ તમારી પાસે આવતો હતો—જરા જરૂરી કામકાજ પતાવીને."

'પણ એ વાત સાચી છે?'

'હા. મનમાં નક્કી કર્યું કે એક તક તો જિંદગીમાં અજમાવી લેવી!'

'પણ આમ અચાનક? કાંઈ વાત નહિ, કાંઈ ચીત નહિ. મારી કે તમારી નાનામાં નાની વાત એકબીજાથી અજાણી નહિ; અને આવી મોટી વાતનો મને ઇશારો સરખોય ના કર્યો.' રામભાઈને જેટલું દુઃખ મોહનભાઈના જવાથી થતું હતું, એટલું જ મોહનભાઈએ પોતાના ઇરાદાને અત્યાર સુધી ગુપ્ત રાખ્યો એ વાતનું થતું હતું.

'ગઈ કાલ સુધી મને પણ ખ્યાલ ન હતો. આજ સવારે ઊઠતાં-વેંત વિચાર આવ્યો ને વિચાર આવ્યો કે તરત અમલમાં મૂક્યો. બેસો તો ખરા.'

'શું બેસું? ઘેર તાવડી ચૂલે મૂકી છે.'

'આજ હવે સાથે ખાશું.'

'પણ ઘેર શાકભાત તો તૈયાર છે.'

'તે સાંજે કામ નહિ આવે? અંજની! જા બેટા! જરા દેવીપ્રસાદને બોલાવી લાવ.'

રામભાઈ ખાટ ઉપર બેઠા. એમને પોતાની બાજુમાં બેસતા જોઈને મુંબઈગરા એવા મોહનભાઈના બનેવીએ પોતાનું અંગ સંકોર્યું. ખરેખર! ગામડાનાં માણસોને સભ્યતા જેવી વાતનું કાંઈ ભાન જ નથી હોતું! રામભાઈનું ધ્યાન હરિભાઈ તરફ હતું જ નહિ; એટલે હરિભાઈના ચહેરા ઉપર તડકોછાંયો કરીને વહી ગયેલી વાદળી એમને દેખાઈ નહિ. એની નજર તો હતી મોહનભાઈ ઉપર જ, અને એણે હજીયે આશ્ચર્યથી મોહનભાઈને સવાલ પૂછયો:

'પણ મુંબઈ જવાનું કારણ?'

'આ દુકાનમાં મારો દાદો મરી ગયા, મારા બાપ પણ મરી ગયા ને હું પણ વહેલોમોડો અચૂક મરી જઈશ; પણ દુકાનમાંથી કાંઈ વળતર ભાળ્યું નહિ. પ્રસંગ આવે તો રૂપિયાની જરૂર પડે. એ રૂપિયા કરજે લેવા ને પ્રસંગ ઉતારવો ને કરજ કર્યાં હોય તેનાં કરજ ચૂકવવામાં બાકીનો બધો વખત જાય—આ દુકાનમાંથી તો કોઈ દિવસ લાખ મળવાના નથી ને લખેસરી થવાના નથી, ને મુંબઈમાં તો પથરો લેવા નમીએ તોય પૈસો હાથ આવે. આ જુઓ અમારા હરિભાઈ, મારા બનેવી થાય—'

અને મોહનભાઈએ મોહનભાઈના ગામ છોડીને જવાના ખ્યાલથી અર્ધમૂઢ જેવા બનેલા રામભાઈને હરિભાઈને મુંબઈમાં કેવો ને કેટલો તત્કાલ લાભ થયો એની કથા પૂરી વિગત સાથે કહી બતાવી.

પરંતુ રામભાઈ એ વાત પૂરી સાંભળીયે ન શક્યા. અલબત્ત એ ચૂપ રહ્યા; પરંતુ મોહનભાઈનો અવાજ એના કાનમાં સપડાઈને પાછો ફરતો હતો. એનું ચિત્ત તો બીજે જ ભમતું હતું! મોહનભાઈ મુંબઈ જાય તો પોતાના દિવસો આ ગામડાગામમાં શે જશે?

રામભાઈ તો વતની હતા ગામના જ અને નોકરીમાંથી પેન્શન મળવા પહેલાં એમની આખરી બદલી એમની માગણી અને ઉપરી-

અધિકારીની કૃપાથી પોતાના જ ગામમાં થઈ હતી. પ્રમાણમાં માસ્તરની ઉમર મોટી હતી ને મોહનભાઈની નાની હતી; પણ બે વચ્ચે એવો તો મનમેળ જામી રહ્યો હતો કે બે જોડકાં બાળકો પણ આ જોડિયા ભેરુઓ પાસે હળવાં લાગે. રામભાઈને જૂનીનવી વાતો કહેવાનો શોખ હદ વગરનો અને એટલો જ હદ વગરનો શોખ હતો મોહનભાઈને એ વાર્તાઓ સાંભળવાનો. બેયને માટે આ વાત શોખ કરતાં રોગ સમી વધારે હતી, ને એ એક જ રોગના બે દરદીઓ વચ્ચે કોઈ પૂર્વભવની પ્રીત હોય એવી ભાઈબંધી જામી હતી. રામભાઈનો દેવીપ્રસાદ તો મોહનભાઈને ત્યાં જ હોય.

પણ હવે તો મોહનભાઈ જાય છે અને મહાલક્ષ્મી પણ જાય છે. હવે સાંજના લાંબા કલાકો કેમ જશે? હવે દેવીપ્રસાદની માવજત કોણ કરશે! મોહનભાઈને પૈસાનો લોભ વળગ્યો! રામભાઈને ખ્યાલ આવ્યો કે મોહનભાઈ બોલતા બંધ થયા છે અને હવે પોતાનો વારો બોલવાનો આવ્યો છે. મોહનભાઈની આખી વાત તો એણે સાંભળીયે ન હતી; પણ મોહનભાઈ પૈસાના લોભે મુંબઈ જતા હતા એ વાત તો સાચી ખરી.

'તમારી ગણતરી સાચી હશે, પણ જેટલા મુંબઈ જાય છે એ બધા જ થોડા પૈસાદાર થાય છે? મુંબઈમાં માણસ તો ધનવાન થતાં જ નથી, કેવળ પૈસા જ પૈસાદાર થાય છે.'

'તમારી વાત સાવ સાચી, રામભાઈ!' મોહનભાઈ પોતાનો બચાવ કરતા બોલ્યા. 'પણ હું કાંઈ થોડો મુંબઈમાં નોકરી કરવા જાઉં છું? મારી પાસે બહુ નહિ તો થોડુંક તો છે. મારે મુંબઈમાં જઈને કોઈની ઑફિસ કે પેઢીના ઉંબરા નથી ઘસવાના.'

રામભાઈએ નિશ્વાસ મૂક્યો: 'કરો ફતેહ ત્યારે. મને તો લાગે છે કે આપણી તો હવે આ છેલ્લી મુલાકાત છે!'

'અરે એ શું વાત કરો છો તમે?'

'મુંબઈના નળનું જેણે પાણી પીધું એને પછી ગામડાના કૂવાનું પાણી ગમતું નથી. ને જેણે એના રસ્તાના ડામરની ગંધ લીધી એને પછી ગામની ધરતીની ગંધ ગમતી નથી. પછી એને જૂનાં ગામ, જૂના વાસ, જૂનાં માણસ ગમતાં જ નથી. ખરુંખોટું રામ જાણે. પણ સાંભળ્યું છે કે મુંબઈમાં માણસ તો વરસે વરસે બાયડીનેય રજા આપે છે.'

'બસ કે રામભાઈ! આ મોહનને હજીયે ન ઓળખ્યો કે?'

'મોહનને તો પિછાનું છું, પણ મુંબઈને હજી હું નથી પિછાનતો એટલે કહું છું. એટલું જાણું છું કે કાંઈક છે એ યાવની નગરીમાં, જે કામરુ દેશની કામિની માફક માણસની આંખ જ ફેરવી નાંખે છે. મારા એક આસિસ્ટન્ટનો છોકરો હતો. તે પહેલાં તો મારે ઘેર જ રહેતો, પણ મુંબઈ ગયા પછી તો મને જાણે ઓળખતો જ નથી. આ તે દિવસથી મારે ને મુંબઈને પાકો અણુરાગ છે.'

'આપણે એ રાગ કરાવી દેવો.' મોહનભાઈના અવાજમાં કોલની વાણી હતી.

'તો તમારા મોઢામાં સાકર. બાકી હવે મારી તો અવસ્થા થઈ. બે વરસ પછી તો પેન્શન ઉપર ઊતરીશ. આવી અવસ્થાએ કાંઈ નવા ભાઈબંધ થોડા થઈ શકે છે? જીવ તે કાંઈ થોડા દૂધપાણી છે કે જ્યારે પણ ભેળવો ત્યારે ભળે; એટલે હું તો હવે એકલો થઈ રહ્યો. મોહનભાઈ મુંબઈમાં શું કરતા હશે એવી કલ્પના કરીને જ મારે તો છેલ્લા દિવસો કાઢવાના.'

મોહનભાઈનો અવાજ ગંભીર થયો: 'તમને લાગે છે ને મને નથી લાગતું? પણ એક 'ચાન્સ' અજમાવવાનો ઇરાદો થયો છે, તે પાર પાડવો છે. હું તમને ભૂલું એ વાતમાં શું માલ છે?'

'શેરબજાર, ચોપાટી, મોટર, નાટકચેટક, સિનેમા . . . આમાં ગામડાના ગરીબ મહેતાજીનો પત્તો ક્યાં લાગે?'

‘ રામભાઈને ઘેર મોહનને જ્યારે પણ શોધશો ત્યારે મળશે રામભાઈ! મેં તો એ વાતનો ચોક્કસ નિર્ણય કર્યો છે.’

‘ રામભાઈને ઘેર મોહન તો છે જ ને રહેશે, પણ મોહનભાઈને ઘેર રામભાઈ રહેશે ? ’

‘ તમે નથી માનતા ? ’

‘ મને વિશ્વાસ નથી બેસતો.’

‘ તમે તમારે મોઢેથી જ આ ઘડીએ જ એમ કહો કે મોહન તું સાચો હતો ને મારો અંદેશો જૂઠો હતો, એ જાતની એક દલીલ મારી પાસે છે.’

‘ શું છે ? કહો તો ખરા.’

મોહનભાઈ ખાટ ઉપરથી ઊઠ્યા. અંદર પડતાં બારણાં વચ્ચે ઊભા રહી, એમણે સાદ દીધોઃ ‘ ગોળધાણા લાવજો ! ’

જાણે તૈયાર જ હોય તેમ ગોળધાણાની થાળી તત્કાલ આવી. એ થાળી લઈને મોહનભાઈ રામભાઈ પાસે ગયા.

‘ લ્યો ! ભાઈ. ગોળ ખાઓ ! ’

રામભાઈને કાંઈ ન સમજાયું. ગોળની કાંકરી હાથમાં લઈને એમણે પૂછ્યુંઃ ‘ શાનો ગોળ ખવરાવો છો ? ’

‘ મારી અંજનીનું વેવિશાળ તમારા દેવીપ્રસાદની સાથે કરું છું.’

રામભાઈ ફાટી આંખે મોહનભાઈ સામે તાકી રહ્યા. મોહનભાઈ નિખાલસ હાસ્ય સાથે બોલ્યાઃ

‘ બસ, આ એક છેલ્લી દલીલ છે મારી પાસે તમને ખાતરી કરાવવાની, કે મોહન અમરાપુરીમાં હોય કે મુંબઈમાં હોય તોપણ મોહન એ મોહન જ છે—ને રામભાઈને માટે બીજો થવાનો નથી.’

'મોહનભાઈ! શું કહું તમને? તમે દોસ્તી કરીને કરી જાણી. તમે મને આજે રૂડો બનાવ્યો, ઊજળો બનાવ્યો. હું તો છું ગરીબ . . .'

'હું કાંઈ ગરીબાઈનેય દેતો નથી, દેવીપ્રસાદનેય દેતો નથી; હું તો દઉં છું રામભાઈ સાથેના મારા નાતાને. ફૂલની માળાએ આવીને છોકરી પરણી જજો. એનો તો ઇશારો સરખોય મારે કરવાનો હોય?'

રામભાઈ ગદ્ગદ થઈ ગયા: 'હું કાંઈ રીતવહેવાર કે એવી વાત કરતો ન હતો. હું બુઢ્ઢો માણસ. દેવીપ્રસાદ વિષેની મારી ચિન્તા તમે વહોરી લો છો.'

'મોહનને મુંબઈ ફળશે તો દેવીપ્રસાદને પણ જરૂર ફળશે. હજી તમે મારા ઉપર અંદેશો રાખો છો?'

રામભાઈએ શબ્દોથી જવાબ ન આપ્યો; માત્ર એમની ભિંજાયેલી આંખો જ જવાબ આપી ગઈ. મોહનભાઈએ કહ્યું:

'રામભાઈ! હું મુંબઈ જઈને શ્રીમંત થાઉં કે ન થાઉં, રસ્તાનો રઝળતો ભિખારી બનું કે વાલકેશ્વર ઉપર બંગલામાં રહું. પણ હું કોઈ દિવસ નહિ ભૂલું આ ગામને અને મારા રામભાઈને. આપણે પરસ્પર મદદગાર બન્યા છીએ, આપણે સાથે રમ્યા છીએ, રઝળ્યા છીએ, સાથે સૂતા છીએ, દિલની ઝીણામાં ઝીણી વાતથી કદી દિલચોરી નથી કરી, મારાં સંતાન તમારાં બન્યાં છે, તમારું સંતાન મારું સંતાન બની રહ્યું છે, બે દેહમાં એક જ જીવ ને એક જ ભાવનાથી આપણે વર્ષો સુધી સાથે રહ્યા છીએ; પછી હું તમને કેમ ભૂલું? તમારા પહેલાં હું મરી જઉં તો ભૂત થઈનેય તમને જોવા આવું એવી મને તમારા તરફની મમતા; છતાં તમને કેમ મારા ઉપર જરાયે અંદેશો આવ્યો?'

'અંદેશો આણવામાં મારી ભૂલ હતી, પણ તમે મને મુંબઇ

જવાની વાત ના કરી અને છેક જદુરામ મારફત મને જાણ થઈ ત્યારે મનમાં થયું કે મુંબઈના નામ માત્રથી પણ જો મોહનભાઈ આટલા દૂર થઈ ગયા, તો મુંબઈ ગયા પછી તો કોણ જાણે શું થશે?'

'મેં તો તમને વાત નહોતી કરી એનું કારણ હતું. મારે તમને અજાયબીમાં ગરક કરી દેવા હતા. અંજનીનું વેવિશાળ કર્યા પછી તમારી રજા માગવી હતી મારે આજ. હવે તો રામભાઈ રાજીખુશીથી રજા દો.'

'તમે તો ખરી વડાઈ કરી બતાવી આજ, અને ગામડાના આ ગરીબ મહેતાજીને ઊજળો કરી બતાવ્યો. તમારા આ કાર્યનો વળતો જવાબ તો હું શું આપું? પણ જો બુઝર્ગ માણસના આશિષ ક્યાંય ફળતા હોય તો મારા તમને આશિષ છે કે મુંબઈમાં તમે યશ, સિદ્ધિ, સંપત્તિ, સુખ કમાઓ.'

હરિભાઈને આ બધી વાતો નકામી ને અર્થ વગરની લાગી. શું ગરીબ મહેતાજીઓના દોસ્ત થયા એટલે કમાવાયે પરદેશ ન જવું? ને ગામડામાં વરસો ગાળ્યાં એટલે મોટા શહેરની સામે નજર સરખીયે ન કરવી? એકાદ મોહનભાઈ બાદ કરતાં ગામડાનાં લોકોમાં કાંઈ કરતાં કાંઈ મહેચ્છા જ નહિ! બસ એને તો ઓણ વરસાદ મોળો આવ્યો ને પોર વરસાદ સારો હતો એ જ વાત. હજામનીયે એ વાત ને કણબીનીયે એ વાત.

હરિભાઈ ઊભા થયા: 'ત્યારે હું નાહી લઉં?' ચાલતી વાતમાં એમને રજ પણ રસ નથી ને ચાલતી વાતમાં રસ ઉપજાવવાનું જરાયે ગજું નથી એવો મગરૂબ બેપરવાઈનો ભાવ એમના ચહેરાની રેખાએ રેખામાં જાણે વણાઈ ગયો!

અંજનીએ આવીને કહ્યું: 'જમવાનો સમય થઈ ગયો છે!'

રામભાઈએ અંજનીને અનેક વાર જોઈ હતી; પણ આજ

નવી આંખે જોઈ. ગઈ કાલ સુધી રમતિયાળ ને ભોળી લાગતી પુત્રી સમી કન્યામાં આજ એણે શાળી, સુભગ અને સુહાસિની પુત્રવધૂનાં દર્શન કર્યાં. માથેથી એક બોજ ઊતર્યાનો—મુક્તિનો નિશ્વાસ એમણે એ ફરકતી જતી લીલી ઓઢણી ઉપર મૂક્યોઃ

'દેવીપ્રસાદ ને અંજનીનું, હે દયામય ઈશ્વર! તું સર્વદા કલ્યાણ કરજે.'

## પ્રકરણ ત્રીજું

### જેમાં મોહનભાઈ મુંબાદેવીની પૂજા કરે છે અને રોમહર્ષ અનુભવે છે

રામભાઈની વિદાય મેળવીને મોહનલાલ મુંબઈ આવ્યા. સહકુટુંબ આવ્યા હતા; સાવ ખાલી હાથે પણ નહોતા આવ્યા. ઓરડી લીધી, ઘર માંડ્યું, ઘરનું કામ ચાલે ચડ્યું એટલે પોતાના લાયક કામકાજ માટે એમણે ચોપાસ નજર નાંખી.

મોટાં શહેરમાં પગ મૂકતાં જ નોકરી કે પૈસો મળી જાય છે એવી ભ્રમણા કેવળ ગામડાંઓમાંથી મુંબઈ આવનારા લોકોની જ નથી; ઘણા ભણેલા માણસોએ પણ એવી જ માન્યતા સેવી છે. મુંબઈમાં આવ્યા પછી સમજાયું કે પૈસો મેળવવા માટે મુંબઈમાં પણ કાળી મજૂરી જ કરવાની રહેશે. મોહનભાઈનાં હાડકાંમાં હજી હરામીનો રોગ નહોતો પેઠો. એમણે પોતાના લાયકનાં કામકાજ જોવા માંડ્યાં. એમણે મુંબઈનું કાપડ-બજાર જોયું અને દવા-બજાર જોયું; લોખંડ-બજાર જોયું ને લક્કડ-બજાર જોયું; રૂ-બજાર જોયું અને શેર-બજાર જોયું; એમણે મિલો જોઈ અને વીમા-કંપનીઓ જોઈ; મારફત જોઈ ને આડત જોઈ; ઘી, તેલ, સાબુ, તાંબુ, પિત્તળ, એલ્યુમિનિયમ, રેશમ અને મેવો . . . જ્યાં જ્યાંથી એક પૈસો પણ મળી શકે એવી સંભાવના જોઈ ત્યાં ત્યાં એમણે પૂછપરછ, નિરીક્ષા વગેરેથી તાગ લીધા.

અને એ બધા પછી એમનું દિલ રૂ-બજાર તરફ દોડ્યું. મુંબઈમાં

બીજે બધે થોડે પૈસે થોડો વેપાર થઈ શકતો હતો. રૂ–બજારમાં થોડે પૈસે ઝાઝો વેપાર ખેડી શકાતો હતો.

અને તરતાં ન આવડતું હોય, છતાં એક જ ઝપાટે તરતાં શીખી જવાની તાલાવેલી હોય એવા માણસની પેઠે એમણે રૂ–બજારમાં ઝંપલાવ્યું.

પડ્યા, પછડાયા, ઘસાયા છતાં હિન્દુ પત્ની જેવી વફાદારીથી એ બજારને વળગી રહ્યા. પહેલાં બધા એને બેવકૂફ ગણવા લાગ્યા. મોહનભાઈ એથી ન મૂંઝાયા. પછી એ વેંતવાળા માણસ ગણાયા. પછી આબરૂ જાળવવાની ખેવનાવાળા જણાયા. બે ત્રણ વાર એ મુંબઈથી રાત લઈને નાસી ગયાની અફવાઓ બજારમાં ઊઠેલી તે એમણે જૂઠી પાડી. એમની રૂ–બજારમાં ગમે તે ભોગે ને ગમે તે ઘસારાને અંતે પણ ઊભા રહેવાની વૃત્તિએ ત્રણ જમાના ખાધેલ દલાલોએ એમની સાફ હજામત કરી નાખવાની તરકીબ રચી. કરોળિયાના જાળામાં માખી જેમ ફસાઈ આવે એમ મોહનભાઈ એમની ફરેબી જાળમાં ફસાઈ ગયા, ફસાયા પછી સમજ્યા. બહાર નીકળવાના એમણે તરફડિયાં માર્યાં અને વધારે ફસાયા.

દલાલો મૂછ પર હાથ દઈને બજારમાં ફરવા લાગ્યા ને જેને તેને વાત કરવા લાગ્યા કે 'મોહન ગુંદરિયા'ની હજામત એવી તો પાકી થઈ ચૂકી છે કે આવતા વલણે એ રાત લઈને ભાગવાનો છે, ને કાં તો . . . કાં તો . . .પાઘડી ફેરવવાનો છે.

રૂબજાર એક એવું બજાર છે કે જ્યાં કામ કરનારા માણસોના ઉપનામ પડે છે ને એ ઉપનામથી જ એ બજારમાં ઓળખાય છે, કોઈનીયે જાળમાં ફસાતાં સદાયે પોતાની જાતને બચાવી લેતો કલ્યાણમલ્લ મારવાડી બજારમાં 'કલ્યાણ કાગડા'ના નામથી ઓળખાતો. બાપકમાઈના પૈસા રૂ–બજારમાં વેરતો લીલાધર 'લીલિયા લાટ'ના નામથી ઓળખાતો. મોહનભાઈ 'મોહન ગુંદરિયા'ના નામથી બધાનો જાણીતો હતો.

બદલાના દિવસને હજુ ત્રણેક દિવસની વાર હતી, પણ મોહનભાઈ બહુ જ ચિન્તામાં ફરતા હતા! મુંબઈમાં આવવાના, રહેવાના, પૈસા જમા કરવાના એમના સ્વપ્નનો અંત આવ્યો હતો ને ઊલટા એમણે ગાંઠની મૂડી પણ ગૂમાવી હતી. ત્રણેક દિવસ પછી–બદલાને દિવસે આ શહેર છોડીને એને ભાગવું પડશે, વલણ ચૂકવવાને માટે ઓછામાં ઓછા પચાસ હજાર રૂપિયા એમને જોઈએ, અને ગાંઠમાં હવે તો પચાસ પણ નહોતા. ફરીને પાછું એનું એ ગામડું, એની એ દુકાન . . . એક દોઢ વરસના મુંબઈ નિવાસ પછી 'મેલ કરવત મોચીના મોચી'ની જેમ એ પાછા પોતાની દુકાને બેસશે.

મુંબઈમાં આવીને પૈસાદાર બનવાની મોહનભાઈની મહત્ત્વાકાંક્ષા એટલી જલદ હતી કે એના ભગ્ન થયા પછી એને તો જીવતર પણ ખારું ઝેર લાગતું હતું. મોહનભાઈનાં પત્ની ને એનાં બે બાળકોનો કાંઈ પણ ખ્યાલ મોહનભાઈને ન ઊપજ્યો હોત તો એમણે પોતાના જાન ઉપર પણ કોશિશ કરવાનો ઈરાદો ક્ષણભર કર્યો. બીજી ક્ષણે એની સ્નેહાળ ને ભોળી પત્ની અને બે નાનાં બાળકો એને યાદ આવ્યાં—અને મોહનભાઈ પાઘડી ફેરવી નાંખવાનો વિચાર કરીને બીજે દિવસે રૂ–બજારમાં આવ્યા.

'પણ આટલો બધો કોલાહલ શાનો?' મોહનભાઈને અચરજ લાગ્યું. બજારનું વલણ બદલાઈ ગયું હતું; મંદીનું મોજું ઊલટી જઈ તેજી આવતી જણાતી હતી.

આમ પરદેશના સારા સમાચારે રૂબજારમાં અણધારી તેજી આવી ચડી દેખાતી હતી. અને રૂના ભાવ ઊંચા ને ઊંચા, વધારે ઊંચા, કોઈ થાંભલા ઉપર બાંધેલા ચંદરવાની જેમ કૂદકાઓ મારી ઊંચે ને ઊંચે જ ચડતા હતા. એક જ દિવસમાં પંદર ટકાનો ફેર. બીજો દિવસ ગયો, ત્રીજો દિવસ ગયો, બદલાનો દિવસ આવી પહોંચ્યો ને મોહનભાઈ ભિખારી થવાને બદલે લખપતિ થઈ ગયા.

મોહનભાઈ આ અણધાર્યા પલટાને કિસ્મતનો કોલ સમજીને વધારે ઉત્તેજિત બન્યા, ને સાંજે જ્યારે બજાર બંધ થયું ત્યારે મોહનભાઈને મૂર્ખ માનનારા જાતે મૂર્ખ મનાયા, બહાર દેખાતાં પરિણામો ઉપરથી માણસનાં સાધન, શક્તિ, આવડત વગેરેનું માપ કાઢવાને ટેવાયેલા સામાન્ય જનસમૂહે તો માન્યું કે ' મોહન ગુંદરિયા'એ ભારે ગણતરી કરી અને મોહનભાઈને દાબી દેવાને તૈયાર બનેલા દલાલોને મોટા બેવકૂફ બનાવી દીધા.

સાંજે જ્યારે બજાર બંધ થયું ત્યારે મોહનભાઈ પાંચ લાખ રૂપિયાના ધણી થઈ ચૂકયા હતા અને સાવધ રહેવા જોગ માણસની કીર્તિ પણ કમાઈ ચૂકયા હતા.

મોહનભાઈ માણસ સમજદાર ! એમણે રૂબજારને તિલાંજલિ આપી. એ દિવસમાં ચાર પાંચ મકાનો, મોટર વગેરે એમણે ખરીદી લીધાં ને પછી સોનાચાંદીની જબરી દુકાન માંડીને નિરાંતથી બેસી ગયા. બેન્કમાંથી વ્યાજ આવવા માંડયું. મકાનોમાંથી ભાડાં આવવાં માંડયાં અને દુકાનમાંથી નફો આવવા માંડયો.

આમ અમરાપુરનો મોહન–દુકાનદાર મુંબઈમાં ' શેઠસાહેબ મોહનભાઈ સાહેબ 'માં પલટાઈ ગયો.

પૈસા કમાવા ઉપરથી મોહનભાઈ શેઠનું ધ્યાન ઊઠી ગયું, તે હવે કમાયલા પૈસાને વીસમી સદીના શેઠને છાજે એમ વાપરવા ઉપર બેઠું.

બધા શેઠસાહેબો એમની છોકરીઓને ભણાવતા હતા, માટે એમણે પોતાની દીકરીને ભણાવવાનું શરૂ કર્યું. બધા શેઠસાહેબો હવાફેર માટે જતા માટે એમણે હવાફેર કરવા જવાનું શરૂ કર્યું. બધા શેઠો સ્વભાવે અક્કડ દેખાતા હતા, માટે એમણે પણ સ્વભાવમાં અક્કડાઈ દાખલ કરી.

ને આમ ને આમ કંઈ પાંચ સાત વર્ષ વીતી ગયાં.

એક દિવસ રામભાઈનો પત્ર આવ્યો.

# પ્રકરણ ચોથું

## જેમાં મોહનભાઈ પછી રામભાઈ પણ લક્ષ્મીનું આવાહન કરે છે!

રામભાઈ હવે નોકરી ઉપરથી ફારગ થયા હતા. ગામડું ગામ હતું, એટલે દશ રૂપિયાના પેન્શન ઉપર અને દેવીપ્રસાદના ભાવીની આશા ઉપર એમણે દિવસો વિતાવવા માંડ્યા.

ગામડાના આ ગરીબ મહેતાજીને ગામમાં કોઈની સાથે અણબનાવ ન હતો; પણ જેને ગામડામાં અણબનાવ નથી હોતો એ કાં તો સંતજન મનાય છે ને કાં તો 'ભગવાનના ઘરનું માણસ' મનાય છે. રામભાઈ પોતે સંત નહોતા, એટલે ગામે એને હરિના ઘરનું માણસ માની લીધું હતું. આમ હોવાથી એમને કોઈની સાથે ખાસ બનાવ પણ ન હતો. રામભાઈને મોહનભાઈની ખોટ બહુ સાલી.

શરૂ શરૂમાં તે મોહનભાઈના બબ્બે ને ચાર ચાર દિવસે પત્ર આવતા હતા. એક દિવસ તો તાર પણ આવેલો કે, અમે બધાં આજ રાતે ઊપડીને કાલે ત્યાં પહોંચશું તો ઘટતી તજવીજ રાખશો !' રામભાઈએ બધી તજવીજ કરાવેલી, બધો બંદોબસ્ત કરેલો. એમણે ને દેવીપ્રસાદે મળીને મોહનભાઈનું ઘર હાથોહાથ સાફસૂફ કરેલું; પણ વળતે દહાડે બીજો તાર આવેલો કે અમે હમણાં આવવાનો વિચાર માંડી વાળ્યો છે.

બસ, પછી મોહનભાઈના કાંઈ સમાચાર નહોતા. રામભાઈએ

બેચાર પત્રો લખેલા હતા તેનો કાંઈ જવાબ ન મળ્યો. રામભાઈએ પછી પત્રો લખવા બંધ કર્યા.

મિત્ર સાથેના સંપર્કથી વંચિત બનેલું વૃદ્ધ જનનું ચિત્ત પોતાના જુવાન બનતા જતા પુત્ર ઉપર ઠર્યું. પુત્રની અભ્યાસમાં બહુ ગતિ નહોતી, શરીરમાં પણ ઝાઝી પહોંચ ન હતી; પણ તેમ છતાંયે એ સજીવ વ્યક્તિ હતો. એની સાથે વાત થઈ શકતી હતી; એની વાતો સાંભળીને સમજી શકાતી હતી.

વૃદ્ધ બાપ ને ઊછરતો પુત્ર સવારે સાથે ફરતા, સાંજે સાથે ફરતા. બાપ રાંધતો ને પુત્ર ખાતો. સાંજે બાપદીકરો નવ કાંકરીની રમત રમે. આમ દિવસોના દિવસો વહી ગયા—પાંચ વરસ વહી ગયાં.

હવે દેવીપ્રસાદ જુવાન હતો. એને સોળમું વરસ બેઠું હતું. પાંચમી અંગ્રેજીમાં એ ભણતો હતો. રામભાઈએ મનમાં ગણતરી કરી—હવે અંજનીને પંદરમું વર્ષ બેઠું હશે; હવે એની વય લગ્ન કરવા જોગ થઈ ગણાય.

રામભાઈએ મોહનભાઈને પત્ર લખ્યો. હવે મારી અવસ્થા થઈ, ઘેર કોઈ બાઈમાણસ નથી. રાંધવાસીધવાની અગવડ બહુ પડે છે, વળી દેવીપ્રસાદની પણ હવે ઉંમર થઈ ગઈ છે, અંજનીની પણ ઉમર કાંઈ નાની ન કહેવાય, ઉપરાંત હું એના બાપના સ્થાને તો આંહીં બેઠો છું; માટે તમે જો સત્વર લગ્ન કરવાનો વિચાર કરો તો મારા ઊપર અહેસાન થશે!

શ્રીમંત શેઠ સાહેબ જ્યારે મખમલનો ગાલીચો બિછાવેલી ખાટ ઉપર હીંચકતા હતા ત્યારે એમને રામભાઈનો પત્ર મળ્યો. વાંચીને એ વિચારમાં પડ્યા. રામભાઈના પુત્રની સાથે એમણે અંજનીનું વેવિશાળ કર્યું હતું એ તો સાચું હતું, અને એક વાર વેવિશાળ થઈ જાય પછી વહેલી કે મોડી પણ લગ્નની માગણી પણ આવે. એમણે મહાલક્ષ્મીને બોલાવી.

માણસના વિચારમાં ફેર પડે છે ત્યારે એ વાત એના ચહેરા ઉપર છવાયા સિવાય નથી રહેતી, એટલે એના ચહેરામાં પણ ફેરફાર પડી જાય છે. અમરાપુરના મોહનભાઈને તમે વાલકેશ્વરના 'મોહનનિવાસ'માં રહેતા મોહનભાઈમાં જરા સરખાયે પારખી ન શકો. પહેલાનો પાતળો લંબગોળ અને સામાન્યતઃ વધેલી હજામતવાળો ચહેરો અત્યારે ભરાવદાર, સ્થૂળ અને રોજની હજામતના સુક્કા ચળકાટવાળો રહેતો હતો. પહેલાં એમની આંખ મોટી લાગતી, આજ એ કાંઈક ઝીણી લાગતી. એમના શરીરમાં શેઠશાહી ભરાવો પણ થયો હતો. મોહનભાઈના શરીરને નહિ, પણ દિલને તો મુંબઈનું પાણી લાગી ગયું હતું.

મોહનભાઈમાં થયેલા આ પરિવર્તન સામે મહાલક્ષ્મી મુંબઈ નિવાસથી સદંતર નિર્વિકાર દેખાતી હતી. જે શરીર, જે ચહેરો, જે ઋજુતા અમરાપુરમાં એનાં હતાં, તે મુંબઈમાં પણ એનાં જ બની રહ્યાં હતાં. આંહીં પણ એની દેવસેવા, બ્રહ્મસેવા, પહેલાંના જેટલા જ વિવેકભર્યાં ચાલુ હતાં. નોકરિયાત વર્ગનો સર્વમાન્ય અભિપ્રાય હતો કે, 'બાઈસાહેબ તો પેટે અવતાર લેવા જોગ છે.'

'રામભાઈનો કાગળ આવ્યો છે.' મોહનભાઈએ પેઢીએ જવા માટેનાં કપડાં પહેરતાં કહ્યું.

મોહનભાઈના દીવાનખાનામાં અનેક જાતભાતની ખુરશીઓ હતી—એકવડી, બેવડી, નેતરની, બફની, સ્પ્રીંગવાળી, ગાદીવાળી; પણ આટલાં વર્ષે પણ મહાલક્ષ્મી એમાંની એકેય ખુરશી ઉપર બેસી શકવાની ટેવ પાડી શકી ન હતી. એ નીચે જ બેસતી.

આયનામાંથી મોહનભાઈ શેઠે મહાલક્ષ્મીને નીચે બેઠેલી જોઈ. એમણે કહ્યું: 'પણ તું આમ નીચે બેસે છે ને ધાર કે કોઈ આવી ચડે તો?'

'પણ મારા ઘરમાં હું ગમે ત્યાં બેસું એમાં બીજાને શું?'

'કેટલું જંગલી કહેવાય? તને આમ બેઠેલી જોઈને કોઈક એમ જ કહે કે શેઠાણીને તો હજી ખુરશી ઉપર બેસતાં નથી આવડતું.'

'તે એમાં શી નહાનમ છે? હવે આવડી ઉંમરે તે કાંઈ થોડા પાકે ઘડે કાંઠા ચડે. તમારી છોકરીઓ તો ઘડીભર નીચે નથી બેસી શકતી, એટલેથી ભાઈસાહેબ તમે સંતોષ માનીને મને તો મારી રીતે સૂવાબેસવા દો.'

મોહનભાઈ હસ્યા: 'તું તો સાવ આવી ને આવી ભોળી રહી. ધાર કે કાલે મને "સર"નો ખિતાબ મળ્યો ને તું "લેડી" થઈ તો.'

'તમારે થવું હોય તે થજો; પણ મને મહેરબાની કરીને કાંઈ ન બનાવશો. મારે તો હું જેવી છું એવી સારી છું. તમને શરમ આવતી હોય મારા જેવી ગામડિયણથી, તો ગામડે મોકલી દેજો ને તમે ને તમારી છોકરીઓ પછી ખૂંદવા હોય એટલા ઘોડા ખૂંદજો, પણ મારી પાસે તમારી આ બસો બસો રૂપિયાની ખુરશીઓ ન ખુંદાવશો.'

મોહનભાઈ કોટ પહેરી ચૂક્યા હતા, એ જોઈને મહાલક્ષ્મીએ એમને યાદ આપ્યું: 'આડી વાતે ચડી ગયાં ને મૂળ વાત તો રહી ગઈ. તમે કાંઈક કાગળની વાત કરતા હતા ને?'

'હા. એ તો રામભાઈનો કાગળ આવ્યો છે એની વાત કરતો હતો. કાંઈ ખાસ નથી.'

'ત્યાં છે તો સારી પેઠે ને?'

'ગામડાંમાં માણસને રોગ થતા જ નથી. જે દિવસે થાય છે ત્યારે પણ રોગને માણસ થાય છે.'

'શું લખે છે?'

'એ તો કાંઈ ખાસ નથી. લખે છે કે હવે મારું શરીર અશક્ત થયું છે. ઘરમાં એકાદ બૈરાં માણસની ખરી જરૂર છે, તો અંજનીના વિવાહ આ વરસે કરો.'

'ત્યારે કેમ કહો છો કે ખાસ નથી? વિવાહ કરવાની વાત છે ને? આ વરસે વૈશાખ મહિનામાં અંજનીને સોળમું વરસ બેસશે. વૈશાખ મહિનામાં કરીએ તો શું?'

મોહનભાઈએ પગમાં બૂટ પહેરતાં થંભી જઈને મહાલક્ષ્મી સામે જોયું: 'આજ આટલે વરસે પણ તેં મારી મશ્કરી કરી ખરી!'

'મશ્કરી? તમારી? હું કરું?'

'તો તે હમણાં કહ્યું હતું એ શું ગંભીરતાપૂર્વક કહ્યું હતું?'

'તમે શું કહેવા માગો છો?'

'હું એમ કહેવા માગું છું—બલકે જાણવા એમ માગું છું કે રામભાઈ તો ગામડાગામનો પંતુજી છે એટલે એ તો બેવકૂફ છે જ; પણ તુંયે બેવકૂફ છો?'

'મારા ઉપર આટલી બધી ખીજ કાં?'

'તે તું શું એમ માને છે કે એ ભિખારી પંતુજીના ગમાર છોકરા સાથે હું મારી છોકરીને પરણાવવાનો છું?'

'કેમ વેવિશાળ કર્યું છે પછી શું?'

'વેવિશાળ કર્યું તે દિવસ હું ભોળો હતો ને સંયોગ પણ જુદા હતા. આજ સંયોગ જુદા છે. મારી છટ્ઠી અંગ્રેજી ભણતી છોકરી પેલા ત્રણ ચોપડી પણ પૂરી ફાડી નથી શક્યો એવા અબૂધ છોકરાને પરણે એમ? પાંચ સાત વરસ પહેલાં મેં એક મૂર્ખાઈ કરી એટલે એની કિંમત શું મારી છોકરી ચૂકવે?'

મહાલક્ષ્મી ઊભી થઈ ગઈ. 'આ તમે શું બોલો છો? મારી છોકરીના એક ભવમાંથી બેભવ કરવા છે તમારે?'

'એક પણ ભવ હજી થયો જ ક્યાં છે?' મોહનભાઈ પેઢીએ જવા માટે ઊભા થયા. 'આપણે આ સંબંધે નિરાંતે વાત કરવી હોય તો કરશું, પણ એ વરસથી મારા મનમાં જે વાત ઘોળાયા

કરે છે ને તને જે વાત કરતાં મનમાં મને સંકોચ થતો હતો એ અત્યારે કહી દઉં. મારી છોકરીને મારે કૂવામાં નથી નાંખવી. મારી છોકરીને મારે પારકી વેઠની હેડમાં નથી નાંખવી; અને મારે એનું જૂનું વેવિશાળ જાળવવું પણ નથી.'

'તમારે અત્યારે તો ઑફિસે જવાની ઉતાવળ છે ને?'

'હા, કેમ?'

'તો મારું એક માનશો?'

'શું?'

'મારી વાત સાંભળ્યા પહેલાં રામભાઈને તમે કાંઈ જવાબ ન લખશો.'

મોહનભાઈએ મહાલક્ષ્મી સામે જોયું. મહાલક્ષ્મીનું વય પાંત્રીસ સાડત્રીસનું હતું, પણ શરૂ શરૂમાં બે છોકરીઓ થયા પછી કોઈ સંતતિ થયેલી નહિ એટલે શરીર હજી સુદૃઢ હતું. એના મુખ ઉપર એના સતત સહવાસી એવાં વ્રત, નિયમ, પૂજા વગેરેની શીળી છાયા હતી. એકંદરે હજી પણ જે કોઈ એની ખરી વય ન જાણે એને પોતાની બે પુત્રીઓની મોટી બહેનસમી, પચીસ સત્તાવીસ વર્ષની લાગે એવી ભીનલવર્ણી ગૌરી જ દેખાતી હતી. ગામડામાંથી મોહનભાઈ પોતાની સાથે જે કાંઈ લાવ્યા હતા તે બધું ઘસાઈ ખપી ખૂટ્યું હતું. રહી હતી માત્ર એક જ વાત—એમનો મહાલક્ષ્મી તરફનો મુરબ્બીવટભર્યો અનુરાગ. એ મહાલક્ષ્મીને ભોળી માનતા હતા, સહેલાઈથી વંચાય એવી માનતા હતા, ઊંડી વાતોમાં સમજે નહિ એવી માનતા હતા; એને કાંઈક અંશે ધર્મઘેલી પણ માનતા હતા, પણ એને નારાજ કરતાં એમને સંકોચ થતો હતો. મહાલક્ષ્મીને રાજી રાખવામાં એમને મજા આવતી ને એમનું પૌરુષેય સંતોષાતું હતું.

'ભલે, વાત કર્યા પછી કાગળ લખીશ.'

## પ્રકરણ પાંચમું

### પતિ અને પત્ની વચ્ચે જો સંતાન પરત્વે મતભેદ પડે તો શું?

તે રાતે ભોજન ઉપર મહાલક્ષ્મીએ વાતનો આરંભ કર્યો: 'તમે રામભાઈને કાગળ તો નથી લખ્યો ને?'

મોહનભાઈએ ચોપાસ નજર ફેરવી: 'છોકરીઓ ક્યાં છે?'

'ગરબામાં ગઈ છે. હવે મારા સવાલનો જવાબ આપો.'

'તેં ના કહી એટલે જ નથી લખ્યો.'

'બહુ સારું કર્યું. રામભાઈ બિચારા પ્રભુનું માણસ છે. એને કારણ વગર ઓછું આવવા જેવું થાત.'

જ્યારથી વિવાહની વાત ઊભી થઈ હતી, જ્યારથી રામભાઈનો કાગળ આવ્યો હતો, ત્યારથી કોઈ આગલા ભવની દુશ્મનાવટ જાગી હોય એમ રામભાઈનું નામ મોહનભાઈને મન કડવું થઈ પડ્યું હતું; એટલે મહાલક્ષ્મીની રામભાઈ તરફની સહાનુભૂતિમાં એ જરાયે સૂર પુરાવી ન શક્યો: 'મારી વાત તો દુનિયાદારીને જાણનાર હરકોઈ માણસ સમજી શકે એવી છે. તારી વાત હવે તો તું સમજાવ.'

'મારી વાત પણ હરકોઈ માણસ સમજી શકે એવી જ છે. એક વાર વેવિશાળ કર્યું, એ પછી મનસ્વી રીતે તોડવું, એ મને તો અણગમતી અને ટકી ન શકે એવી વાત છે.'

'એટલે કે માણસે એક વાર ભૂલ કરી એને જિંદગીભર વળગી રહેવું?' મોહનભાઈએ એક બે વાર અદાલતના ઉંબરા જોયા હતા, ત્યારથી એમને ગમે તે અધીનની ઊલટતપાસ લેવાની ટેવ પડી હતી.

'ભૂલના બહાના નીચે આપેલું વચન ફોક કરી નાંખવું હોય તો એમ જ સીધું કહો ને?'

મોહનભાઈને સમજાયું કે ભૂલની દલીલ લાંબી ચલાવવામાં સાર નથી. મોહનભાઈને બીજી એક વાત સમજાઈ. મહાલક્ષ્મીને સમજાવી લેવાનું એણે ધાર્યું હતું એટલું સહેલું નહિ પડે. પોતે અને મહાલક્ષ્મી આ સવાલને જુદી જુદી દિશામાંથી જ જુએ છે. પોતે મનમાં પાકી ગાંઠ વાળી લીધી હતી કે પોતે વેવિશાળ કરવામાં ભૂલ કરી છે, એટલે વચન ફોક કરવામાં કાંઈ અજુગતું હતું નહિ. મહાલક્ષ્મીને મનમાં વહેમ પેઠો હતો કે એનો પતિ આપેલું વચન પાળવાને નારાજ છે, માટે જ વચન ખોટી રીતે અપાયું હતું એવી દલીલ કરે છે.

મોહનભાઈને લાગ્યું કે મહાલક્ષ્મી જેવી ઘરરખ્ખુ, વરરખ્ખુ અને સંતાનપ્રેમી પત્ની સમક્ષ પોતાની આખી બાજી ખોલવામાં કાંઈ અઘટિત ન હતું. 'બૈરાંની બુદ્ધિ પાનીએ' એ કહેવતમાં મોહનભાઈને સોએ સો ટકા ઇતબાર હતો; પણ એ પાની જ્યારે હરહંમેશ પતિની પાછળ જ જવામાં રાચનારી હોય, ત્યારે સમજાવટથી પાની ઉપર ઠરતી બુદ્ધિ પણ પતિની પાછળ પાછળ સંચરશે એમ માની લેવામાં કાંઈ અવાસ્તવિક ન હતું.

'આમ વકીલની માફક સામા સવાલજવાબ કરવા છે કે મારી વાત પૂરી સાંભળવી છે?'

'હું તો ક્યારનીયે તમને તમારી વાત પૂછું છું. સવાલો તો તમે પૂછીને મને બાંધી લેવા માગો છો!'

મોહનભાઈની માનસિક ભૂમિકાનું તથ્ય જો મહાલક્ષ્મીએ કબૂલ

રાખ્યું હોત તો મોહનભાઈનો એ જ વિચાર હતો ને એ જ ગણુતરી પણ હતી; પણ જૂઠી પડેલી ગણતરીની યાદ કોઈને ગમતી નથી.

'મારી ને તારી હઠની વચમાં આપણા બેયની છોકરી ઊભી છે હો. જે નિર્ણય કરશું એ તો આપણે કરશું ને આપણે જ અમલમાં મૂકશું; એનું પરિણામ તો નથી તારે જાતે ભોગવવા જવું કે મારે ભોગવવા જવું. એ તો અંજનીને જ ભોગવવાનું છે. આટલી વાત ન ભૂલીશ.'

'પછી?'

'હવે વિચાર કર. રામભાઈ ને આપણી વચ્ચે ઘણું અંતર પડી ગયું છે!'

'આપણે એક જ નાતના—એક જ જાતના છીએ ને?'

'નાતજાતની વાત તો તું ભૂલી જ જા. એ જમાનો જ ગયો. આજકાલ નાતજાતના અંતરનો કોઈ વિચાર પણ કરતું નથી.'

'ત્યારે કયા અંતરની તમે વાત કરો છો?'

'હું વાત કરું છું સામાજિક અંતરની. એ રહ્યા ગામડાના ભિખારી મહેતાજી—આપણે રહ્યા શહેરી શ્રીમંત. એમને ઘરમાં માણસ જોઈએ રાતદિવસ ઘરકામ કરવા; આપણી દીકરીઓ ઊછરે છે વૈભવશાળી વાતાવરણમાં. એમને છોકરી જોઈએ પંદર બેડાં સારે એવી—આપણી છોકરીઓ હાથે માખી બેઠી હોય તો માખી ઉડાવવાને માટે નોકર કે માને બોલાવે. એમના સંસ્કાર જુદા, રહેણીકરણી જુદી ને વિચારો પણ જુદા. આજકાલ આપણા ને રામભાઈના વિચારોમાં આસમાન-જમીનનો ફરક પડી ગયો; તો પછી છોકરાંઓમાં તો કેટલો વધારે ફેર પડી ગયો હોય?'

'વારાફેરી તો સહુની છે—કાંઈ રામભાઈની એકની નથી. આપણે પણ અમરાપુરમાં ક્યાં નહોતાં? ત્યારે તો રામભાઈ તમારા મોટાભાઈ હતા. આજ ફેર તો પૈસાનો પડ્યો છે—એ જ છે કે બીજો?'

'પણ પૈસાથી ફેર પડે ત્યારે બધી બાબતમાં જડમૂળથી ફેર પડે એ તું કેમ સમજતી નથી?'

'પૈસાથી માણસની રહેણીકરણીમાં ફેર પડે એ હું સમજું; પૈસાથી માણસની માણસાઈમાં ફેર પડે એ હું ન સમજું.'

'બૈરાંની બુદ્ધિ જ પાનીએ! માણસને જેટલી પૈસાની છૂટ એટલી એની નજર લાંબી, અને જેટલો સંકોચ એટલી એની નજર ટૂંકી. પરિણામે રોજ કંકાસ થાય. હું સારો છું કેમકે શ્રીમંત છું ને રામભાઈ ખરાબ છે કેમકે ગરીબ છે એમ હું નથી કહેતો. રામભાઈ ઘણી બાબતમાં મારા કરતાંયે સારા હશે, અને જો મારે પોતાને જ પરણવું હોત તો હું રામભાઈ સાથે જ પરણું; પણ આ સવાલ નથી મોહનનો કે નથી રામભાઈનો કે નથી મહાલક્ષ્મીનો. આ સવાલ છે મારી દીકરીનો અને એના દીકરાનો. મોહનભાઈ સ્વભાવે ભોળા હોય એટલે એની દીકરી પણ ભોળી છે એમ માનવાનું કારણ છે? રામભાઈ સ્વભાવે સજ્જન છે માટે એનો દીકરો પણ સ્વભાવે સારો હશે એમ માનવાને કારણ છે? એ બાળકોના સારામાઠા સ્વભાવની કસોટી જ શું? એવા કયા નવાણુંના ધક્કા એ બેમાંથી કોઈએ સહન કર્યા છે કે હજાર આફતો સામે, હજાર અંતરાયો સામે પણ એના સ્વભાવની વિશુદ્ધતા કે સહનશીલતાની ઝાંખી થઈ શકી હોય?'

મહાલક્ષ્મી મોહનભાઈ સામે તાકી જ રહી. આટલા ઉકળાટથી અને આટલું લાંબું મોહનભાઈ કદી આજ પહેલાં બોલ્યા નહોતા. મોહનભાઈની વાગ્ધારા નીચે એ કાંઈક દબાઈ પણ ગઈ: 'તમારું કહેવાનું એમ છે ને કે બન્નેના સ્વભાવ ખરાબ છે એમ જ માની લેવું?'

'ના, એમ નહિ અને એમ પણ ખરું. મારું કહેવાનું તો એમ છે કે જ્યાં કસોટીનો કોઈ સંભવ ન હોય, કાંઈ અવકાશ ન હોય ત્યાં સામાન્ય જનતાએ નક્કી કરેલા ધોરણ પ્રમાણે ચાલવું.

એ ધોરણ આજકાલથી નહિ પણ હજારો વર્ષના અનુભવથી નક્કી થયું છે. એ ધોરણ એ છે કે ચડતા દરજ્જાની કન્યાના ઊતરતા દરજ્જાના વર સાથે કદી લગ્ન ન કરવાં; કેમકે બન્નેની આસપાસનું વાતાવરણ, આબોહવા, રહેણીકરણી, સંસ્કાર વગેરે તદ્દન જુદાં જ છે. ને જેમ જુદાપણું વધારે તેમ ઘર્ષણ પણ વધારે; માટે અથડામણનો અવકાશ ઊભો જ ન થવા દેવો!'

'આપણા ને રામભાઈના દરજ્જામાં ફેર તો માત્ર પૈસાનો જ છે કે બીજો કાંઈ ખરો?'

'પણ પૈસાનો ફેર જ બધા ફેરનું મૂળ છે. માણસ પાસે જેટલા પૈસા હોય એટલા પ્રમાણમાં એનું વાતાવરણ, એના સંયોગો એની રહેણીકરણીનું ધોરણ ઘડાય છે. પૈસા એ જ નક્કર હકીકત છે; કેમકે માણસનાં સર્વ સ્થિતિ, સંયોગ, સંસ્કાર વગેરેનું એ માપ છે. માણસ માણસ વચ્ચેના વહેવાર પૈસાથી જ નક્કી થાય છે!'

મહાલક્ષ્મી હસી. એના હાસ્યમાં એના પતિની દલીલની નબળાઈ પકડી પાડ્યાની પતીજ હતી: 'તો પછી ઝાઝી વાતે ગાડાં ભરાય. દેવીપ્રસાદને બોલાવીને આંહીં રાખો. એને ભણાવો, કેળવો!'

એક ક્ષણભર મોહનભાઈ મહાત થયા. ક્ષણભર મહાલક્ષ્મીના આ સીધા સાદા ઉકેલ પાસે એની સર્વ દલીલોનો વહેતો પ્રવાહ તૂટી ગયો. બીજી ક્ષણે એ હસ્યા. મહાલક્ષ્મીની દલીલનો એને જવાબ મળી ગયો દેખાતો હતો.

'તમારા લોકોને—બૈરાંને પૈસા કમાવા પડતા નથી, પૈસા કમાવાને ક્યાંય બહાર જવું પડતું નથી, એટલે તમને પૈસાનો મર્મ પણ સમજાતો નથી. સમાજની બધી જ વાતો—એક પણ અપવાદ સિવાયની તમામ વાતો પૈસાના ધોરણ ઉપર જ મદાર રાખી રહી છે. મરેલા બાપનું શ્રાદ્ધ સરાવતા બ્રાહ્મણગોરનું ધ્યાન પણ એ ધર્મક્રિયા વખતે ખરી રીતે તો મરેલા બાપનો જીવતો ગોર દક્ષિણા કેટલી

આપે છે એના જ ઉપર હોય છે; પણ જે લોકોની પાસે પૈસો છે નહિ, સીધી રીતે પૈસો રાખવાની આવડત નથી અને અજ્ઞાન લોકોના ખિસ્સામાં હાથ નાંખવાને માટે જેઓને પોતાના ભોળા શિકારની આંખે પાટા બાંધ્યા સિવાય આરો નથી. એવાઓએ તમને ઊર્મિલતાનાં, નીતિનાં, ધર્મનાં, શાસ્ત્રનાં એવાં ઝેર પાયા છે કે નક્કર હકીકતોનો સામનો કરવાનીયે તમારામાં માનસિક હિંમત નથી રહી. જેટલી જેટલી વાતમાં બ્રાહ્મણને સીધું મળે, દક્ષિણા મળે, દાન મળે, ધર્મગુરુને કે શાસ્ત્રીને, પંડિતને કે પંડ્યાને કે પુરોહિતને બે પૈસા મળે એટલી એટલી તમામ વાતો ઉપર ધર્મના ને જાતિના ને શાસ્ત્રના ને સ્મૃતિના ને એવા એવા ઢોળ ચડાવ્યા છે કે તમને જાતે ભૂખ્યા રહેવામાં અને પંડિત પુરોહિત કે પંડ્યાને ખવરાવવામાં જ બધું સમાઈ જાય છે.'

'પણ મારી સાદી વાત ઉપર આટલું પિષ્ટપેષણ કાં કરો? હું તો નથી ધર્મની વાત કરતી નથી, શાસ્ત્રની કરતી. હું તો કહું છું કે છોકરાને આંહીં બોલાવો.'

'શ્રીમંતની છોકરી ગરીબને ઘેર જઈને રહે એ શ્રીમંતાઈ ભૂલી નથી જવાની, તેમ ગરીબનો છોકરો શ્રીમંતને ઘેર રહેવાથી કાંઈ શ્રીમંતના સંસ્કાર નથી પામવાનો.'

'તમે આ આખી વાત પુરુષની જ નજરે જુઓ છો, પણ સ્ત્રીની નજરે જોશો?'

'મને સમજાવ તો ખબર પડે!'

'હું તો સ્ત્રી જાત છું ને તમે જેમ ઘણી વાર ટકોર કરી એમ મારી બુદ્ધિ પાનીએ છે, પણ હું તો એક વાત સમજું. વર્ષોથી એકને મેં જમાઈ માન્યા છે, હવે બીજા કોઈને જમાઈ કરતાં મારો જીવ કેમ ચાલે? શું મારી કાચીકુંવારી છોકરીના એકમાંથી બે ભવ હું કરું? પતિ ધાર્યો એ ધાર્યો—પછી બીજા બધા તો અમારે મન

ભાઈ, બાપ ગણાય. અમે સ્ત્રીઓ લાંબી વાત ન સમજીએ. લાંબા વિચાર ન કરીએ. અમે તો એક વાત સમજીએ. જેને પતિ ધાર્યો, એ પછી ગાંડો હોય, આડો હોય, રૂડો હોય, બોબડો હોય—ચાહે જે હોય એ પતિ કહેવાય ને પતિ તરીકે અમે ભવેભવ એનાં કહેવાઈએ. એ એક સિવાય અમારે બીજી ખેવના જ નહિ.'

'તારું મન ન માનતું હોય તો હમણાં રામભાઈને કાંઈ જવાબ જ ન લખીએ. પછી વાત; પણ એ છોકરાને આંહીં લાવવાની વાત તો મારે ગળે નથી ઊતરતી. પાંચ માણસ મને પૂછે તો શું એમ કહું કે એ મારો ઘરજમાઈ છે! જે જાણે એના મનમાં શંકા પેદા થાય કે શું મારામાં કાંઈ એવું હશે કે જેથી મારી દીકરીને ધોરણસરનો મારા સમાન દરજ્જાનો વર ન મળે ને મારે એક ગરીબ મહેતાજીના પુત્રને ઘરજમાઈ રાખવો પડે? મોઢેથી તો કોઈ ન બોલે. પણ સહુની આંખો તો આ એક જ સવાલ પૂછે, અને હું જીવું ત્યાંસુધી એ એક જ સવાલ પૂછ્યા કરે!'

મહાલક્ષ્મી ઊભાં થઈ: 'લો હવે તમારે મોડું થાય છે—ઑફિસે જતાં જતાં વાતોએ ચડી ગયા.'

મોહનભાઈ ઊભા થયા: 'એક વાત કહું તને. તને નારાજ કરીને મારે રામભાઈને જવાબ નથી લખવો. ને તું નારાજ થા એવો જવાબ હું લખવાનો નથી.'

હાલ તુરત તો મહાલક્ષ્મીને આટલાથી સંતોષ લેવાનો રહ્યો.

# પ્રકરણ છઠ્ઠું.

## જેમાં એક ધીંગી ગુજરાતી ગીતા વાર્તાને આગળ ધપાવવાને થઈ શકે એટલી કોશિશ કરે છે.

મોહનભાઈ કપડાં પહેરીને સજ્જ તો ક્યારનાયે થઈ ગયા હતા. મહાલક્ષ્મી સાથેની વાત પતાવીને બહાર નીકળ્યા; ત્યાં એને સામેથી અંજની અને લીલા મળ્યાં. મોહનભાઈ પોતાની આ બે દીકરીઓને જોઈ રહ્યા—જાણે પહેલાં કદીય ન જોઈ જ હોય એમ એને પોતાની દીકરીઓ પહેલી ક્ષણે અપરિચીત લાગી.

અને બે બ્હેનો પહેલી નજરે સગા બાપને પણ અપરિચીત લાગે એવી હતી. એ તો જાણે કોઈ હિન્દુ ગૃહસ્થની છોકરીઓ જ ન હોય એવી લાગતી હતી. બન્નેએ સફેદ ખમીસ પહેર્યા હતાં, પગમાં લેંઘા પહેર્યા હતા, નીચે સફેદ બૂટ હતા. બન્નેના ગળામાં લાલ રંગના રૂમાલ બાંધ્યા હતા. બન્નેના હાથ, નાક, કાનમાં કાંઈ આભૂષણ ન હતું—સિવાય કે બન્નેના કાંડા ઉપર ઘડિયાળ હતી.

મોહનભાઈ ક્ષણભર તો આભા બનીને ઊભા રહ્યા. એણે અંજનીને બોલાવીઃ 'અંજુ! આ શું? આવડી મોટી થઈ તોપણ આવો પોશાક પહેરવાનું સૂઝે છે?'

'બાપુજી!' અંજનીએ ખુલાસો કર્યો. 'અમારી શાળાની આજે પીકનીક છે.'

'પીકનીકમાં ખાવાનું જુદી તરેહનું હોય કે કપડાંયે જુદી

ભાતનાં હોય? આ ઉતારી નાંખ ને કાંઈ શોભે તેવાં કપડાં પહેર.' મોહનભાઈને લાગ્યું કે પિતા તરીકે એમણે હજી પણ વધારે કાંઈ કહેવું જોઈએ. 'અને અંજુ! ખબરદાર ફરીને જો આવા જંગલી જેવાં કપડાં પહેર્યાં છે તો!'

અંજની પિતાના ઠપકા સામે ચૂપ ઊભી રહી, પણ અંજનીથી બે વર્ષ નાની લીલાએ આગળ આવીને કહ્યું: 'આજકાલ તો ઘણી છોકરીઓ આવાં કપડાં પહેરે છે, પણ એમના કોઈનાં માબાપ તો એમને સતાવતાં નથી.'

'તે શહેરમાં હાલીમવાલી કપડાં પહેરે એવાં તમારે પહેરવાં કેમ?'

'હાલીમવાલીની કોણ વાત કરે છે? સારા ઘરની છોકરીઓ પણ આવાં કપડાં પહેરે છે. સર નીલાંબર જોશીની દીકરી પણ આવો જ પોશાક પહેરે છે.'

સર નીલાંબર જોશીનું નામ શહેરમાં મોટું હતું. શહેરના એ આગેવાન શહેરી, આગેવાન વેપારી અને આગેવાન ઝવેરી હતા. એવા સર નીલાંબર જોશીની દીકરી પણ આવો પોશાક પહેરતી હોય તો પછી પોતે તો કેવળ મોહનભાઈ જ હતા. પોતાને શું વાંધો હોઈ શકે? મોટા કરે એમ કરવામાં તો વ્યાવહારિક શાણપણ છે; વળી મોટા કરે એમ કરવામાં તો શોભા પણ છે! વાતને વાળવાની કોશિશ કરતા એ બોલ્યા: 'હશે, આજ તો પીકનીકમાં જઈ આવો; પછીની વાત પછી.'

મોહનભાઈ પોતે લાંબી કરવા ધારેલી વાત ટૂંકી કરતા બોલ્યા: 'પીકનીકમાંથી ક્યારે પાછાં આવવાનાં છો?'

'સાંજે.' લીલાએ જવાબ આપ્યો.

'સર નીલાંબરની પુત્રી પણ આવે છે કે?'

'એ તો આવશે, પણ એવી બીજી પચીસ આવશે.'

'સારું. તમારે કાંઈ પૈસા જોઈએ છે?'

'બા પાસેથી લઈ લેશું.' અંજનીએ જવાબ આપ્યો.

અંજની અને લીલાને અંદર જતાં મોહનભાઈ થોડી વાર જોઈ રહ્યા. પોતે જે જોઈ રહ્યા હોય એ એમને ન સમજાતું હોય એમ એમણે પોતાનું માથું ખંજવાળ્યું.

'આજકાલની છોકરીઓ તો છોકરાઓને પણ માથે પછાડે એવી પાકવા માંડી છે. વાત શરૂ તો થઈ છે કપડાંથી, પણ ભગવાન જાણે વાત અટકશે ક્યાં?'

મોહનભાઈ મોટરમાં બેસીને ઑફિસે ચાલ્યા. રસ્તામાં એમના મનમાં વિચાર આવ્યો: 'આજે પીક્નીકમાં જવું છે, ને પેલાને પીક્નીકના અર્થની પણ ખબર નહિ હોય!'

પોતાના પિતાના મનમાં ચાલી રહેલી વિચારણાથી સદંતર અજ્ઞાન એવી અંજની પોતાની બહેન સાથે માતા પાસે ગઈ. મા રસોઇયાને રસોઈ સંબંધીની સૂચના આપી ખાટ ઉપર હીંચકતી વાંચતી હતી.

પોતાની પુત્રીઓને જોઈને એની ખાટ થંભી ગઈ. એની આંખ પણ જાણે થંભી ગઈ. એક ક્ષણ એ જોઈ જ રહી. માતાને એમના સામે ચકિત નયને જોઈ રહેલી જોઈને અંજનીએ કહ્યું: 'બા! આ કપડાં અમને કેવાં લાગે છે?' અંજનીએ પોતાના પોશાક સામે આંગળી ચીંધી.

'આ ક્યાંથી લાવ્યાં તમે?' મહાલક્ષ્મીએ પૂછ્યું.

'કાલે પીક્નીકનો પ્રોગ્રામ નક્કી થયો એટલે દરજી પાસે કાલ ને કાલ તૈયાર કરાવ્યાં—અત્યારે લઈ આવ્યાં. બા! અમને કેવાં લાગે છે?'

મહાલક્ષ્મીએ કહ્યું: 'ખરાબ તો નથી.'

'એમ નહિ, બા!'

'ત્યારે?'

'કેવાં લાગે છે એ કહે?'

'હું અંગ્રેજ મા થોડી જ છું કે આ પોશાક તમને કેવો લાગે છે એ કહી શકું?'

'વાહ બા! જોવામાં સારું લાગે કે નહિ એ કહેવામાં અંગ્રેજી, હિન્દુસ્તાની, ગુજરાતી હોવાની કાંઈ જરૂર છે કે?' અંજનીને માતાના જવાબથી આશ્ચર્ય થયું.

'સારું લાગે તો આંખને કે મનને લાગે ને? ને મારી આંખ ને મારું મન બેય હિન્દુનાં છે ને? મારવાડીનો પોશાક થોડો આપણને જોતાં સારો લાગે છે? નથી લાગતો કેમકે આપણે મારવાડી નથી—આપણી આંખ મારવાડી નથી. મુસલમાનનો પોશાક થોડો જ આપણને સારો લાગે છે? નથી લાગતો, કેમકે આપણી આંખ મુસલમાનની નથી; એમ જ અંગ્રેજી પોશાક તને સારો લાગે છે કે નહિ એની મને શી ખબર પડે? એની વિગત, એની ઢબછબ, મને કાંઈ માલૂમ નથી. તને ગમતું હોય તો સારું ને ન ગમે તો નઠારું.'

લીલાએ વચમાં સૂર પુરાવ્યોઃ 'મને તો આ બહુ ગમે છે.'

અંજની કાંઈ બોલી નહિ. એણે પોતાના પોશાક ઉપર ફરીને નજર કરી; સામેના મોટા આયના પાસે જઈ ઊભી. બહુ જ બારીકાઈથી એ નીરખી રહી. થોડી વાર એ નીરખી રહી. પછી એની મા તરફ ફરીને બોલીઃ

'પણ સર નીલાંબરની પુત્રીઓ કાયમ આવો પોશાક પહેરે છે, બા!'

'એને એ શોભતો હશે! તને શોભતો લાગતો હોય તો તું પણ પહેરી જા.'

અંજનીએ માથું ધુણાવ્યુંઃ 'મને આવો પોશાક નથી ગમતો.'

અંજની ઉપર ચાલી ગઈ. થોડી વાર પછી એ ગુજરાતી પોશાક પહેરીને પાછી આવી.

'જો બા! હવે?'

'આપણો પોશાક તો આપણને સારો જ લાગે.'

'અમે પીક્નીકમાં જઈએ છીએ. જઈએ બા?'

'જાઓ!'

'બા, થોડા પૈસા આપને?'

'આ રહી ચાવી. લઈ લે જોઈતા હોય એટલા!'

'બા!' બારણામાંથી એક અવાજ આવ્યો.

મહાલક્ષ્મીએ નજર ફેરવીને જોયું તો બારણામાં વીસેક વર્ષની એક જુવાન બાઈ એક દોઢ વર્ષના બાળકને તેડીને ઊભી હતી. 'બા!' આવનાર બાઈના અવાજમાં રુરુદિષા હતી—જાણે કે એને રોવાની ઘણી જ ઇચ્છા હતી, પણ અનુકૂળતા નહોતી.

અંજની કબાટ ઉઘાડતી હતી એ મોટે સાદે બોલી: 'અરે, તું તે કોણ છે! એક વાર તને ના પાડી; તોપણ લાજ વગર સવારના પહોરમાં જીવ ખાવા આવી.' પોતાની માતા તરફ નજર નાંખીને અંજનીએ ખુલાસો કર્યો: 'હમણાં અમે દરજીની દુકાનેથી આવતાં હતાં, ત્યાં આ બાઈ બંગલા બહાર આપણો બંગલો પૂછતી હતી અને અમે બતાવ્યો એટલે તમને મળવા આવતી હતી. અમે એને અંદર આવવાની ના પાડી હતી પણ એક તો સવારના પહોરમાં ભીખ માગવા આવવી ને વળી બંગલામાં ઘૂસી જવું' અંજનીએ આવનાર તરફ ફરીને કહ્યું: 'જાને બાઈ! આંહીં કાંઈ નથી. બીજે ઠેકાણે જા. માગી ખાવાનાં ઘણાંય ઠેકાણાં છે!'

મહાલક્ષ્મીએ પૂછ્યું: 'શું છે બાઈ તારે?'

આવનાર બાઈએ પોતાનાં બાળકને બતાવીને કહ્યું: ' બા ! મારા સામે નહિ, પણ આની સામે તો જુઓ !'

અંજની વચમાં બોલી: ' અમારી શાળામાં હમણાં ભિખારીઓ ઉપર ભાષણ હતું. એમાં પણ કહ્યું હતું કે ભિખારણો કોઈકનાં બાળકોને ચોરી લાવે છે ને પછી એ બાળકોને નામે ભીખ માગવા બંગલામાં ઘૂસી જાય છે ને નજર ચૂકવીને હાથ પડે એ ઉપાડી જાય છે !'

આવનાર બાઈએ કહ્યું: ' બહેન ! બા ! હું ભીખ માગવા નથી આવી, દયા માગવા આવી છું. આ બાળકને તમે જીવાડો કે મારો !' આવનાર બાઈએ નજીક આવીને બાળકને મહાલક્ષ્મીના ખોળામાં મૂકી દીધું.

' બા ! આને હવે કાઢને ! અમારે મોડું થાય છે !' લીલાએ ફરિયાદ કરતી હોય એવા અવાજે કહ્યું.

મહાલક્ષ્મીએ બાઈને આપવાને બાળક જરા ઊંચું કર્યું. આવનાર બાઈની આંખમાં ઝળઝળિયાં આવ્યાં.

' આ બધા ઢોંગ . . . ' અંજની બોલવા ગઈ.

' અંજની ! એની વાત તો સાંભળવા દે !' મહાલક્ષ્મીએ આવનાર બાઈ સામે જોયું. ' શું છે બાઈ ? તારે મને કાંઈ કહેવું છે ?'

' બા ! ભગવાને તમને ઘણું આપ્યું છે, ને હજી ઘણું વધારે આપશે. મારા માથે તો આભ તૂટી પડયું છે. આવડા ભર્યા શહેરમાં મારે કાંઈ કહેવા જોગ નથી એટલે છેલ્લે છેલ્લે તમારી પાસે આવી છું. મારા ઉપર દયા કરો. મારા બાળકના રાંક ચહેરા સામે જુઓ !'

' એ ચહેરામાં રાંકપણાં સિવાય બીજું જોવાનુંય શું છે ?' લીલાએ કડવી ટીકા કરી.

'લીલા!' મહાલક્ષ્મીએ લીલાને ડારી, અને પછી બાઈ તરફ જોઈને કહ્યું: 'પણ તમારે જોઈએ છે શું? કહેવું છે શું?'

'તમારો એક શબ્દ મારું જીવતર સુધારી દેશે. બા! તમારો એક બોલ મને મારો ધણી પાછો આપશે—મારા બાળકને એનો બાપ પાછો આપશે!'

'તારો ધણી માંદો છે?'

'ના, જેલમાં છે.'

'જેલમાં? શું કામ?'

'બા! મારા ધણી તમારા ધણીની પેઢીમાં હતા. કેશિયર હતા. કાલે બપોરે શેઠે તિજોરી તપાસી. બસો રૂપિયા ઓછા થયા. શેઠ કહે કે પૈસા ભરી દીધા પછી ઘેર જજે, ને સાંજ પહેલાં પૈસા નહિ ભરાય તો જેલમાં મોકલીશ. સાંજે મારા ધણીને જેલમાં પુરાવ્યો. મને તો સાંજે ખબર પડી. મારી ચૂડી ને કાનનાં ને પગનાં એટલાં મારાં દાગીનાં હતાં એ લઈને હું શેઠ પાસે ગઈ. શેઠ કહે કે હું દાગીનાને શું કરું? મારે તો પૈસા જોઈએ. હું એક સોનીને ત્યાં ગઈ, તો એણે મને પચાસ રૂપિયા આપ્યા. એ લઈને હું શેઠ પાસે ગઈ. પગે લાગીને કહ્યું કે, આટલા પૈસા લો. બાકીના હું ગમે તેમ કરીને ભરી દઈશ.' બાઈના અવાજમાં ઉતાવળની હાંફ હતી. નિષ્ફળતાનો ડૂમો હતો: ' શેઠે પચાસ રૂપિયા લઈ લીધા ને મને કહ્યું કે બાકીના દોઢસો લઈને આવ એટલે તારા ધણી સામેનો કેસ પાછો ખેંચી લઈશ. પચાસ રૂપિયાનો મને રંજ નથી, પણ મારા ધણીને ન છોડ્યો! હવે હું બાઈ માણસ આવડા શહેરમાં પૈસા ક્યાંથી લાવું? ને મારા ધણીને જેલમાં મોકલશે તો એનું શું થશે? મારું શું થશે? આ ગભરું બાળકનું શું થશે?'

મહાલક્ષ્મી આવનાર બાઈની વાત સાંભળી રહી. બાઈના માથા ઉપર થઈને એની આંખ દીવાલ સામે જડાઈ રહી.

'બા ! મારો ધણી ખરાબ નથી. ત્રીસ રૂપિયાના પગારમાં અમે કેમ પૂરું કરીએ છીએ એ અમારું મન જાણે છે ! હું મારા ધણીનો ગુનો નથી ઢાંકતી, પણ હું દયા માગું છું. બા ! હું બાઈ માણસ, શેઠાણી પાસેથી મારા બાળક ઉપર રહમ માગું છું. શેઠ તો પુરુષ રહ્યા, વેપારી રહ્યા. એમને મારી વાત ન સમજાઈ. તમને સમજાય તો મારું જીવતર સુધરી જશે. ફરીને એ નહિ કરે એવું— ભીખ માગશે પણ નહિ કરે. ને તમે મારી સામે નહિ જુઓ તો મારું જીવતર ચૂંથાઈ જશે, મારો ભવ બગડી જશે. બા ! બા !'

'તારો ધણી જેલમાં છે, અત્યારે ?'

'હા.' બાઈએ માથું ધુણાવ્યું.

મહાલક્ષ્મીએ ઘડિયાળ સામે જોયું. ઘડિયાળમાં દશ વાગ્યા હતા.

'અંજની ! જરા ટેલિફોનથી તપાસ કર. તારા બાપુજી ક્યાં છે ?'

અંજની ટેલિફોન કરવા ગઈ. મહાલક્ષ્મીએ આવનાર બાઈને પૂછ્યું: 'તમારું નામ શું ?'

'વિમળા !'

'સારું. બેટા ! તે કાંઈ ખાધું છે ?'

વિમળાએ માથું ધુણાવ્યું.

'લીલા ! વિમળાને અંદર લઈને ખવરાવ. બાળકને દૂધ, આપ. વિમળા ! ચિન્તા ન કરીશ. તારો ધણી સાંજ પહેલાં ઘેર આવી જશે !'

વિમળાને લઈને લીલા ગઈ, ત્યાં અંજની આવી: 'પેઢીએથી ખબર મળે છે કે બાપુજી કામને અંગે બહાર ગયા છે. ત્યાંથી કેસ માટે અગિયાર વાગે પોલીસકોર્ટમાં જઈને પછી પેઢી ઉપર આવશે.'

'સારું. તું ને લીલા બેય મોટરમાં જાઓ, ને તારા બાપુજીને કહો કે વિમળાના વરને છોડી મૂકે.'

બહાર મોટરનું ભૂંગળું વાગ્યું અને ચાર પાંચ છોકરીઓ દોડતી દોડતી અંદર આવી: 'ચાલ અંજની! ચાલ લીલા!' એમણે એક શ્વાસે કહ્યું. 'દશ તો વાગી ગયા, ને આપણી પીકનીકની જગ્યા બહુ દૂર છે.'

અંજનીએ એની માતા સામે જોયું. 'તને ઠીક લાગે તો જા.'

'પણ પછી કોર્ટમાં કોણ જશે?'

'હું જઈશ, બીજું કોણ જઈ શકે ને કામ સાધી શકે એમ છે?'

'ના બા! તું ના જઈશ. હું જઈશ.' અંજનીએ પોતાની સાહેલીઓને કહ્યું: 'તમે જાઓ. મારાથી નહિ અવાય.'

છોકરીઓ આભી બની ગઈ: પીકનીકની ના!

'તમે જાઓ. તમારે મોડું થશે, ને મારે ખરેખર જરૂરી કામ છે; નહિતર પીકનીકનો તો મને હરખ કેટલો હતો? ઉમંગ કેટલો હતો? પણ . . . પણ . . . હું દિલગીર છું.'

નારાજ થઈને છોકરીઓ આવી હતી તેવી પાછી ગઈ. આત્મા જતાં ચહેરાના જેમ રૂપરંગ ફરી જાય છે તેમ અંજનીના અનાગમને છોકરીઓના ચહેરા ફરી ગયા.

ત્યાં શોફર અંદર આવ્યો: 'ગાડી તૈયાર છે.'

વિમળા પોતાના બાળકને લઈને આવી; મૂંગી પ્રાર્થનાથી અંજનીને જોઈ રહી. વિમળાને જોઈને અંજનીને પીકનીક ગુમાવ્યાના ખેદ પછી નવું બળ આવતું હોય એમ એ નિખાલસ અવાજે બોલી: 'ત્યારે બા! હું જઉં છું.' બાળકની પાસે જઈને અંજનીએ કહ્યું: 'હમણાં તારા બાપુ પણ આવશે હો.'

# પ્રકરણ સાતમું

## જ્યારે માનવી માનવીનો ઇન્સાફ કરવા બેસે ત્યારે—

મોટરમાં બેસીને અંજની અદાલત તરફ ગઈ, ત્યારે એને ખબર પડી કે મુંબઈ જેવા મોટા શહેરમાં એક નહિ પણ અનેક અદાલતો છે. પચીસ ઠેકાણે પૂછ્યા પછી, ને બે અદાલતને બારણે હાથ દઈ આવ્યા પછી, અંજની જે અદાલતમાં મુકદ્દમો ચાલતો હતો તે અદાલતમાં પહોંચી. ત્યારે અદાલતમાં કામકાજ શરૂ થઈ ચૂક્યું હતું. સાક્ષીના પીંજરામાં મોહનભાઈ ઊભા હતા.

મોહનભાઈને એનો વકીલ સવાલ પૂછતો હતો ને મોહનભાઈ એનો જવાબ આપતા હતા.

અંજનીની નજર સાક્ષી, વકીલ, મૅજિસ્ટ્રેટ વગેરે ઉપરથી ફરીને તહોમતદારના પીંજરા ઉપર ઠરી. ત્યાં એક જુવાન માણસ ઊભો હતો. ભય, વ્યાકુળતા અને નિરાશા સર્વના ભરેલો ઉજ્જડ ત્રાસ એના ચહેરાને કો બીધેલા પંખી સમો બતાવતો હતો. આ જ વિમળાનો વર! આની સામે જ મુકદ્દમો ચાલતો હતો.

'બાપુજી!' અંજનીએ ભરઅદાલતમાં બૂમ પાડી. બધાનું ધ્યાન અંજની તરફ ગયું. મોહનભાઈ ચમકીને અંજની સામે જોઈ રહ્યો: 'તું તો પીકનીકમાં જવાની હતી ને? આંહીં ક્યાંથી?'

'ચૂપ! ચૂપ! ગરબડ મત કરો!' અદાલતના પટાવાળાએ બૂમ પાડી. વકીલે—મોહનભાઈના વકીલે અંજનીનો હાથ પકડી પોતાની

પાસેની ખુરશી ઉપર બેસાડી. વકીલ મોહનભાઈને સવાલ પૂછવાને ફરી ઊભા થવા જતા હતા ત્યાં અંજનીએ વકીલને ધીમે સાદે કહ્યું: 'મારી બાએ કહેવરાવ્યું છે કે વિમળાના વરને છોડી મૂકજો !'

'વિમળાનો વર કોણ ?'

'આ અહીં ઊભો છે તે—જેની સામે મારા બાપુજીએ કેસ કર્યો છે તે.'

'હવે કાંઈ ન થાય.' એટલું કહીને વકીલ ફરીને ઊભા થવા જતા હતા ત્યાં અંજનીએ ફરીને આગ્રહભર્યા અવાજે કહ્યું: 'મેં વિમળાને કહ્યું છે કે એના વરને હું તેડતી આવીશ. મારી બાએ મારા બાપુજીને મારી મારફત કહેવરાવ્યું છે કે ગરીબ માણસ ઉપર આપણે કાંઈ નથી કરવું. વિમળા તો ચોધાર રડે છે.'

અંજની અને વકીલનો આ વાર્તાલાપ મૅજિસ્ટ્રેટ શાંતિભરી આતુરતાથી જોઈ રહ્યા હતા. સામાન્ય સંયોગમાં એ અંજનીને ચૂપ કરી શકતા હતા, વકીલને હુકમ કરી શકતા હતા અને વાર્તાલાપ વધારે ચાલે તો હુકમ કરવાની તત્પરતા એમના ચહેરા ઉપર સાફ વંચાતી હતી. મોહનભાઈને તો અંજની શા માટે અહીં આવી છે, એનો જ ખ્યાલ નહોતો. વકીલ સાથે એ શી વાત કરી રહી છે એનો પણ એને ખ્યાલ ન હતો.

અદાલતના કામમાં મંદી આવી એટલે આરોપી તો ભોંય સાથે આંખો જડીને ઊભો થઈ રહ્યો હતો. પહેલો અપરાધ પકડાઈ જતાં તમામ ગુનેગારોની જેવી મનોદશા હોય છે એવી એની મનોદશા હતી. જમીન જો માર્ગ આપે તો ધરતીમાં સમાઈ જવા જેવી એને નાનમ લાગતી હતી !

મોહનભાઈએ અદાલતને ઉદ્દેશીને કહ્યું: 'સાહેબ ! આ મારી પુત્રી છે. હું એને પૂછી જોઉં કે તે શા માટે આવી છે—આપની પરવાનગી હોય તો.'

'હા. વાત કરો. ને તરતમાં પતાવીને એને વિદાય કરો.'

મોહનભાઈ સાક્ષીના પીંજરામાંથી નીચે ઊતરીને અંજની પાસે આવ્યા. મોહનભાઈ કાંઈ પૂછે એ પહેલાં જ અંજનીએ એમને ધીમે અવાજે કહ્યું: 'મારી બાએ મને કહેવા મોકલી છે કે, કેસ ચલાવવો નથી ને એને છોડી મૂકવો છે.'

'તારી બાએ? તારી બાને વળી પેઢીની આ વાત કોણે કરી?'

'એની વહુ વિમળા આવીને બા પાસે ખૂબ રોઈ. ને બાએ મને મોકલી કે તારા બાપુજીને કહીને એને જેલમાંથી છોડાવી લાવ.'

'હવે શું થાય? એક તો ચોરી કરવી ને પછી રોવું? તારી બા તો પ્રભુનું માણસ છે. એ તો જેવી પોતે છે એવી જ દુનિયા છે એમ માની બેઠી છે.'

'બાપુજી! તમે વિમળાને નથી જોઈ. માંડ માંડ મારાથી એ ત્રણ વરસ મોટી હશે. એને એક નાનો છોકરો છે. મારી બાએ...'

અંજની વાક્ય પૂરું કરે તે પહેલાં જ મૅજિસ્ટ્રેટે વકીલને જરા કડક અવાજે કહ્યું: 'હવે આ કુટુંબ-સભા બંધ કરો. અદાલત રાહ જુએ છે! તમારા સાક્ષીને બોલાવો.'

અંજનીએ મોહનભાઈ સામે જોયું. મોહનભાઈએ વકીલ સામે જોયું. વકીલે ઊભા થઈને કહ્યું: 'મારા મુકદ્દમાના રૂપરંગ ઉપર અસર કરે એવી વાત આવી છે. આપ નામદાર મને દશ મિનિટ આપશો તો હું અહેસાનમંદ થઈશ.'

'ભલે!'

મોહનભાઈએ વકીલને કહ્યું: 'કેસ પાછો ન ખેંચાય કે?'

વકીલે માથું ધુણાવ્યું: 'ચોરીનો મુકદ્દમો એક વાર દાખલ થયો, પછી એને એક માત્ર અદાલતની પરવાનગી સિવાય પાછો ન ખેંચી શકાય.'

'ત્યારે ?'

'કેસ આગળ ચલાવવો જ જોઈએ.' વકીલે જવાબ આપ્યો.

'અંજનીની બાનું મન રહે એવો બીજો કોઈ રસ્તો નથી ?'

વકીલે માથું ધુણાવ્યું: 'એક રસ્તો છે. તમારી ભૂલ થઈ હતી અને તમે જૂઠો અને પૂરી તપાસ વિના મુકદ્દમો માંડયો છે એમ કહો તો મુકદ્દમો ઊડી જાય.'

'હું એમ કેમ કહું ?'

'તો અંજની પાસે કહેવરાવો કે એ પૈસા એણે મને આપ્યા હતા. અંજની વારંવાર આરોપી પાસેથી એ રીતે પૈસા લઈ જતી હતી એમ પણ એણે કહેવું પડશે.'

'હું કહીશ !' અંજનીએ કહ્યું

વકીલે ઊભા થઈને અદાલતને કહ્યું:

'સાહેબ ! ફરિયાદીની પુત્રીએ આવીને હમણાં જે વાત મને કરી છે એ જોતાં તો મુકદ્દમાને આગળ જ ચલાવી શકાય એમ નથી. અલબત્ત, એક મહત્ત્વનો પુરાવો રોકી—દબાવી શકીને અમે આગળ વધી શકીએ ખરા, પણ ફરિયાદીની એવી કાંઈ ઇચ્છા નથી.'

'એ શું છે ?' મૅજિસ્ટ્રેટે પૂછ્યું.

વકીલે અદાલતને કહ્યું: 'સાહેબ ! ફરિયાદીની વિશેષ સાક્ષીની હવે જરૂર નથી રહેતી. ફરિયાદીની પુત્રીને સાક્ષી તરીકે રજૂ કરીને મારો મુકદ્દમો ખતમ કરીશ.'

મૅજિસ્ટ્રેટે મોહનભાઈને કહ્યું: 'તમે જઈ શકો છો.'

મોહનભાઈ પછી અંજની સાક્ષીના પીંજરામાં આવીને ઊભી: કાંઈક નવું, કાંઈક અણધાર્યું બન્યું જોઈને તહોમતદાર અંજની સામે જોઈ રહ્યો. શેઠની પુત્રી જેને એણે પહેલીજ વાર જોઈ, એ શા માટે આવી હતી ? શું કહેવાની હતી ?

અંજની સાક્ષીના પીંજરામાં આવીને ઊભી ત્યારે પોતાને સાંપડેલાં અપરિચીત મહત્ત્વથી એ ધ્રૂજતી હતી. આટલા બધા જ્ઞાનવૃદ્ધ, વયોવૃદ્ધ અજાણ્યા પુરુષોની વચમાં કોઈ પણ પ્રસંગમાં એ મધ્યસ્થ બિન્દુ સમી બની ન હતી, ને અત્યારે જ્યારે એ બની ત્યારે એને પોતાને સાંપડેલું આ મહત્ત્વ ભારે દાબનારું લાગ્યું. એના અંગેઅંગમાં વિહ્વલતા દેખાતી હતી

વકીલને દહેશત લાગી કે આ દશામાં અંજની સીધી રીતે જવાબો કદાચ ન આપી શકે, એટલે એણે ઊભા થઈને અદાલત સમક્ષ પેશગી કરી:

'સાહેબ! ફરિયાદીએ ફરિયાદ દાખલ કરી હતી ત્યારે પ્રમાણિકપણે પોતાને અદાલત પાસે દાદ માગવાને પાત્ર એવી ફરિયાદનું કારણ મળ્યું છે એમ માનીને પોતાના કેશિયર નટવરલાલ સામે ફરિયાદ દાખલ કરી હતી; પરંતુ કેટલીક સાંયોગિક હિલચાલ એવી રીતે થઈ કે ફરિયાદીને ખરી હકીકત જાણવા જ મળી નહિ. ફરિયાદી પોતે કાલે એક યા બીજા કારણોથકી એટલા મોડા ઘેર ગયા હતા કે ઘરનાં બીજાં માણસો સૂઈ ગયાં હતાં. આજે સવારે ફરિયાદીનાં પત્ની દેવસેવામાં બેઠાં હતાં અને અહીં સાક્ષી તરીકે આવેલી એમની પુત્રી વહેલી સવારમાં પોતાનાં પીકનીકનાં કપડાં સિવડાવવા દરજી પાસે ગઈ હતી. ફરિયાદી પોતે પણ પોતાનાં પત્ની દેવસેવામાંથી ઊઠે એ પહેલાં પોતાના ધંધાદારી કામે બહાર નીકળી ગયા હતા. આથી ફરિયાદીને કાંઈ ખુલાસો મળી શક્યો ન હતો. હકીકત સાવ સાદી છે. ફરિયાદીનાં પત્નીને પોતાને ઘરખર્ચ કે બીજા કોઈ કામ માટે જ્યારે પૈસા જોઈએ ત્યારે કોઈ ને કોઈ માણસ મારફત પેઢીએથી મંગાવી લેતાં. ઘણી વાર ફરિયાદીની પુત્રી પણ એવી રીતે પૈસા લેવા ગઈ છે. એવી જ રીતે આ વખતે પણ ફરિયાદીનાં પત્નીએ પોતાની પુત્રીને પૈસા લેવા મોકલેલી, ને પુત્રી બસો રૂપિયા નટવરલાલ પાસેથી લઈ ગઈ. તહોમતદાર નટવરલાલને સંભવ છે કે ભારે કામના દબાણમાં

અંજની પૈસા લઈ ગયાનો ખ્યાલ નહિ રહ્યો હોય. અથવા તો એમ પણ સંભવ છે કે એમણે શેઠની પત્નીએ પૈસા મંગાવ્યા હોવાથી, કદાચ એમણે શેઠથી છાના પૈસા મંગાવ્યા હશે એમ સમજીને શેઠની આબરૂને ખાતર ઇરાદાપૂર્વક મૌન પણ સેવ્યું હોય. ગમે તેમ એ દશામાં જે થયું હોય તેના ઊંડાણમાં ઊતરવાની કાંઈ જરૂરત નથી; કેમકે જે પૈસા નટવરલાલે ઉચાપત કર્યાનો આરોપ છે એ તો શેઠનાં પત્નીએ જ નિયમ મુજબ મંગાવ્યા હતા ને નિયમ મુજબ તહોમતદારે શેઠની પુત્રીને આપ્યા હતા. સાહેબ, મારે ઇન્સાફને ખાતર ઉમેરવું જોઈએ કે શેઠનાં પત્નીને જેવી આ ફરિયાદની ખબર પડી કે એમણે તરત જ પોતાની પુત્રીને મોકલી, અને પીકનીકમાં જવાને તૈયાર થઈ ગયેલી એમની પુત્રી પણ પીકનીક છોડીને સીધી આ અદાલતમાં આવી ચૂકી. આ હકીકત હોવાથી તહોમતદારની સામે અમારે કાંઈ ફરિયાદ કરવાની રહેતી નથી. જે પુત્રી પૈસા લઈ ગઈ છે તે સાક્ષીના પીંજરામાં છે. અદાલતની ઇચ્છા હોય તો અદાલત એને સવાલો પૂછી શકે છે; અદાલતની આજ્ઞા હોય તો હું એને સવાલો પૂછું; પણ હકીકત આમ છે. એટલે સાચી હકીકત જાણ્યા પછી અદાલતનો સમય એક મિનિટ પણ વધારે બરબાદ નહિ કરવાના હેતુથી જ મેં શેઠનાં પુત્રીને સાક્ષી તરીકે ખડી કરી દીધી છે.'

મૅજિસ્ટ્રેટે અંજની સામે જોઈ ને પૂછ્યું: 'આ વાત બરાબર છે?'

'હા...હા...જી...હા...' અંજનીએ થોથરાતી જીભે જવાબ આપ્યો.

'બસ, તો તો કાંઈ વધારે કરવા જેવું રહેતું જ નથી.' મૅજિસ્ટ્રેટે કહ્યું. વળી તેમણે તહોમતદારને ઉદ્દેશીને કહ્યું: 'તમે સદંતર નિર્દોષ છો. તમારી સામે કાંઈ નથી. જે કેસ છે તે પાછો ખેંચી લેવાશે. તમે જઈ શકો છો.'

વકીલે કહ્યું: 'સાહેબ! અદાલતનો સમય બરબાદ કરવા

માટે હું દિલગીર છું. આપ સાહેબના લક્ષ ઉપર હું એ વાત મૂકું છું કે મારા અસીલને ખરી વાતનો ખ્યાલ પણ ન હતો, ને જ્યારે સાચી વાત જણાઈ ત્યારે કશાય સંકોચ સિવાય એણે એ રજૂ કરી દીધી છે.'

'એ બરાબર છે. મુકદ્દમો તમે પાછો ખેંચી લ્યો, એ જ વધારે ઇષ્ટ છે. તમે અરજી કરો એ મતલબની એટલે હું સહી કરી દઉં. પટાવાળા! બીજો કેસ બોલાવ !'

પોતાના પિતા સાથે અંજની ઘર તરફ જતી હતી ત્યાં કોઈએ પાછળથી એનું ફ્રોક સાહ્યું. અંજનીએ ચમકીને પાછળ જોયું. ફ્રોક ઝાલનાર તહોમતદાર નટવરલાલ હતો. એણે બે હાથ જોડી કહ્યું: 'મારે ખાતર તમે જે કાંઈ કર્યું એ માટે હું તમારો અહેસાન કદી નહિ ભૂલું !'

અંજની હસીને કાંઈક બોલવા જતી હતી, ત્યાં મોહનભાઈ શેઠની બૂમ સંભળાઈ: 'અંજની ! ચાલો બેટા, મોડું થાય છે !'

અને હસતે મુખે તહોમતદારના ભાવભર વંદન સ્વીકારીને અંજનીએ ચાલવા માંડયું. ચાલતાં ચાલતાં અંજનીએ નટવરલાલ સામે જોઈ કહ્યું: 'તમારાં પત્ની અમારે ત્યાં છે. ત્યાંથી તેડી જજો.'

અંજની ચાલી ગઈ. નટવરલાલે પણ નીચું મુખ રાખીને પગ જ્યાં લઈ જાય તે દિશા તરફ ચાલવા માંડયું. મોટર દેખાતી હતી ત્યાંસુધી એ મોટરને જોઈ રહ્યો. આખરે મોટર પણ દેખાતી બંધ થઈ.

## પ્રકરણ આઠમું

### જેમાં મોહનભાઈને શંકા થાય છે કે પોતે મૂર્ખ બન્યા છે કે ઉદાર થયા છે?

મોહનભાઈએ મહાલક્ષ્મીના સંદેશાનું માન રાખ્યું હતું અને અદાલતમાં ફરિયાદીને બદલે તહોમતદાર જેવા દેખાવાનું મંજૂર રાખ્યું હતું; પરંતુ એ વાત એમને હરગિજ રુચી નહોતી. એમનો મિજાજ ખરેખર બરખિલાફ થઈ ગયો હતો.

પોતે કદી ઘરના કામકાજમાં માથું મારે છે? તો શા માટે મહાલક્ષ્મીએ એના પેઢીના વહીવટમાં માથું મારવું જોઈએ? પતિ-પત્ની વચ્ચે વ્યાવહારિક સંમતિથી જે એક અતૂટ પરંપરા નક્કી થઈ હતી તેનો મહાલક્ષ્મીએ ભંગ કર્યો હતો. ઘરના કામકાજમાં મહાલક્ષ્મી કુલમુખત્યાર અને બહારના વ્યવહારમાં મોહનભાઈ કુલમુખત્યાર એવા અણલખ્યા શિરસ્તાને મહાલક્ષ્મીએ આજે અવગણ્યો હતો—અને તે પણ મોહનભાઈ અક્કલ વગરના ન દેખાય તોપણ ઘણા ઉતાવળા દેખાય એવી રીતે. મોહનભાઈ ખરેખર ખૂબ ગુસ્સે થયા હતા.

'તારી બાને કોણે વાત કરી?' મોહનભાઈએ ચાલતી મોટરમાં અંજનીને પૂછ્યું.

'વિમળા આવી હતી—એણે.'

'એ વિમળા વળી કોણ મૂઈ છે?'

'નટવરલાલની વહુ.'

'તે એ હતી તારી બા પાસે આવીને આંસુનાં બે ટીંપાં પાડી ગઈ હશે, એમાં મને એક તો બસો રૂપિયાની ઊંડી ને વળી મેજિસ્ટ્રેટની ટીકા મારે સાંભળવી પડી. કોકનાં આંસુ તારી બા દેખે છે, એમાં મારે આટલી કિંમત ચૂકવવી પડે છે, તો તારી બા પોતે આંસુ પાડે તો મારું શું થાય?'

પોતાની બા આંસુ પાડે એ વાત જ અંજનીને એટલી તો વિચિત્ર લાગી કે એના ચહેરા ઉપર આછું હાસ્ય છાયું. એના પિતા ખૂબ ખૂબ નારાજ થયા છે એ એ જોઈ શકતી હતી, એટલે એણે પોતાનું મુખ ફેરવી લીધું.

પરંતુ એ હાસ્યની ઊઘડતી રેખા મોહનભાઈથી છાની ના રહી: 'તું તો હસે જ ને? તને શું ખબર પડે? તારી બા ભોળી છે, ને બાપ મૂરખ છે. બાપ પાસે જોઈએ એટલા પૈસા છે. પછી તું તારે હસ્યા કર. પણ તમને માદીકરીને ખબર છે કે બાપને ગામમાં મોઢું દેખાડવું છે ને ધંધો કરી ખાવો છે?'

આ વિધાનોની સામે કાંઈ કહેવા જેવું અંજનીને લાગ્યું નહિ. મોહનભાઈ અંજની સાથે કાંઈ ચર્ચામાં ઊતરવા માગતા હતા એમ પણ ન હતું. માત્ર એના ગુસ્સાની વરાળ કાલવવા માટે એ બોલવા જ માગતા હતા: 'આજકાલ પરોપકાર તો પગમાં ફાંસલા જેવો થઈ પડે છે એનું તારી બાને ક્યાં ભાન છે? કાલથી એ નટવર જ્યાં જ્યાં નોકરી શોધવા જશે ત્યાં ત્યાં આ આખી વાત કહેતો ફરશે ને થોડો મસાલો એ ભભેરશે, ઘણો મસાલો સાંભળનારા ઉમેરશે અને પછી તો શહેરમાં કોણ જાણે કેવા ગપાટા ઊડશે? શહેરને બીજાની ગમે તે બહાના નીચે નિંદા કરવા સિવાય બીજો ધંધો નથી, ને તારી બાને પણ બહારનાં સળગતાં લાકડાં ઘરમાં ઘાલવા સિવાય બીજો ધંધો નથી.'

અંજનીનું ચિત્ત હવે એના પિતાના બળાપા ઉપર હતું નહિ. પીકનીકમાં ગયેલી છોકરીઓ અત્યારે શું કરતી હશે?

મોટર ઊભી રહી અને અંદરથી મોહનભાઈ ને અંજની નીચે ઊતર્યાં. મહાલક્ષ્મીએ એમને બેને જ જોઈને કહ્યું: 'વિમળાનો વર ક્યાં ?'

મોહનભાઈ તીખા અવાજે બોલ્યા: 'તારો એ સપુત તો કોણ જાણે ક્યાં રઝળતો હશે.'

'એટલે ? મુકદ્દમાનું શું થયું ?'

'એ તો તમે આંહીં નક્કી કરી નાંખ્યું હતું, પછી બીજું શું થાય ?' મોહનભાઈના અવાજમાં કડવાશ હતી.

'મેં અંજનીને મોકલી એ તમને ના ગમ્યું ?' મહાલક્ષ્મીના સવાલને ક્ષણભર તો મોહનભાઈ જાણે સમજ્યા જ નહિ. સમજ્યા પછી એ એકદમ ગરમ અવાજે ગાજી ઊઠ્યા: 'પચાસ માણસની વચમાં મૂરખ તો મારે દેખાવું પડ્યું ! મારે જૂઠું બોલવું પડ્યું ! છોકરીને જૂઠા સોગંદ લેવા પડ્યા અને હજી તો તમે પૂછો છો કે તમારું કાર્ય મને ના ગમ્યું ?'

મોહનભાઈના ગુસ્સા સામે મહાલક્ષ્મી નરમાશ ધારી રહ્યાં—ઝંઝાવાતની સામે ઘાસનાં તણખલાં જેમ ઢળી પડે એમ 'આ વખત માફ કરો.'

'બસ, આ જ વાત. ખરે વખતે ખરી વાત કહીએ એટલે વાત પૂરી સાંભળ્યા સિવાય 'માફ કરો' કહીને છૂટી જવું. એક વાર નહિ હજાર વાર મેં કહ્યું છે તમને કે, તમારા ઘરકામમાં તમે કુલમુખત્યાર ને પેઢીના કામકાજમાં હું કુલમુખત્યાર; છતાં આજે તમે છોકરીને અદાલતમાં મોકલી. શું જરૂર હતી તમારે, મને કહેશો, મારી પેઢીના વહીવટમાં તમારે દખલ કરવાની ? મને કહેશો, શું જરૂર હતી તમારે અદાલતમાં જઈને ચાડિયા બાંધવાની ? શું જરૂર હતી એક ચોરને માટે પચાસ માણસની વચમાં મને બેવકૂફ બનાવવાની ?'

'તમે અંદર તો આવો. જરા ઠંડા થઈને જમવા બેસો એટલે કહું—મારે જરૂર હતી તે.'

'શું મારું કપાળ કહેશો ?'

મોહનભાઈ હોઠ ફફડાવતા ગુસ્સાથી ડગ ભરતા પોતાના દીવાનખાના તરફ ચાલ્યા. પાછળ પાછળ મહાલક્ષ્મી પણ ચાલી.

'બૈરાંની બુદ્ધિ પાનીએ. એને શું ખબર પડે કે પુરુષની ઇજ્જત પાઘડીએ છે. એ પાઘડી ઉપર કોઈક ઘા કરે ત્યારે માથું કપાઈ જાય, પણ એનું તમને શું ? તમારે તો ધણીની કમાણી વાપરવી એટલે ઉદાર બનવાનું તરત ફાવી જાય.'

'તમને બસો રૂપિયા સાલે છે ને ?'

'ના. તમે બસો શું બારસો ખરચો ને ? તમે ખરચો, ઉડાવો, જે કરો એમાં મેં કોઈ દિવસ વાંધો લીધો છે ? પણ આ તો મારા પરસેવામાં તમે ધૂળ મેળવી ? મેજિસ્ટ્રેટ મને કહે કે તમે ઉતાવળા છો. હું ઉતાવળો એમ ને, અને પેલો ચોર, બદમાશ, હરામખોર, નટવર તો અશરાફ માણસ કેમ ?'

'પણ તમે જમવા તો ચાલો.'

'મારે હમણાં જમવું નથી. પહેલાં તો મને સમજાવો કે હું મૂરખ દેખાઉં એમ તમારે ઉદાર થવાની જરૂર કેમ પડી ?'

'તમે જમી લો, પછી કહું.'

'તમે કહો પછી જમવું હશે તો જમીશ.'

મહાલક્ષ્મી એક પણ શબ્દ બોલ્યા સિવાય ચાલી ગઈ. મોહનભાઈ સમજ્યા કે પોતે કોઈ દિવસ નથી બતાવ્યો એવો આજનો પોતાનો ગુસ્સો મહાલક્ષ્મીને માઠું લગાડનારો બન્યો છે; પણ એને એ ઊલટો ચોર કોટવાલને દંડે એના જેવું લાગ્યું.

ગુસ્સામાં ને ગુસ્સામાં કપડાં જેમ તેમ ઉતારી, જ્યાં ત્યાં ફેંકી એ આમતેમ ટહેલવા લાગ્યા. ભોજન તૈયાર છે એવી વરધી દેવાને ભટ્ટ ગયો, એની સામે એમણે એવી તો નજરે જોયું કે ભટ્ટ ત્યાંથી ભાગ્યો.

'પણ એને જરૂર શી હતી? મને ખોટેખોટું કોઈ ઠપકો આપી જાય, ને મારે વગરબોલ્યે સાંભળી લેવું? એવી જરૂર શી?' મોહનભાઈ બડબડ્યા.

મહાલક્ષ્મી અંદર આવી. લૂગડામાં વીંટાળેલું કાંઈક એના હાથમાં હતું. મોહનભાઈની સામે ઊભી રહીને એણે ધીમેથી કહ્યું: 'મારે જરૂર પડી—આટલા માટે!'

'હં...હં—શું છે વળી આ?' મોહનભાઈ પોતાના બડબડાટનો પ્રગટ ઉત્તર સાંભળીને ચમક્યા. એણે મહાલક્ષ્મીને અંદર દાખલ થતાં જોયેલી નહિ, એટલે અત્યારે વળી કાંઈ નવી ઉપાધિ કરવા માટે પાતાળમાંથી પ્રગટેલી એને ભાસી.

મહાલક્ષ્મી એની સામે કાંઈક ધરી ઊભી હતી. 'શું છે આ?' કહીને એમણે ઉપરનું કપડું જરા ખસેડ્યું. મહાલક્ષ્મીના હાથમાં એક બાળક હતું.

'શું છે? કોનું છે?' મોહનભાઈ નિર્મળ વિસ્મયથી બોલ્યા.

'કેવો મજાનો દેવના ચક્કર જેવો દીકરો છે?'

'હં શું? દેવના ચક્કર જેવો? દેવના ચક્કર...કોનો છે?'

'નટવરલાલનો!'

મોહનભાઈ બે કદમ પાછળ હઠી ગયા. નરી અને નરી તાજુબીથી એ મહાલક્ષ્મી સામે જોઈ જ રહ્યા! ઘણી વાર એને આ બાઈ સમજાતી જ ન હતી! એના વેપારી મગજને ઘણી વાર આ બાઈ કોઈ બીજી જ દુનિયાની દેખાતી હતી. પોતાનો અસાધારણ ગુસ્સો, પોતાનાં અસાધારણ વેણ—બધું જ મહાલક્ષ્મીની પીઠ ઉપરથી કમળના ફૂલ ઉપરથી ઝાકળનાં બિન્દુ સરી પડે એમ સરી પડેલાં એને દેખાયાં! પોતાની મનોદશાની, આ બાઈ ઉપર કશી અસર જ થઈ નહોતી! આ તે બાઈ છે કે કોઈ... નટવરના છોકરાનું આંહીં

શું કામ હતું? શા માટે એ એ છોકરાને એને બતાવતી હતી? શા માટે એણે એ છોકરાને જોવો જોઈએ? દેવના ચક્કર જેવો... છોકરો તો મજાનો હતો. એની પહોળી આંખો જગતને નિર્દોષ વિશ્વાસથી જોતી હતી. પણ...'

એકાએક મોહનભાઈને નવો ખ્યાલ આવ્યો. ભડકી ઊઠયા હોય એવા અવાજે એણે મહાલક્ષ્મી સામે જોઈને કહ્યું: 'તારી એ વાત તો હું સાંભળવાનો જ નથી.'

'કઈ વાત?' મહાલક્ષ્મીએ પૂછ્યું.

'તું હજી મને નથી ઓળખી શકી; પણ હું તને નખશિખ ઓળખું છું. નટવરને પાછો નોકરીએ રાખવો, એ જ તારે મને કહેવું છે ને?'

'મારા દિલની વાત તમે કહી!'

'દેખોજી! તારા દિલની વાત હોય તો મહેરબાની કરીને તારા દિલમાં જ રહેવા દે. નટવરને દુકાનમાં હું પગ મૂકવા નથી દેવાનો. ઘર તારું છે, પણ દુકાન તો મારી છે!'

'કેવો નિર્દોષ છોકરો છે! જુઓ, તમારી સામે કેવા વિશ્વાસથી જોઈ રહ્યો છે.'

મોહનભાઈ પાછા હઠીને ખુરશી ઉપર બેઠા.

'જો, મારી વાત સાંભળ. એ નાટકિયા તમાસો મૂકી દે! તારે ખાતર મારાથી થઈ શકે એટલું મેં કર્યું. હવે મારાથી વધારે બની શકે એમ નથી.'

'પુરુષના વાંકે બૈરાં ને છોકરાં ભૂખે મરે એ કેમ બને?'

'દેવના ચક્કર જેવો દીકરો હોય ને ભોળી બૈરી હોય એટલે તારે હિસાબે તો જાણે ધણીને ચોરી કરવાનો, વિશ્વાસભંગ કરવાનો પરવાનો મળી ગયો એમ ને?'

'દલીલમાં હું તમને ક્યાંથી પહોંચું? પણ...'

'પણ ને બણ, એ ચોરને ફરીથી સંઘરું? મારી દુકાનમાં? આજ તો બસો રૂપિયા ઉઠાવ્યા, અને હજુયે હું એને સંઘરું તો કાલ એ હજાર પણ શું કામ ન ઉઠાવે? દેવના ચક્કર જેવો દીકરો છે પછી?'

મહાલક્ષ્મી બાળકની સામે જોઈ રહી. બાળકને રમાડતાં રમાડતાં બાળક ઉપરથી નજર ખસવ્યા સિવાય એ બોલી: 'એણે પૈસા ઉપાડચા એ સાચું, અને તમે પણ પૂરેપૂરી તપાસ કરી હશે કે એણે પૈસા કઈ રીતે ઉપાડચા?'

'હાસ્તો વળી! ચોપડામાં કચાં કચાં ગોટાળા છે એ બધા મેં પકડચા છે. કઈ કઈ તારીખે કેવા કેવા ખોટા મેળ મેળવીને એણે કેટલા કેટલા પૈસા લીધા છે એનો મને પૂરો ખ્યાલ છે. બોલ. હવે તારે શું કહેવું છે?'

'એણે પૈસા શા માટે ઉપાડચા, એની તમે તપાસ કરી હતી?'

'શા માટે ઉપાડચા એની તપાસ? ચોર ચોરી કરે એટલે એણે શું કામ ચોરી કરી એ હું શોધવા બેસું એમ ને!'

હસતા બાળક સામે હસતી મહાલક્ષ્મીએ જવાબ આપ્યો: 'એ તપાસ કરી હોત તો કદાચ તમને આપણા આગલા દિવસો યાદ આવત. તમારી પેઢીના હજારો રૂપિયા જેના હાથમાંથી રોજ રોજ પસાર થાય એના ખિસ્સામાં સાંજ પડચે ઘેર જવા ટ્રામનો એક આનો પણ ન હોય ને એક ગાઉ ચાલીને ઘેર જાય, એને ઘેર બૈરી, બાળક, વૃદ્ધ મા...બધાનું ત્રીસ રૂપિયામાં પૂરું શી રીતે થાય? તમે જો એને પૂરતો પગાર આપતા હો તો...'

'પૂરતો પગાર? પગારની વાતમાં તને શું સમજ પડે? ત્રીસ રૂપિયામાં તો એક કરતાં એક લાખ મળે છે. આજકાલ તો રોજગારી કચાં છે?'

'તમે જો નટવરલાલને તેના પૂરતો પૂરો પગાર આપતા હોત તો એ ચોરી કરત? તો આજે એને બેકાર થવાનો સમય આવત? તો આ દેવના ચક્કર જેવા છોકરાને પરેશાન થવાનો સમય આવત? મૂળમાં ચોરી કોની? એ મૂળ નહોત તો આટલા બધાં કડવાં ફળ પણ ન પેદા થાત.'

'તું શું કહે છે?'

'આપણે સાવ ગરીબ હતા એ દિવસ યાદ આવે છે? આજ શ્રીમંત છીએ. ક્યાંથી આવ્યા આપણા પૈસા? ચોરીથી નહિ? માણસને એની મહેનતમજૂરીની પૂરી કિંમત આપો તો તમને ને તમારા જેવા વેપારીઓને શું વળતર મળે? એ તો જેટલું એની મહેનતમજૂરીમાંથી તમે કાપો એટલું તમને મળે. એ તમારી મૂડી.'

'ચાલરે ચાલ ગાંડી! તારી વાત જો હું સાંભળું તો કાલ ભિખારી થઈ જાઉં. તારે હિસાબે તો બધા શ્રીમંતો ચોર જ છે.'

'ચોર નહિ, શાહુકાર.'

'તારું ભેજું ઠેકાણે નથી. તું એમ કર. થોડા મહિના દેશમાં રહી આવ. આટલા વરસ થયાં પણ હજી મુંબઈની તારા ઉપર અસર સરખી ન થઈ. તું તો ગામડાંને જ લાયકની છે. માટીનાં ઠેકાં ભાંગજે ને ડોબાંનાં દૂધ દોહજે! તું અહીં રહીશ તો હવે કાલથી પેઢીમાં બધા ઉઠાવવા લાગશે. સહુ મનમાં સમજશે કે શેઠ ભલેને કડક રહ્યા; શેઠાણી બિચારાં ભોળાં છે. બે આંસુ પાડશું એટલે બધું માફ થશે!'

'મારી વાત...'

'તારી વાત હું સાંભળું તો મારે ભીખ માગવી પડે કે ભાગવું પડે. તું મહેરબાની કરીને હવે કાંઈ વચ્ચે ના પડતી. પેઢીમાં જે થાય તે તારે જોયા કરવું.'

મહાલક્ષ્મી પોતાના હાથમાંના બાળકને જોઈ રહી. 'કેવો દેવના ચક્કર જેવો. . ' મહાલક્ષ્મી થોડી વાર ચૂપ રહી, પછી બોલી: 'તારો જન્મ મારે ઘેર કાં ન થયો?'

મોહનભાઈ એકદમ ઉશ્કેરાઈને મોટે સાદે બોલ્યા: 'હવે તું જા! મહેરબાની કરીને જા! તારું કામ કર ને મને જંપવા દે!

ત્યાં દીવાખાનામાં અંજનીનો દોર્યો નટવરલાલ આવ્યો. એ ઘણો શરમાતો અને સંકોચ પામતો હતો. પોતાને લાગતા ઓશિયાળાપણા ઉપર દયા લાવીને જમીન માગ આપે છે કે નહિ એ જોવાને જાણે એની આંખો જમીન ઉપર મંડાઈ હતી.

નટવરલાલને જોઈને મોહનભાઈએ કરડે અવાજે પૂછ્યું: 'કેમ?'

નટવરલાલ કાંઈ કહેવા માગતો હોય પણ કહી શકતો ન હોય એવો એનો ચહેરો બની રહ્યો.

'કહી દોને!' અંજનીએ કહ્યું. 'વિમળાનો મોકલ્યો આવ્યો છું.'

'તું વચમાં નહિ બોલ, અંજની!' મોહનભાઈના અવાજમાં અંજનીએ પહેલાં નહોતી સાંભળી એટલી કડવાશ હતી. અંજનીને સમજાયું નહિ કે એના પિતા એની સાથે આવા અવાજે વાત કેમ કરે છે! એ એકદમ છોભીલી પડી ગઈ. એનો તરવરાટ એકદમ શમી ગયો. માનભંગ બનેલી તાજુબીથી એ એના પિતાને જોઈ રહી.

નટવરલાલના હૈયામાં કાંઈક જીભ આવી: 'સાહેબ! જીવતાં લગી આપનો અહેસાન નહિ ભૂલું!' એ એટલું બોલી શક્યો અને એક છોકરી અને એક સ્ત્રીની હાજરીમાં આવો એકરાર એને ધાર્યા કરતાં ઘણો વધારે લજામણો લાગ્યો હોય એમ એ નીચું જોઈ રહ્યો— જાણે કે એ એકદમ તેજ વગરનો અને હીણો બની ગયો દેખાયો.

'સારું.' મોહનભાઈએ ટૂંકામાં નટવરલાલના ભારે અહેસાનનો સ્વીકાર કર્યો.

નટવરલાલને જવું કે રોકાવું એની સૂઝ પડતી ન દેખાઈ: 'આપના રૂપિયા હું ગમે તેમ કરીને પણ ભરી દઈશ.'

'ક્યાંથી ભરશો?'

'ભગવાન કાંઈક રસ્તો સુઝાડશે.'

'ભગવાન કાંઈ રસ્તો સુઝાડતો નથી. રસ્તો સુઝાડે છે આજના જમાનામાં તો સેતાન. જાઓ કાલથી તમારી નોકરી ઉપર ચડી જજો!'

ક્ષણભર તો નટવરલાલને લાગ્યું કે એણે સાંભળ્યું તે સાચું નથી! નક્કી એના કાને જ એને દગો દીધો છે. શું શેઠ એને પાછો નોકરીએ લાગી જવા કહે છે!

'જી...જી...' નટવરલાલની જીભ થોથરાઈ. એને કાંઈ શબ્દ જ ન સૂઝયો! અત્યાર સુધી પાઈ પાઈનો હિસાબ કરતાં કઠોર દેખાતો શેઠ હૃદયથી કેટલો ભલો હતો! પણ એના કાને એણે સાંભળ્યું હતું એ હતું તો સાચું ને? 'આપ...આપનો અહેસાન હું ક્યારે વાળીશ?'

'હવે ભાઈ જાઓને! દુનિયામાં માણસ જે વહેલામાં વહેલી કોઈ વાત ભૂલતું હોય તો એ પારકાએ પોતાના ઉપર કરેલા અહેસાન છે! માટે અહેસાનઅહેસાનની વાત મૂકી દો, ને સીધો રસ્તો પકડી રાખવાની વૃત્તિ કેળવવાની વાત કરો. પગારમાં તમારૂં પૂરું નહોતું થતું તો મને કહ્યું કેમ નહિ? કાંઈ વધારાનું કામ કેમ શોધી નથી રાખતા? જાઓ, કાલે મને ઑફિસમાં મળજો. મુનીમને કહેજો કે શેઠે મને નોકરી ઉપર ચડી જવાનું કહ્યું છે.'

નટવરલાલ દોડીને શેઠના પગને બાઝી પડયો. એની આંખમાંથી વહેતાં આંસુના બે બિન્દુઓ મોહનભાઈના પગ ઉપર પડયાં.

મોહનભાઈએ પ્રસન્નચિત્તે સાંભળી રહેલી મહાલક્ષ્મી સામે મૂંગી ઇશારત કરી કે, મહેરબાની કરીને નટવરલાલને હવે અહીંથી લઈ જા અને મને એકલો રહેવા દે!

મહાલક્ષ્મીએ અંજનીને કહ્યું: 'અંજની બેટા! નટવરલાલને એમનાં વહુ પાસે લઈ જા! જાઓ નટવરલાલ! વિમળાને વધાઈ આપો. આ છોકરાને લેતા જાઓ.'

નટવરલાલ અને અંજનીના ગયાં પછી મહાલક્ષ્મીએ હસીને કહ્યું: 'તમે મોઢેથી ગમે એટલી ના કહો, પણ મને ખાતરી હતી કે તમે મારી વાત ઉથાપવાના નથી.'

મોહનભાઈએ કડવે અવાજે કહ્યું: 'મહેરબાની કરીને તું પણ હમણાં તો જા! મને ખબર નથી કે પેઢીનાં માણસો મને બેવકૂફ કહેશે કે ઉદાર કહેશે!'

## પ્રકરણ નવમું

### જેમાં મોહનભાઈને ખાતરી થાય છે કે પોતે ઘણાજ ડાહ્યા અને પાવરધા માણસ છે

નટવરલાલના પ્રસંગે પેઢીનું વહાણ મોરો બંદાર કંપી ઊઠ્યું. પાઈપાઈનો હિસાબ રાખનારાઓ ને લેવાવાળો શેઠ આમ એકાએક નરમ કેમ બની ગયો? ઘણાંને ઘણી જાતના તર્ક આવ્યા. કોઈકને કુતર્ક પણ આવ્યા. સાંભળ્યું તો હતું કે નટવરલાલની વહુ વિમળા શેઠને બંગલે ગઈ હતી! કોઈ કહે છે કે શેઠાણીને મનાવીને એના ખોળામાં પોતાનું માથું નાંખીને છોકરો મૂક્યો! કોઈ કહે છે કે શેઠના ખોળામાં માથું નાંખીને એના ખોળામાં છોકરો મૂક્યો! ખરી વાત શું થઇ એ તો કોણ કહે ને ખરી વાત શું બની એ જોવા પણ કોણ ગયું છે? જે હોય તે સાચું! બાકી ઉપરની વાત જો સાચી હોય તો મોહનભાઈ માટે નવીન તો કહેવાય ખરી! આજ પહેલાં આવું કાંઈ બન્યું જોયું ન હતું—સાંભળ્યુંયે ન હતું! પણ આખરે તો એક તરફ ખાધેપીધે સુખી શેઠ માણસ ને બીજી બાજુ ખાધેપીધે દુઃખી અર્ધ-બેકાર માણસ!

નીચલા મધ્યમ વર્ગને કેવળ શેઠલોકોની નીતિમાં વિશ્વાસ નથી હોતો એમ નહિ, પણ પોતાના સ્ત્રીવર્ગની જાતિમાં પણ ઇતબાર નથી હોતો!

ઇન્સાફને ખાતર એટલું કહેવું જોઈએ છે કે નટવરલાલે કોઈ-નાથી જરા સરખીયે વાત છુપાવી ન હતી. પહેલાં તો એની વાત ઉપર કોઈએ ઝાઝું લક્ષ ન આપ્યું—જાગેલી શંકાને ઢાંકવાના એક દેખાઈ આવે એવા પ્રયાસ જેવી માની, પણ જેમ જેમ સમય વીતતો ગયો તેમ તેમ નટવરલાલે પોતાની પેઠે બીજાઓને પણ મહાલક્ષ્મીના પગ પૂજતા કર્યા હતા. કરડા અને સખત દિલના શેઠની પત્નીમાં પેઢીના નોકરોએ ધાંધલ વગરની, ધમાલ વગરની, દેખાવ કરવાની વૃત્તિ વગરની ઉદારતા ભાળી !

પાંચ વર્ષે પેઢીના કોઈ પણ નોકરને નટવરલાલની વાતમાં રજ સરખીયે શંકા ન રહી ! પાંચ વરસમાં પેઢીના પટાવાળાથી માંડીને મુનીમ સુધીના વર્ગનાં માણસો મહાલક્ષ્મીને 'શેઠાણી'ને બદલે 'મોટી બહેન' તરીકે સંબોધતા થઈ ગયા હતા. એટલે સુધી કે મોહનભાઈને પણ પોતાના કોઈ માણસ મારફત કાંઈ પણ સંદેશો કહાવવો હોય તો 'મારે ઘેર' 'બંગલે' 'અંજનીની બા' કે એવા કોઈ શબ્દપ્રયોગ કરતાં 'મોટી બહેન'નો શબ્દપ્રયોગ જીભે વળી ચૂક્યો હતો !

'માસ્તર'માંથી 'શેઠ' થયા એ પરિવર્તન જીરવવું મોહન-ભાઈને જેટલું મુશ્કેલ બન્યું હતું એનાથી વધારે 'શેઠાણી'માંથી 'મોટી બહેન'નું થયેલું રૂપાંતર જીરવવું વધારે મુશ્કેલ બન્યું. મોહન-ભાઈને મહાલક્ષ્મી પ્રત્યે ભાવ હતો. મોહનભાઈના જીવનમાં મોટામાં મોટું સાહસ હોય તો પૈસા રળવાનું હતું. મોટામાં મોટું પ્રેમ-દર્દ હોય તો લક્ષ્મી માટેનું હતું. મોટામાં મોટી મહેચ્છા હોય તો વધારે પૈસા રળવાની હતી. એના જીવનમાં નિરાંત જેવું હતું નહિ. એના ચિંતનમાં નવરાશ જેવું હતું નહિ. એના જીવનમાં ધૂન માત્ર એક જ હતી, બીજી વાતો ગૌણ હતી. પેઢીએ જવું હોય તો જેમ ઉઘાડે શરીરે જવાતું નથી—જઈએ તો કોઈ કાંઈ ના પાડે નહિ, પણ જવાય નહિ—કપડાં પહેરવા એ અનિવાર્ય અનિષ્ટ હતું; તેમજ બંગલો, પેઢી,

પત્ની, બાળકો વગેરે લક્ષ્મીની સાધના અંગેનાં અનિવાર્ય અનિષ્ટ હતાં. માણસ જ્યારે અનિવાર્ય અનિષ્ટ અપનાવે છે ત્યારે એને વધારેમાં વધારે દીપાવે છે. એટલે જ જેના હાડેહાડમાં શ્રીની ભૂખ વસી હોય છે, જેના રોમેરોમમાં શ્રીની ભૂતપરસ્તી જલી રહી હોય છે એ માણસ પોતાના અંતરતમ અંતરથી કોઈની કશાની પરવા કરતો ન હોવા છતાં પણ વ્યવહારમાં વધારે કુટુંબવત્સલ બની રહે છે. મોહનભાઈને મહાલક્ષ્મીનું આ રૂપાંતર આ નજરે ગમ્યું. અંતરથી એને એ પોતાની શ્રીની શોભા માનતા; પોતાની શ્રીની સાધનાને ઝળક ચડાવનારી માનતા, ને બહારથી એ બડબડતા. સતિ-સમી પત્ની ધ્રણીયે દેખાઈ આવે એવી વાતોનું સારામાં સારું ઢાંકણ બની શકે છે—હાથની ઉદારતા મનનાં પાપોને ઢાંકે છે તેમ!

નટવરલાલના પ્રસંગ પછી ચાર પાંચ વર્ષ આમ ને આમ વીતી ગયાં. અંજનીએ અભ્યાસ મૂકી દીધો હતો. લીલા મેડીકલ કૉલેજમાં હતી. અંજની અભ્યાસ મૂકે એમાં મોહનભાઈને રંજ ન હતો, કેમકે અંજનીનો સવાલ એમને મૂંઝવતો થયો હતો.

મહાલક્ષ્મીનું એ માન રાખતા આવ્યા હતા અને હવે માન રાખવાની એમને ટેવ પણ પડી ગઈ હતી. મહાલક્ષ્મી સદાકાળ ભાગવત ને રામાયણ વાંચતી ને અંજની પાસે વંચાવતી, આ વાત એક રીતે સારી પણ હતી, અને મોહનભાઈને તેમાં કશો વાંધો પણ ન હતો; પરંતુ એક વાતની ઉપાધિ તેમને મૂંઝવી રહી હતી અને તે એ કે, અંજનીનો ગામડામાં કરેલો વિવાહ તોડવાની વાતમાં તેઓ મહાલક્ષ્મીને હજુ સુધી જરા પણ મનાવી શક્યા ન હતા. બેચાર વાર એમણે મહાલક્ષ્મી પાસે વાત છેડી જોઈ હતી, અંજનીને માટે પોતે નજરમાં રાખેલા સુપાત્ર જુવાનોનો ઉલ્લેખ પણ કરી જોયો હતો, એકબે વાર એવા સુપાત્ર જુવાનોને મહાલક્ષ્મી સામે એમણે રજૂ પણ કર્યા હતા, પણ કોણ જાણે કેમ મહાલક્ષ્મીને એ વાત ગળે જ નહોતી ઊતરતી કે આજકાલ તો વીસમી સદી ચાલી

રહી છે. મહાલક્ષ્મીના ચિત્તમાંથી પાંચ હજાર વર્ષ પૂર્વે લખાયેલી મનુસ્મૃતિ કે ત્રણ હજાર વર્ષ પહેલાં લખાયેલું મહાભારત કે પંદરમી સદીમાં લખાયેલું ભાગવત ખસતાં જ ન હતાં! જે સમયે મનુસ્મૃતિ લખાઈ ત્યારે લોકો જંગલમાં રહીને કંદમૂળ ખાઈને જીવતાં હતાં અને બંગલા, મોટર, શેર-બજાર, પૈસો, ગરીબી જેવી મહત્ત્વની બાબતોનો એમને ખ્યાલ સરખોયે ન હતો. એ વાત જ કોણ જાણે કેમ મહાલક્ષ્મી સમજતી જ ન હતી! મનુભગવાને પંચનદીનાં સંગમ સ્થાને, વધેલી દાઢી ઉપર હાથ ફેરવતાં ફેરવતાં ને મગફળી ને જામફળ ખાતાં ખાતાં મનુસ્મૃતિ લખી નાંખી એને બદલે વીસમી સદીની કોઈ કાયદાની કૉલેજના પ્રિન્સિપાલના દરજ્જેથી લખી હોત તો એમને ખ્યાલ રહેત કે આજકાલ તો કુંવારી છોકરીઓ લગ્નના કાયદાને જોતી જ નથી પણ છૂટાછેડાના કાયદાની વાત કરે છે, આજકાલના જુવાનો વિધવાઓની જ વહારે ચડે છે—આજકાલ તો વીસમી સદી ચાલે છે, ને જુવાન માણસ માત્ર પહેલી વાર પરણવાની વાત ન કરતાં ફરીને પરણવાની વાત ઉપર જ ભાર મૂકે છે! અને એક દિવસે પોતે મહાલક્ષ્મીને છાપામાંથી છૂટાછેડાના કાયદાની કલમો સમજાવવા માંડી ત્યારે મહાલક્ષ્મીએ બંગલે છાપાં જ આવતાં બંધ કરી દીધાં હતાં!

ગામડાની નિશાળના માસ્તર રામભાઈ અને એની મા વગરના જડ જેવા છોકરા દેવીપ્રસાદને મહાલક્ષ્મી જળોની જેમ વળગી કેમ રહે છે એજ હજી મોહનભાઈને સમજાયું ન હતું! સામાજિક દરજ્જો, પ્રતિષ્ઠા, અંજનીનું સુખ ઇત્યાદિ જેવા જુદા જુદા દૃષ્ટિકોણથી મોહનભાઈએ મહાલક્ષ્મી સાથે દલીલ ભિડાવવાની તજવીજ કરી જોઈ હતી! અને એ દલીલો મહાલક્ષ્મી સાંભળી રહેતી! દેવીપ્રસાદ અને અંજનીનું લગ્ન આ દુનિયામાં જેટલા જેટલા પ્રકારનાં કજોડાં છે તે સર્વનાં મિશ્રણ સમું બને એમ મોહનભાઈ માનતા હતા ને મહાલક્ષ્મી પાસે મનાવવા માગતા હતા. દેવીપ્રસાદ ચાર ચોપડી ભણ્યો છે, અંજની મૅટ્રિક પાસ થઈ છે; દેવીપ્રસાદ ગરીબ છે, અંજની શ્રીમંતની કન્યા છે;

દેવીપ્રસાદ શરીરે દુર્બળ છે, અંજની શરીરે સશક્ત છે; અંજની સ્વરૂપવતી છે, દેવીપ્રસાદ જેવો પણ ગમે એવો નથી—નારીરત્ન અને નરપશુનો મેળ કોઈ રીતેય બાઝે એવું હતું નહિ, બુદ્ધિ આમ કહેતી હતી. આપણી પોતાની બુદ્ધિ એને ફરતી વીંટળાયેલી સર્વ કોઈ મર્યાદા છતાં આમ કહેતી હતી તો પછી આજથી પાંચ હજાર વર્ષ પૂર્વે જંગલના એક ઝાડની નીચે બેઠેલા ઋષિની બુદ્ધિનો આશરો શા માટે લેવો ?

મોહનભાઈની આ અને આવી બધી દલીલો સદંતર એળે ગઈ હતી. મોહનભાઈને અજુગતું તો એ લાગતું હતું કે મહાલક્ષ્મી આ સંબંધે એની સાથે કોઈ ચર્ચામાં જ ઊતરવા નથી માગતી. કોણે કહ્યું છે કે બૈરાંની બુદ્ધિ પાનીએ ? અરે ભાઈ! બૈરાંની બુદ્ધિ તો કપાળના ચાંદલે છે. એક વાર ચાંદલો થઈ ગયો એટલે પછી શું વ્યવહાર, બુદ્ધિ, સમય સર્વને સદાકાળ જીવતાં દફનાવી દેવાં ? અલબત્ત, આવી વાતો ઘણી વાર થતી હતી એમ તો નહોતું. મોહનભાઈના રૂ-બજારમાં, શેર-બજારમાં, ઘઉં-બજારમાં 'ક્રાઈસીઝ' વારંવાર આવતી હતી ! આજ અમેરિકામાં દુકાળ હોય તો કાલ આર્જેન્ટાઈનમાં બળવો થયો હોય! તો વળી બેચાર દિવસ રહીને મિલના શેરોના ડીવીડન્ડોની બાબતમાં અફવા હોય આર્જેન્ટાઈનના પ્રમુખની રખાતના છોકરાને મેલેરિયાનો તાવ આવતો હોય ત્યાંથી માંડીને તે જાપાનમાં જ્વાલામુખી ફાટે કે આફ્રિકામાં ત્સે માખીઓનો પ્રકોપ વધે, ત્યાંસુધીમાં ધરતીપટ ઉપર બનતા સર્વ કોઈ બનાવોના પક્ષાપક્ષ મોહનભાઈના બજારમાં કુસ્તી કરવા લાગતા. આ બધી ઉપાધિઓમાં મોહનભાઈને ફુરસદ બહુ ઓછી મળતી; પણ છ મહિને આઠ મહિને જ્યારે મોહનભાઈને ફુરસદ મળતી ત્યારે તો એ આ વાત અચૂક છેડતા.

આખરે મોહનભાઈએ એક દિવસ નટવરલાલને પોતાની પાસે બોલાવ્યો. 'નટવરલાલભાઈ,' 'નટુભાઈ' ઉર્ફે 'કેશિયર' ઉર્ફે

મોટી બહેને જેની વહુને પોતાની દીકરી કરીને રાખી છે તેને બોલાવવા જ્યારે પટાવાળો ગયો, ત્યારે બધાને થયું કે નટવરલાલભાઈને શેઠ એકદમ ઊંચે ચઢાવી દેવાના છે.

સામાન્ય રીતે મોહનભાઈ નટવરલાલને બોલાવતા જ નહિ, એટલે આજનું બોલાવવું નટવરલાલને બહુ જ અર્થભર્યું લાગ્યું. શું હશે? રોકડ અને સિલિકમાં તો જાણે કાંઈ ગોટાળો ન હતો. એ એક મહત્ત્વની વાતમાં નિર્ભય નટવરલાલે મનમાં અનેક તરંગો ઉઠાવ્યા. નટવરલાલે મનમાં શેઠ પોતાને કદાચ પૂછે, એવી પાંચ છ વાતો ઉપર નજર નાંખી જોઈ અને એના જવાબો પણ મનમાં ગોઠવી રાખ્યા; પરંતુ મોહનભાઈએ નટવરને જે સવાલ પૂછ્યો એ નટલરલાલને ચમકાવી દેનારો અને એણે મનમાં ગોઠવી રાખેલા વિચારોનાં પાટિયાં બેસવી લેનારો નીકળ્યો.

'નટવર!' મોહનભાઈએ કહ્યું. 'તારી વહુ તો મારે બંગલે જ પડીપાથરી રહે છે! જ્યારે જોઉં ત્યારે કાં તો બસ મોટી બહેન—અંજનીની બા પાસે જ બેઠી હોય, ને કાં તો અંજની સાથે હસતી હોય.'

'સ... સ... સાહેબ! શેઠ સાહેબ!' કેવળ પોતાના માલિક સમા શેઠ સિવાય બીજા કોઈના પણ મોઢામાં સંપૂર્ણ સંસ્કારહીન અને જંગલી લાગે એવા આ સવાલનો નટવરે કોઈ જવાબ ગોઠવી રાખ્યો ન હતો, તેમ તત્કાલ એને કાંઈ જવાબ સૂઝ્યો પણ નહિ.

'અને હું પણ તને કોઈક કોઈક વાર બંગલે દેખું છું. તું ત્યાં શા માટે આવે છે?'

'જી. જી. હું ઘેર કહી દઈશ કે તારે હવેથી બંગલે જવું નહિ. આટલી વાર માફ કરો!'

'તમને આવવા ન આવવાનું કોણ કહે છે? આવે છે શું કામ?'

'મોટી...બ્હેન પાસે આવીએ છીએ !'

'પૈસાબૈસા આપે છે ?'

'જી !' નટવરને ભય પેઠો કે કોઈએ નક્કી જૂઠી ચુગલી કરી છે ને પાંચ વરસ પહેલાં તોળાયેલી તલવારનો ઘા આજ તો પડવાનો જ છે.

'હું પૂછું છું એનો મને જવાબ દે ને ? તારી મોટી બ્હેન તને પૈસા આપે છે ?'

'જી, મેં કદી નથી માગ્યા !'

'તારી વહુ માગતી હશે—ખરચીમાં ખૂટ પડે ત્યારે.'

'આપની રહેમથી હવે ખરચીમાં ખૂટ નથી પડતી.'

'પગારમાં જ પૂરું કરો છો ?'

'જી હા. પ્રમાણિકપણે રહેવાનો એ રાહદારી માર્ગ છે.'

'ત્યારે બંગલે આવવાનું કારણ શું છે ?'

'મોટી બ્હેનને મળવા માટે. એમનો અમારા ઉપર અહેસાન છે. ને અંજની બ્હેનને ને મારી વહુને સારો મેળ છે.'

'હં. તારી વહુને ને તારી મોટી બ્હેનને પણ ખૂબ મેળ છે નહિ ?'

'જી, એક દિવસ ન જવાયું હોય તો બીજે દિવસે માણસ આવે છે તેડવા.'

'ત્યારે તો એને તારી વહુ ઉપર માયા હશે ?' મોહનભાઇ એક વાતને ફેરવી ફેરવીને પૂછી રહ્યા હતા તેનો તેમને ખ્યાલ ન હતો.

'જી, હા.' નટવરલાલને આ બંદૂકની ગોળીઓ જેવા સવાલોનો દોર સમજાતો ન હતો. શેઠ શા માટે પૂછે છે એ એ જાણતો ન હતો ને પોતાના જવાબો શેઠને સંતોષ આપે છે એ એને સમજાતું ન હતું.

'અને તારા ઉપર એની માયા છે ?'

'એમનો તો મારા ઉપર અહેસાન છે. મારી ચામડીના જોડા સિવડાવીને પહેરાવું તોય એ અહેસાન ન વળી રહે!'

'અને મારો અહેસાન બિલકુલ નથી, એમ ને?'

'જી! આપ તો મારા પિતાના સ્થાને છો. આપે મને જીવતદાન આપ્યું છે, આપે મને બૈરાંછોકરાં આપ્યાં છે, આપે મને માણસાઈ આપી છે, આપે . . .'

'ઠીક! ઠીક! ત્યારે તારા મનમાં અહેસાનની ભાવના છે ખરી?'

'જી!'

'ઘણા માણસો અહેસાનને વહેલામાં વહેલી તકે ફેંકી દેવાનો બોજો સમજે છે. મને તો એવો જ અનુભવ છે કે કોઈના ઉપર ઉપકાર કરવો એ એક વધુ દુશ્મનાવટ વહોરવા જેવું છે!'

'જી! મને એમાંથી બાદ રાખજો.'

'જોઈશું! ત્યારે નટવર તારો દાવો એમ છે કે તું કે તારી વહુ મોટી બહેનને કાંઈ વાત કરો તો તે સાંભળે ખરાં.'

'મને શ્રદ્ધા છે!' નટવરલાલને હજુ સુધી વાતનો કાંઈ ત્રાગડો મળતો ન હતો.

'અને તારી વહુ અંજના સાથે સહિયરદાવે દિલની વાત કરી શકે ખરી!'

'ધારું છું કે કરી શકે.'

'ત્યારે તું એમ માને છે કે મેં તારા ઉપર ઉપકાર કર્યો છે?'

'જી. આપના સિવાય બીજો કયો શેઠ આપે મારા માટે જે કાંઈ કર્યું, તેમાંથી અલ્પાંશે પણ કરે!'

'એ તો ઠીક! મારા જેવા શ્રીમંતને બસો રૂપિયાની કાંઈ ખાસ વિસાત નથી.'

'મારી તો જિંદગી સુધરી ગઈ.'

'ધાર કે એ અહેસાનના બદલામાં તને હું કાંઈ કામગીરી સોંપું તો?'

'જરૂર ફરમાવો!'

'બેસ! સામેની ખુરશી ખેંચ!'

મોહનભાઈએ ટેબલ ઉપરની ઘંટડી મારી. જવાબમાં એક પટાવાળો આવ્યો, તેને મોહનભાઈએ ફરમાવ્યું: 'બે પ્યાલા ચા બનાવી લાવ!' અને નટવરલાલ તરફ એક નજર નાખીને કહ્યું: 'ચા આવે ત્યાંસુધીમાં હું મારું કામ પતાવી લઉં. પછી ચા પીતાં પીતાં આપણે વાત કરીશું.'

ચા આવી ત્યાંસુધીમાં મોહનભાઈએ પોતાને પતાવવું હતું એટલું કામ પતાવી લીધું. ચા પીતાં પીતાં મોહનભાઈએ પોતાની વાતનો આરંભ કર્યો.

'નટવર! તારો શો મત છે? માણસની જિંદગીમાં એક ભૂલ થઈ ગઈ હોય તો એ ભૂલને એણે જિંદગીપર્યંત વળગી જ રહેવું જોઈએ કે ભૂલ સુધારવાને માટે તજવીજ કરવી જોઈએ?'

નટવરલાલને શેઠનું આજનું વર્તન ઘણું જ વિચિત્ર અને એમના સ્વભાવ સાથે અસંગત દેખાયું, પણ એ ચૂપ રહ્યો. પોતાના તરફ છેલ્લાં પાંચ વર્ષથી જેને જરા પણ ઢાંકયો રાખવાની મોહનભાઈએ જરા સરખીયે કોશિશ કરી નહોતી એ નટવરની આજે આટલી બધી ખિદમત ઉઠાવવામાં કાંઈક પણ હેતુ છે ખરો; એ હેતુ સ્પષ્ટ થાય નહિ ત્યાંસુધી કાંઈ પણ અભિપ્રાય આપવાની સ્થિતિમાં ન મુકાવા માટે જ એણે મોહનભાઈના અભિપ્રાયો સાથે સંમતિ બતાવવામાં જ ઇષ્ટાપત્તિ જોઈ હતી.

'તું વિચારીને જવાબ આપજે.' મોહનભાઈના અવાજમાંથી

શેઠપણું લુપ્ત થયું હતું ને મોટાભાઈની મુરબ્બીવટ મહેકી રહી હતી. સામા માણસની સલાહ માગવાને બદલે સામા માણસને કોઈ ભારે મોટી તક આપતા હોય એમ મોહનભાઈ બોલ્યાઃ 'મારો સવાલ એ છે કે, ધાર કે તેં તારી જિંદગીમાં એક ભૂલ કરી. જે તેં કર્યું છે એ ભૂલ છે એમ તને દીવા જેવું ચોખ્ખું સમજાઈ ગયું છે, એટલું સમજાયા પછી પણ તું ભૂલ સુધારવાની જો ના પાડે તો લોક તને શું કહે?'

ચાલતી ચર્ચાનો બોજ આમ એકાએક પગ ઉપર આવી પડવાથી નટવર કાંઈક અસ્વસ્થ બન્યો. મોહનભાઈ શું કહેવા માગતા હતા?

'જી. ભૂલ દેખાયા પછી પણ જો ભૂલ કરે તો એને માણસ નહિ પણ ઢોર સમજવો!' નટવરલાલે મોહનભાઈના ચહેરા પરના ભાવને નીરખતા નીરખતા જવાબ આપ્યો.

અનુકૂળ જવાબ સાંભળી મોહનભાઈના ચહેરા ઉપર પ્રસન્નતા છવાઈઃ 'મારે કબૂલ કરવું જોઈએ કે તું અક્કલમંદ તો છે.'

નટવરને થયું કે ચાલો, આજની વાતનું બીજું પરિણામ આવે તે ખરું—એક પરિણામ તો સારું આવ્યું. શેઠને આજ આટલે વરસે ખબર પડી ખરી કે મારામાં કાંઈક અક્કલ છે ખરી! સવાલ હવે એ હતો કે શેઠને આટલી ખબર પડ્યા પછી શેઠ એ અક્કલનો કાંઇ સુયોગ્ય ઉપયોગ કરવાનો વિચાર કરશે કે નહિ?

નટવરની વિચારયાત્રામાં ભંગ પાડતાં મોહનભાઈએ કહ્યુંઃ 'નટવર, આજ પાંચ વર્ષ સુધી હું બોલ્યો નથી. મેં મનમાંયે લીધું ન હતું અને જિંદગીભર બોલત પણ નહિ કે મેં તારા ઉપર કાંઈક અહેસાન કર્યો છે.'

'જી, એ આપની વડાઈ છે.' નટવરને ખબર ન હતી કે એ

મોહનભાઈની વડાઈ હતી કે બેપરવાઈ હતી, પણ નોકર માણસ શેઠની બેપરવાઈ વિષે વિવેચન કરવામાં ઘણાં જોખમ ભાળે છે. શેઠની વડાઈની ચર્ચા તો ગમે ત્યાં ગમે તેની પાસે—ખુદ શેઠની પાસે પણ નિર્ભયતાપૂર્વક થઈ શકે છે.'

'વડાઈ તો ઠીક, પણ તું જુવાન માણસ! તારી જિંદગીને ખરાબ કરવાથી મને શું લાભ? મને મનમાં થયું કે ચાલો બસો રૂપિયાનું જોખમ છે ને? એક જુવાનની જિંદગીને નવો ઢોળ ચડતો હોય તો બસો રૂપિયાની કાંઈ વિસાત નથી. જેને તું વડાઈ કહે છે એને હું મારી પેઢીના એક અનિવાર્ય જોખમ તરીકે લેખું છું. એમાં તારે પોતાને જેટલું સંભારવા જેવું હશે એટલું મારે બોલવા જેવું નથી. હું અત્યાર સુધી કાંઈ બોલ્યો જ નહિ, અને મારી ઓલાદના હિતનો સવાલ ન હોત તો હું બોલત પણ નહિ. નટવર! મારી તારી પાસે એક માગણી છે—શેઠ તરીકે નહિ પણ મોટી બહેન અને અંજનીના હિતેચ્છુ તરીકે!'

'આપ આજ્ઞા કરો.'

'નટવર! મોટી બહેન તારી વાત સાંભળે છે ને તને દીકરાની જેમ રાખે છે, વહુને પણ એ સારી રીતે રાખે છે અને એની પણ વાત સાંભળે છે, અંજનીને અને તારી પત્ની વિમળાને તો સહિયર-પણાં છે; આવું છે ત્યારે મારું એક કામ કરીશ?'

'મને તો આપે આજ્ઞા જ કરવાની રહે છે.' નટવરને હવે સમજાયું કે જે કાંઈ વાત છે એ કૌટુંબિક છે. પોતાના કુટુંબની વાતમાં શેઠ આજે એને દરમિયાન કરતા હતા! નટવરની છાતી ફૂલી.

નટવરલાલમાં કોઈ જાતનો ખાસ આગ્રહ ન હતો, કોઈ જાતની સ્વાયત્ત ખુમારી પણ ન હતી, કોઈ જાતની વટ પણ ન હતી. જે હજારો લાખો જુવાનો અધૂરાં જ્ઞાન, અધૂરી લાયકાત અને દિનપ્રતિદિન વધતી જતી સાંસારિક જવાબદારીના ત્રિવિધ તાપની વચમાં રહીને

નોકરીની સલામતી, માલિકની મહેરબાની અને અન્ન-નિમકની વફાદારીની આસપાસ પોતાની નીતિ, પોતાની દૃષ્ટિ અને પોતાની સૃષ્ટિનું ઘડતર કરે છે, એ માંહેનો નટવર એક હતો. એનામાં ભાવના ન હતી એમ ન હતું, એનામાં લાગણી ન હતી એમ પણ ન હતું; પરંતુ એ ભાવના અને એ લાગણીના આવિષ્કારનું ક્ષેત્ર એની નોકરીનું વર્તુલ હતું.

નટવરની છાતી ફૂલી. મોહનભાઈને આજે પોતાના કોઈ કૌટુંબિક મામલામાં પોતાની જરૂર પડી હતી! નટવર શેઠના કુટુંબની નજીક જતો હતો!

'જો સાંભળ!' મોહનભાઈએ કડવો ઘૂંટ ગળતાં વાત આરંભી. પોતાના ઘરની વાત એક ત્રાહિત માણસ સમક્ષ કરતાં મોહનભાઈને આંચકો લાગ્યો તો ખરો. 'બહુ બાળપણમાં અંજની જ્યારે કાંઈ સમજતી ન હતી ત્યારે એનું વેવિશાળ ગામડાંની શાળાના એક મહેતાજીના છોકરા સાથે થયું છે. વર્ષો પહેલાંની વાત છે, ને મને પોતાને પણ ત્યારે ખાસ વાંધા જેવું લાગ્યું ન હતું, પણ ત્યારપછી તો મારે મુંબઈ આવવું થયું. અંજનીને અભ્યાસ કરવાનું થયું. હવે હું કહું છું કે અંજનીનું આ જૂનું વેવિશાળ નકામું ગણવું જોઈએ. જો ને નટવર! કેટલાં બધાં વરસો વહી ગયાં! વેવિશાળ થતી વખતની અને અત્યારની સ્થિતિમાં ફેર પણ કેટલો બધો પડી ગયો! ગામડામાં હતા અને જ્યાંસુધી લાંબી નજર ખીલેલી નહિ ત્યાંસુધી તો ઠીક; પણ શહેરમાં આવ્યા, નવા રૂપરંગથી માહિતગાર થયા, પછી જૂના તંતને વળગી રહેવું મને લાજમ નથી લાગતું. ગામડામાં રહેતા હતા ત્યાંસુધી માનતા હતા–માનતાં શીખ્યા હતા કે કુળ–સંબંધો, મૈત્રીસંબંધો, પાંચ માણસ વચ્ચેની આબરૂ વગેરેને ખાતર છોકરીને હોમી દેવી પડે તો હોમી દેવી જોઈએ. ત્યારે માનતા હતા કે છોકરી તો આખરે પાણાની જાત છે; જ્યાં

નાંખશો ત્યાં પોષાશે. મોટી હવેલીમાં નાંખશો તો પગથિયું બનશે; કાદવમાં નાંખીશું, તો પગ મૂકીને ચાલવાનો ટેકો બનશે; નદીમાં નાંખીશું, તો લૂગડાં ધોવા કામ લાગશે. શહેરમાં આવ્યા અને એક નવી દુનિયા જ નજરે નિહાળી. જોયું કે ગામડામાં તો ખબર સરખીયે પડતી ન હતી, પણ દુનિયાની રૂખ માત્ર પલટાઈ રહી છે. શહેરમાં છોકરીની જાતને કોઈ પાણો ગણતું નથી. કોઈ છોકરીને ઘરમાં પૂરી રાખતું નથી. કોલેજોમાં, ગાડીમાં, ટ્રામમાં, મેળાવડાઓમાં, દવાખાનાઓમાં, બાગબગીચામાં, સહેલગાહોમાં, રેડિયોમાં, બજારમાં, જ્યાં જુઓ ત્યાં છોકરીઓ છૂટથી ફરે છે, છૂટથી ભણે છે છૂટથી રહે છે, છૂટથી વર્તે છે, મનપસંદ જુવાન પસંદ કરે છે—ગામડાઓમાં છોકરાઓ પણ જે નથી કરી શકતા તે આજકાલ શહેરમાં છોકરીઓ કરી રહી છે. મને પણ મનમાં એમ થાય છે કે બધી છોકરીઓ જે કરી રહી છે એ મારી છોકરી કાં ન કરે ? મેં એને ભણાવી અને હજી પણ ભણાવું છું. મને એમ થાય છે કે આટલું જોયા પછી, આટલું જાણ્યા પછી મારી પોતાની ઉતાવળનો ભોગ બને ઊડતા માંડતી મારી છોકરીની પાંખ ઉપર હું કેમ લાદું ?'

નટવરલાલ ચૂપ રહ્યો. પેઢીના કામકાજ પરત્વે સાંગોપાંગ જૂનવાણી વિચારો ધરાવતા પોતાના શેઠને કૌટુંબિક વાતો કરતા જોઈને એને ભારે અચરજ થયું.

મોહનભાઈ નટવરને પોતાના કુટુંબને લગતું કામ સોંપી રહ્યા હતા; પરંતુ નટવર સાથે એ વિષે કશી ચર્ચામાં એ નહોતા ઊતરવા માગતા. નટવરને ચૂપ જોઈને એમને લાગ્યું કે એની સાથે વાત કરવા માટે નટવર કાંઈ શબ્દો શોધી રહ્યો છે. 'તેં મારી વાત તો સાંભળી ને ! તો મારે તને એટલું જ કહેવાનું છે કે તું મોટી બહેનને સમજાવ. તારી વહુ પણ અંજની સાથે વાત કરે. મોટી બહેનને પણ કહે. મોટી બહેન અંજનીનું થયેલું વેવિશાળ રદ કરવામાં

સંમત થાય એવું તમે બે મળીને કાંઇક કરો.'

'જી!'

'સારું તું જા. મને ખાતરી છે કે તું તારાથી બનતી કોશિશ કરીશ.'

નટવરલાલ ઊઠ્યો. મોહનભાઈ એની પાછળ જોઈ રહ્યા અને ગણગણ્યાઃ 'મહાલક્ષ્મીને મનાવવાનું આ છેલ્લું હથિયાર છે; નહિતર આની વહુ મારફત અંજની પાસે માથું ઊંચકાવવું પડશે.'

## પ્રકરણ દસમું

### જેમાં મહાલક્ષ્મીને મન દુઃખ થાય છે

એકાદ બે દિવસ પછી જ્યારે સમય જોઈને નટવરલાલે મહાલક્ષ્મી પાસે અંજનીના વેવિશાળ સંબંધે વાત ઉચ્ચારી, ત્યારે એને સમજાયું કે જે કામ એણે માથે લીધું હતું એ એણે ધાર્યું હતું એટલું સહેલું નહોતું.

ઘણા બહોળા પુરુષવર્ગમાં એક માન્યતા એવી જડ ઘાલીને બેઠી હોય છે કે સ્ત્રીને સમજાવવા જેટલું સહેલું કામ આ દુનિયામાં કોઈ નથી. બેચાર વાતો નવા જમાનાની કરો, દશબાર દાખલાઓ રામાયણ, મહાભારત ને પુરાણોમાંથી શોધીને એમની સમક્ષ મૂકો, એટલે સ્ત્રી જેમ તમારે કરવું હોય એમ કરવામાં જ ધર્મ જુએ, સાર વાંચે અને જાણે પોતાની મેળે જ કહેતી હોય એમ તમને પણ એમ જ કરવાની સલાહ આપે.

નટવરલાલનો આ અભિપ્રાય સાચો હો યા ખોટો, પરંતુ મહાલક્ષ્મીની બાબતમાં તો સાચો ન પડ્યો.

નટવરલાલે વિષયને છેડ્યો તો હતો ઘણી સિફતથી. પહેલાં એણે અંજનીના અભ્યાસની વાત કાઢી. પછી અંજનીની બુદ્ધિનાં ખૂબ વખાણ કર્યાં. પછી આવી ભણેલીગણેલી ને પાંચ સરખી સાહેલીમાં પુછાતી કન્યાના એક અભણ જુવાન સાથે પાનાં પડવાનાં

બદકિસ્મત ઉપર એણે ખેદ દર્શાવ્યો. પછી અંજની જેવી લાયક કન્યા માટે તો વધારે સારો ને સુપાત્ર વર જરૂર મળી રહેવાની વાતમાં એણે ઇતબાર જાહેર કર્યો.

અને એટલેથી જ મહાલક્ષ્મીએ એને વાર્યો: ‘ બસ, ભાઈ બસ! તમને કોણે મોકલ્યા છે એ હું સમજી ગઈ.’

‘ મને તો કોઈએ નથી મોકલ્યો.’

‘ જૂઠું બોલવું ખરાબ છે.’

‘ ના, મારે જૂઠું બોલવાનું કાંઈ કારણ ?’

‘ કારણમાં તો બીજું શું હોય ? નિમકહલાલી! શેઠની તમે નોકરી કરો એટલે પછી શેઠ બતાવે એ કામ કરવું જોઈએ ને ? નટવર ! તું શા માટે સાચે સાચું નથી કહેતો કે તને આ કામ માટે ખુદ શેઠે મોકલ્યો છે.’

નટવરલાલ આ વાત આ રીતે અને આવી શરૂઆતથી ચર્ચવા જરાયે તૈયાર ન હતો !

‘ મને શેઠે મોકલ્યો છે કે નહિ એ તો મારું દિલ જાણે છે, પણ દલીલને ખાતર સ્વીકારી લઈએ કે મને ખુદ શેઠે તમારી પાસે મોકલ્યો છે; તોપણ સાચી વાતમાં તો ફેર નથી પડતો. શું તમે એમ માનો છો કે કજોડાંનું લગ્ન કદીયે સફળ થશે ?’

‘ કજોડું ! અંજનીની ઉંમર અઢાર–ઓગણીસ વર્ષની હશે, ને અંજનીનું જેની સાથે વેવિશાળ થયું છે એની વય વીસ–એકવીસ વર્ષની હશે. પછી તમે એને કજોડું કયે હિસાબે કહી શકો ?’

‘ ઉંમરનાં જ કજોડાં થાય છે મોટી બહેન ? ઉંમરનાં કજોડાં ખરાબ છે; પણ એથીયે વધારે ખરાબ તો બુદ્ધિનાં કજોડાં છે, દરજ્જાનાં કજોડાં છે, અસમાન સ્થિતિનાં કજોડાં છે, જ્ઞાન–અજ્ઞાનનાં કજોડાં છે.’

'અમારા સમયમાં તો આવાં કોઈ કજોડાં હતાં જ નહિ.'

'ક્યાંથી હોય? તમારા વખતમાં તો સ્ત્રીઓ ભણતી જ નહિ. માફ કરજો મોટી બ્હેન! પણ તમને નથી લાગતું કે જો શ્રીમંત સાસરામાં જેમ ગરીબ વહુ કદી સુખી નથી થતી, તેમ ગરીબ સાસરામાં શ્રીમંત વહુ કેમ સુખી થઈ શકશે? ભણેલા પતિને પનારે પડેલી અભણ બૈરીના નસીબમાં કાંઈ સુખ નથી હોતું, તો પછી અભણ પતિની ડોકમાં બંધાયેલી વહુ શે સુખી થશે? શહેરવાસી પુરુષને જો ગામડામાં નથી ફાવતું તો શહેરવાસી સ્ત્રીને કેમ ફાવશે? તમારા વખતમાં આવી કોઈ વાત નહોતી વિચારાતી; કેમકે લગ્નની બધી વાત પતિની જ આંખે જોવાતી ને પતિના જ ગજે મપાતી. એ જમાનો હવે નથી રહ્યો. હવે કોઈ સ્ત્રીને પગરખાંની જેમ ગણતું નથી.'

'અમે પગનાં પગરખાં સમી હતી એમ ધારી લો, તોપણ એ યાદ રાખવું જોઈએ કે પગમાં એવી તો બેસી ગયેલી કે પગને અમારા વગર જરાયે ચાલતું ન હતું. પગમાં કપાસી પડી હોય ત્યારે ફાવી ગયેલો જોડો મોંઘો સાકર જેવો લાગે અને ન ફાવી ગયેલો જોડો ખંજર જેવો લાગે તેમ પતિના સ્વભાવ, મિજાજ વગેરે સમી કપાસી અમે પગરખાં સમી બની રહેતાં ઊલટાની મીઠી બની રહેતી.'

'પણ મોટી બ્હેન! એ સતયુગ ગયો, કે જ્યારે રાજા રામની પટરાણી સીતાના જીવન કરતાં એક પીધેલા ધોબીનો મિજાજ વધારે કિંમતી ગણાતો.'

'જમાનો બદલાયો છે તમારો—અમારો નહિ. તમને લોકોને આજકાલ વિલાયતી ભણતરે ભીંત ભુલાવી છે. તમને આજે બાપ-દાદાનાં નામ નથી ગમતાં, પરાપૂર્વના ધર્મ નથી ગમતા, નાતજાતના રિવાજ નથી ગમતા—તમને બધાને આજ નવાની ભૂખ ઊઘડી છે—તમારે ધર્મ નવો જોઈએ, રિવાજ નવા જોઈએ, નાતજાત નવી જોઈએ,

તમારું ચાલે તો તમે બાપદાદા પણ નવા લાવો; પણ અમે તો એની એ જ છીએ અને એની એ જ રહેશું. બેચાર સ્ત્રીઓ જાહેર સભામાં બૂમબરાડા કરે, બેચાર બાઈઓ નાટકચેટક ને જલસામાં નાચે કે બે ચાર બાઈઓ વંઠી જાય કે બે ચાર બાઈઓ પુનર્લગ્ન કરે; પરંતુ એકંદરે તો સમસ્ત સ્ત્રીસમાજ અનાદિ કાળથી જેવો ચાલ્યો આવે છે તેવો જ રહેવાનો. તમે વિચારો બદલાવી શકશો, તમે આચારો પલટાવી શકશો, તમે રિવાજો બદલાવી શકશો, તમે ધાર્મિક ફરજોને બદલે પૈસાની ગણતરીને સ્થાપી શકશો; પરંતુ આર્ય નારીનો આદર્શ કોઈ દિવસ નહિ બદલાવી શકો. તમે તો કદી પુરાણો કે ધર્મના ગ્રંથો વાંચતા નહિ હો એટલે તમને ક્યાંથી ખબર હોય? પણ હું તો રોજ રોજ કથાવાર્તા સાંભળું છું, વાંચું છું, અંજની પાસે વંચાવું છું ને મેં જોયું છે કે જેણે જેણે આર્ય નારીના આદર્શને–આર્ય લગ્નના વિશિષ્ટ પ્રકારને બદલાવવાની કોશિશ કરી છે, તેઓ જાતે બરબાદ થયા છે, પણ એ આદર્શની એક કાંકરી સરખી નથી ચળાવી શક્યા. ઇન્દ્રે એ ચાહ્યું ને ઇન્દ્રનો એ જ કારણે નાશ થયો, બ્રહ્માએ એ ચાહ્યું ને ત્યારપછી બ્રહ્માની પૂજાનો નાશ થયો, કાલયવને એ ચાહ્યું ને કાલયવનનો નાશ થયો, ભસ્માસુરે એ ચાહ્યું ને એનો પણ નાશ થયો, રાવણે એ ચાહ્યું ને રાવણનો નાશ થયો, ભીષ્મ પિતામહે પોતાની વાગ્દત્તાને બીજાને પરણાવી દીધી અને એને બાણશય્યા ઉપર સૂવું પડ્યું, અલાઉદ્દીન ખીલજીએ છેલ્લે છેલ્લે કોશિશ કરી ને એના વંશનો ઉચ્છેદ થયો. ચાર્વાકે ઘણી દલીલ કરી, પણ એનો નાશ થયો. આર્યલગ્નની ભાવનાને પલટાવવાની મહેનત કરનારા દેવ, દાનવ, પુરુષ, પંડિત, યોદ્ધા, રાજા, મહારાજા કંઈક આવ્યા ને ગયા; પણ હજી એ આદર્શની કાંકરી ખરી નથી ને ખરશે નહિ. હજારો સદીઓ ગઈ અને હજી જશે, હજારો જાતભાતની કેળવણીઓ આવશે ને જશે; પણ આર્ય લલના તો જેવી હતી તેવી જ એના પતિને વફાદાર રહેશે—જેમ

માનતી આવી છે તેમ માનતી આવશે કે પતિ એ પરમેશ્વર છે અને સતિધર્મ—પતિસેવા સિવાય આર્ય નારીનો બીજો કોઈ વિશેષ ધર્મ નથી, બીજો કોઈ આદર્શ નથી, બીજું કોઈ જીવન નથી.'

નટવરલાલ આ સ્પષ્ટ શ્રદ્ધા અને ભાવના સામે થોડી વાર તો મૂઢ જેવો થઈ ગયો. આ શ્રદ્ધા અને આ બુદ્ધિની સામે એણે કહેવું શું? આખરે એને એક દલીલ સૂઝી. મહાલક્ષ્મીની વાતમાંથી એણે નબળી કડી પકડી પાડી હોય એમ એ બોલ્યો:

'મોટી બહેન! પરણ્યા પછીની વાતમાં તો મારો વિચાર જુદો હોય તોયે હું નહિ કહું; કેમકે એક પક્ષે શ્રદ્ધા ને બીજે પક્ષે કામબળ વચ્ચે જબરું ઘર્ષણ ચાલી રહ્યું હોય ત્યાં જેને જ્યાં પગરખું ખૂંચશે, ત્યાં તે સૂઝતી દવા કરશે, પણ અંજની બહેનની વાત તો તમે કહો છો તેથી નિરાળી છે ને? એમનાં લગ્ન તો થયાં નથી અને તમારી વાત એમને લાગુ પડતી નથી.'

'તું તો મારા છોકરા જેવો છે, નટુ! તારા મોઢે બધી વાત તો હું કેમ કરું? પણ ટૂંકમાં કહું તો એટલું કે તમે લોકો—પુરુષો કાયદાબાજીમાં એટલા તો ગરક થયા હો છો કે હૃદયની ઊર્મિઓની વાત તમને કદી સમજાશે નહિ. લગ્ન એ પુરુષોને મન જેટલી મહત્ત્વની વાત છે એટલી સ્ત્રીને મન નથી. પુરુષ હમેશાં પ્રત્યક્ષને વધારે મહત્ત્વ આપે છે, એટલે દેહના ધર્મનો પ્રત્યક્ષ પલટો કરનારાં લગ્નને એ કાયદેસર મહત્ત્વ આપે છે. કોઈ પણ વાત—પછી વેપારના સોદા હોય, નોકરીના કરાર હોય કે લગ્નની વાત હોય, જે હોય તે—જ્યાંસુધી પ્રત્યક્ષ સ્વરૂપ પકડે નહિ ત્યાંસુધી એને તોડી નાંખતાં, રદ કરતાં, રદ સમજતાં કે પોતાને બાંધનારી નહિ માનતાં એને જરાયે આંચકો નથી આવતો. નોકરીની વાત પાકી થઈ ગઈ હોય, પણ નોકરીએ લાગ્યા ન હો તે દરમિયાન વધારે સારી નોકરી મળતી હોય અથવા જે નોકરીની વાત હોય તેમાં કાંઈ કસર દેખાય

તો એ વાત તોડવામાં એ પોતાને ગેરવાજબી માનશે નહિ. હજી ક્યાં નોકરી કરવા માંડી છે? એ એનો બચાવ છે. તેમ વાગ્દાન થઈ ગયું હોય પણ લગ્ન ન થયાં હોય તો એ વાત પડતી મૂકવામાં એને કાંઈ કરતાં કાંઈ રંજ નહિ થાય. સ્ત્રીની વાત જુદી છે. એ પરોક્ષ ધર્મમાં માને છે. વાત થઈ ગઈ એ થઈ ગઈ. પુરુષને મન જીવન એ જીવતા રહેવા માટે છે, સ્ત્રીને મન જીવન એ સંક્રાંતિ છે; તમારે મન જીવન એ સમુદ્ર છે, અમારે મન જીવન એ સરિતા છે; તમારે મન લગ્ન એ જ પરણવાનું સાચું સ્વરૂપ છે, અમારે મન વાગ્દાન એ જ સાચું પરણેતર છે.'

'પણ તમારી વાત તો ન સમજાય એવી જૂનવાણી છે.' નટવરલાલ પહેલેથી મનમાં ને મનમાં જે શબ્દ શોધી રહ્યો હતો એ એને મળી ગયો. હવે એની દલીલો આગળ ચાલી શકી. 'જૂનવાણીમાં પણ જૂનવાણી. સ્મૃતિમાં પણ—લગ્ન કહો કે વાગ્દાન કહો, જે કહો તે—પતિમાંથી મુક્ત થવા માટેના પ્રબંધ છે. દાખલા તરીકે . . .'

તમારા દાખલા તમારી પાસે રાખો. મેં સ્મૃતિ નથી વાંચી, પણ પુરાણો વાંચ્યાં છે, અને સ્ત્રીની પતિ પ્રત્યેની વફાદારીના પુરાણોનાં અસંખ્ય દાખલામાંથી એક જ દાખલો તમને કહું. પછી તમારે મારી સાથે ચર્ચા કરવાપણું નહિ રહે. એક વૈશ્ય હતો. એ અપંગ હતો. એનાં લગ્ન થયાં હતાં ને એને ઘેર એક સતી નાર હતી. આમ છતાં આ વૈશ્ય એક ચાંડાળ સ્ત્રી સાથે પ્રેમસંબંધમાં પડ્યો. હવે આ વૈશ્ય તો અપંગ હતો. એનાથી કાંઈ ચાંડાળ સ્ત્રીને ત્યાં જવાય નહિ; તેમ એને મળ્યા સિવાય પણ એનાથી રહી શકાય નહિ, એટલે એની સતી સ્ત્રી પોતાના પતિને કાંધ ઉપર ચડાવીને એ ચાંડાળ સ્ત્રીને ત્યાં રાતે રાતે લઈ જતી. કાળાંતરે ત્રણેનાં અવસાન થયાં. સતી તો સ્વર્ગે ગઈ; અને સતીના પુણ્યપ્રભાવથી એનો પતિ પણ હજાર પાપનો ધણી હોવા છતાં સ્વર્ગે ગયો. પેલી ચાંડાલ સ્ત્રી

નરકવાસી થઈ. એ તો જેવાં કરે તેવાં ભોગવે. પતિ ઊંચો હોય તો પતિની સાથે ઊંચે ચડવામાં સ્ત્રીને આનંદ છે. પતિ નીચો હોય તો એને પોતાનાથીયે ઊંચે ચડાવવામાં સ્ત્રીને વધારે આનંદ છે. કહો હવે તમારે કાંઈ વધારે કહેવું છે મને ?'

'ના.' કહીને નટવર ઊઠ્યો. ચાંડાળ સ્ત્રી ને સતી સ્ત્રીની વચમાં રહેલા વૈશ્ય પંગુની વાત સાંભળીને નટવરલાલની વાચા જ હરાઈ ગઈ!

પોતાનું કાર્ય પાર ના પડ્યું અને પોતાના શેઠની સૂચના પ્રમાણે પોતે મહાલક્ષ્મીને મનાવી ના શક્યો એનો નટવરલાલને ખેદ તો થયો, પરંતુ એ ખેદ વિચિત્ર પ્રકારનો હતો. એમાં અફસોસ પણ હતો ને આનંદ પણ હતો. અફસોસ એટલો કે શેઠે એને આ કામને માટે લાયક માનીને પસંદ કર્યો હતો. એ કામ પોતે પાર ના ઉતારી શક્યો, એટલે હવે શેઠને પોતાની પસંદગી પ્રત્યે શંકા આવવાની. આ શંકાનો સીધો પડછાયો એની પાત્રતાના સવાલ ઉપર પડવાનો. એ પડછાયો જેટલો ગહરો હશે એટલી એ શંકા વધારે મજબૂત થશે કે આ કામ સોંપવા માટે નટવરલાલમાં પૂરેપૂરી લાયકાત હતી કે નહિ? અને નટવરલાલે હજાર માણસોના સ્વાનુભવો સાંભળ્યા હતા કે જ્યારે શેઠ લોકોના મનમાં પોતાના કોઈ પણ નોકરની લાયકાત માટે સવાલ પેદા થાય છે ત્યારે એ સવાલ કેવળ સોંપેલા કામ પૂરતો જ નથી રહેતો, પરંતુ નહિ સોંપેલાં કામો ઉપર પણ પાંખ પ્રસારે છે. શેઠે સોંપેલા કામમાં નિષ્ફળ જવામાં આ એક ઘણું જબરું જોખમ છે—કોઈ પણ માણસને ખેદ કરાવે એવું એ જોખમ છે.

પરંતુ એ ખેદમાં એક જાતનો આનંદ પણ હતો. નટવરને મનમાં ગૌરવ આવ્યું કે આર્ય પુરુષોના આદર્શો ગમે એટલા પલટાયા હોય, પરંતુ આર્ય સ્ત્રીસમાજ તો હજીયે વળગી રહ્યો છે પોતાના સનાતન આદર્શને— સેંકડો ઋષિમુનિઓ, હજારો પંડિતો અને કવિઓએ

હજાર હજાર મુખે પરંતુ એક જ જબાને ગાયેલા આર્ય સ્ત્રીના સતીધર્મને. આર્ય લગ્નની પવિત્રતાની ભાવનાને નટવરે એક અંજલિ પણ મનમાં ને મનમાં આપી. નટવરને મનમાં પતીજ થઈ કે જ્યાં-સુધી એક પણ આર્ય સ્ત્રી આ અવનિતળ ઉપર હયાત રહેશે ત્યાંસુધી હિન્દુધર્મ આ અવનિ ઉપર ટકી રહેશે. હજાર દેવો, હજાર બ્રાહ્મણો, હજાર ભજનિકો કરતાં એક આર્ય સ્ત્રી ધર્મની રક્ષા વધારે સારી રીતે કરી શકે છે—કરે છે.

પ્રાસ્તાવિક રીતે કહીએ તો નટવરલાલનું ઇતિહાસનું જ્ઞાન ઘણું કાચું હતું, એટલે આર્ય સ્ત્રીઓના ઉચ્ચ આદર્શ અને 'પરણવું એટલે પ્રભુતામાં પગલાં માંડવાં' સમા આર્યલગ્નની પરમ પવિત્રતા પરત્વે એને ઉપજેલાં નવા મમત્વ અને નવા માનમાં વિશેષ પાડનારી કોઈ ઐતિહાસિક હકીકતો એને યાદ ના આવી. એને તો એ ખબર પણ ન હતી કે ગુલામીની સંસ્થાનો વધારેમાં વધારે બચાવ ગુલામો-એ જ કર્યો હતો અને ગુલામોને બંધનમુક્ત કરવા આવતી ઉત્તર અમેરિકાની સેના સામે વધારેમાં વધારે ઝનૂનથી ગુલામો જ લડ્યા હતા. એને એ પણ ખબર ન હતી . . . પણ જવા દો. નટવરને એટલી બધી વાતોની ખબર ન હતી કે એનો વિગતવાર ઉલ્લેખ કરવામાં કોઈ જાતનો સાર પણ નથી.

નટવરલાલ મોહનલાલ શેઠ પાસે ગયો. શેઠની પાસે જઈને એ ઊભો રહ્યો. શેઠ એક કાગળ વાંચતા હતા. એ કાગળ જરૂર ઘણો જ રસિક હોવો જોઈએ; કેમકે શેઠના ચહેરા ઉપર નટવરે છુપાવ્યો છૂપો ન રહે એવો ખુલાસો જોયો. નટવરલાલ શેઠે સોંપેલા કામમાં પોતાને મળેલી નિષ્ફળતા ને સાંપડેલાં જ્ઞાનની માહિતી આપવા આવ્યો હતો.

શેઠે નટવરલાલને જોયો, પૂછ્યું: 'કેમ?'

'જી! આપે મને સોંપેલા કામ બાબત હું વાત કરવા આવ્યો છું.'

'તમને સોંપેલાં કામ બાબત?' શેઠના અવાજમાં એટલી તો અસ્પૃશ્યતા હતી કે ક્ષણભર નટવર તો છોભીલો પડી ગયો. 'તમને કાંઈ કામ સોંપ્યાનું મને યાદ નથી.'

'જી! અંજની બહેનના વેવિશાળ માટે મોટી બહેન સાથે વાત કરવા . . .'

'હા, હા, સમજ્યો. પણ હવે તમારે એમાં કાંઈ કરવાની જરૂર નથી; એ તો બધું આપમેળે સીધું ઊતરી ગયું.'

'સીધું ઊતરી ગયું!' નટવરલાલને લાગ્યું કે ખુદ શેઠની સાથે પણ આ પ્રકરણમાં પોતાને રસ લેવાનો હક્ક મળી ચૂક્યો હતો—શેઠ પોતે સોંપેલું કામ વીસરી ગયા હોય તો એમાં દોષ કોનો?

'હા, જુઓ આ કાગળ. રામભાઈમાં મને વિશ્વાસ તો હતો કે સમજુ માણસ છે તે વહેલો મોડો પણ મારી મુશ્કેલી સમજશે ખરો. વાંચો.'

નટવરલાલે કાગળ લઈને વાંચ્યો. કાગળમાં લખ્યું હતું:

'મુરબ્બી ભાઈશ્રી મોહનલાલની ચિરંજીવી ઘણી હોજો. એતાનશ્રી ગામ મોહનપુરથી લિખિતંગ રામભાઈના ઘણા કરીને વાંચજો. મહાલક્ષ્મી ભાભી, છૈયાંછોકરાં બધાં મજામાં હશે. બીજું ઘણા વખતથી તમારો કાગળ નથી તો કૃપા કરીને લખશો.

'બીજું લખવાનું કે મને ઘણા વખતથી મનમાં એક વિચાર થાય છે, તે તમને ખોટું લાગે એમ વિચારીને લખ્યું નથી. ચિ. અંજનીનું વેવિશાળ ચિ. દેવીપ્રસાદ સાથે તમે કરીને ગયા હતા ત્યારે મારા હરખનો પાર ન હતો, પણ એને તો આજ દશ વર્ષનાં વહાણાં વાયાં. શરૂ શરૂમાં તો મેં તમને વિવાહ કરી નાંખવા લખેલું, પણ તમારા અનેક કામનાં દબાણ આડે તમે મને જવાબ પણ લખી શક્યા ન હતા. તમારો કાગળ ન આવતાં મને મનમાં દુઃખ તો થતું, પણ વળી પાછું મનમાં ઊગતું કે મોટું શહેર છે, એમાં હજાર

જાતની ઉપાધિ હોય, ચડતો વેપાર છે એમાં હજાર જાતની ચિંતા હોય એટલે તમે કાગળ લખી શકતા નહિ હો; બાકી તો તમને કોઈ મૂંઝવણ કે અગવડ ન હોય તો તમે મને કાગળ ન લખો એમ તો મારે ગળે ઊતરે જ નહિ.

'હું તો હવે ઘરડો થયો છું, ખર્યું પાન છું, તબિયત પણ બગડવા માંડી છે ને હવે હું પાછો પથારી ઉપરથી ઊઠું એવી કોઈ આશા મને રહી નથી. મંદવાડની પથારી ઉપરથી તમને આ પત્ર લખું છું ને જો તમારો જવાબ આવશે તો હું વાંચવાને કદાચ હયાત પણ નહિં હોઉં, એટલે મને હવે લાગે છે કે તમારી દીકરી અંજનીનું તમે મારા દીકરા સાથે વેવિશાળ કરી ગયેલા એ તમારી મારા તરફની વધારે પડતી લાગણીની ઉતાવળમાં જ થયેલું હતું ને ઉતાવળે થયેલાં કામમાં હમેશાં પાછળથી પસ્તાવાનું રહે છે. મારા તરફથી આપણા આખા સંબંધ દરમિયાન તમને આજ કે ભવિષ્યમાં જરા પણ પસ્તાવાનું કારણ મળે તો જીવતાં કે મૂઆ મને જંપ ના વળે. વળી તમારી દીકરી ભણીગણી છે; મારો દીકરો તો ગામડાની નિશાળમાં જેટલું ભણાય એટલું જ ભણ્યો છે. એ બે વચ્ચેનો સંબંધ અમને પણ સુખરૂપ નીવડે નહિ. વળી તમારી દીકરી એ મારી દીકરી છે, એટલે જેટલું મારા દીકરાનું હિત હું જોઉં એટલું જ મારે એનું હિત પણ જોવું જોઈએ. એ રીતે જોતાં મને લાગે છે કે તમારી પુત્રી અને મારા પુત્રનું લગ્ન ન બનવું જોઈએ એવી વાત છે. સબબ, આ પત્ર મારફત હું તમને મારી રાજીખુશીથી, મારા મનમાં કશો ક્લેશ સેવ્યા સિવાય, તમારા તરફ કશો અણરાગ રાખ્યા સિવાય, ચિ. અંજની તરફ કશો મનદોષ રાખ્યા સિવાય, મારા પુત્ર સાથે તમારી પુત્રીનું લગ્ન કરવાના તમારા કોલમાંથી હું તમને ફારગતી આપું છું. તમે ચિ. બહેન અંજનીનું બીજે ગમે ત્યાં લગ્ન કરો એ સામે મારે કોઈ વાંધો નથી ને મારા પુત્રનો કોઈ દાવો નથી. હેતપ્રીતિ જેવી છે તેવી રાખશો. એ જ. લિ. રામભાઈના ઘણા

કરીને વાંચશો. મારા ભાભીને મારા પાયલાગણ કહેશો. ચિ. બહેન અંજનીને મારા તરફથી પ્યાર કરશો.'

હરેક મનુષ્યમાં માણસાઈ હોવાનું કાંઈ કારણ નથી; પરંતુ દરેક માણસ બીજા માણસોમાં દેખાતો માણસાઈનો અભાવ તો જરૂર પારખી શકે છે. માણસ જાતે દયાવંત હો કે ન હો, પણ સામો માણસ કેટલો નિર્દય છે એ તો જરૂર હરવખત કહી શકે છે. માણસ પોતે ગુણવાન હો કે ન હો પરંતુ સામા માણસમાં ગુણના અભાવને તરત કળી શકે છે. માણસ પોતે મૂર્ખ હો યા ન હો પરંતુ સામો માણસ ક્યારે ક્યારે મૂર્ખ લાગે છે એ સચોટતાથી કહી શકે છે. દરેક માણસ બીજા માણસોના સદ્ગુણો અને અવગુણોનું નિદાન કરવામાં પૂરેપૂરો પાવરધો છે.

રામભાઈનો કાગળ વાંચીને નટવરલાલને મોહનભાઈ વિષે કડવા વિચારો ઊપજ્યા. એ કાગળમાં રહેલી અંતરતમ કડવાશ કેવળ મોહનભાઈ જેવો જડબુદ્ધિનો સ્વાર્થી પિતા જ ન પારખી શકે એમ એને લાગ્યું. પરંતુ શ્રીમંત શેઠો માટે ગરીબ કારકુનોને જે જે વિચારો ઊપજે છે તે બધાને વાચા આપવામાં મૂર્ખતા છે એ નટવરલાલને સમજાવવું પડે એમ ન હતું.

'કેમ તમે કાંઈ બોલ્યા નહિ!' આપમતલબી માણસની પારકા અભિપ્રાય માટેની આતુરતા મોહનભાઈના અવાજમાં છાની ના રહી.

'જી, માર્ગ તદ્દન ચોખ્ખો થઈ ગયો. રામભાઈ ઘણા સમજદાર માણસ દેખાય છે.'

'હા, એમાં તો શંકા નથી. ગામડાંની નિશાળના પંતુજી રહ્યાને, એટલે ઝીણી દષ્ટિના માણસ છે.'

'આપને હું મુબારકબાદી આપી શકું?'

'મુબારકબાદી તો શું? આમાં કાંઈ થોડું હરખ પામવા

જેવું છે ? સારી ધારેલી વાત જ્યારે વણસે ત્યારે એને તોડવી તો જોઈએ, પણ એમાં હરખ આવવા જેવું શું હોય ? આ તો લાંબી નજર રાખીને કર્યા સિવાય છૂટકો નહિ.'

'આપને તો હવે કાંઈ કરવા જેવું રહ્યું નહિ !'

'ના, હવે તમારે અંજનીની બાને પણ કાંઈ કહેવા જેવું ના રહ્યું. હવે આ વાત ઉચ્ચારશો મા. ભૂલી જજો.'

'સારું.' કહીને નટવરલાલે રજા લીધી. પોતાની નિષ્ફળતાની જાહેરાતમાંથી એને રામભાઈએ બચાવ્યા એટલી એને રામભાઈ પ્રત્યે હમદર્દી થઈ.

ઘેર આવીને એણે વિમળાને રામભાઈના કાગળની વાત કરી. એ વાત સાંભળીને વિમળાની આંખમાં જે આંસુ આવ્યાં એણે નટવરલાલને ખૂબ અચરજ પમાડ્યું. વિમળા રામભાઈને ઓળખતી ન હતી. એક શ્રીમંત શેઠના વેવાઈ તરીકે રામભાઈનું નામ મોહનભાઈના ઘરમાં જેટલી વાર સંભળાવું જોઈએ એટલી વાર કે એટલા આદરથી એણે લેવાતું સાંભળ્યુંયે ન હતું. ત્યારે આ આંસુ શાના ?

'તારી બહેનપણી એક ખરાબ સંયોગમાંથી ઊગરી ગઈ, એમાં તને આંખમાં આંસુ શાના આવે છે ?'

વિમળાએ આંસુ લૂંછ્યાં: 'મને અંજનીને કારણે તો આનંદ થાય છે, પણ રામભાઈની દયા આવે છે.'

'આ તે કઈ જાતનો ન્યાય છે તારો ?' નટવરલાલે કહ્યું. 'તને અંજનીને કારણે આનંદ પણ થાય છે; રામભાઈને કારણે અફસોસ પણ થાય છે. તારી બે આંખમાંથી એક આંખમાં આગ ને બીજી આંખમાં પાણી . . . વાહ ! દરેક વાતને બે પક્ષ હોય છે એ તદ્દન સાચી વાત છે, પણ એટલે આપણે બેય પક્ષે ઢોલક બજાવવી જોઈએ એવું તો ક્યાંય નથી. કાં તો આખી વાત અંજનીના

હિતની નજરે જો ને કાં રામભાઈની નજરે. બેય નજરે જોવાની તે કાંઈ વાત છે?'

'મને મનમાં લાગ્યું ને તમે પૂછ્યું એટલે કહ્યું, એમાં મારા ઉપર આમ ઊતરી પડવાની પણ કાંઈ રીત છે?'

'લો સાંભળો વાત! ઘરમાં વાત પણ ન કરવી કેમ? વાત ન કરીએ તો કહેશે કે આખા ગામ જોડે ચાર હાથની જીભ ઘરમાં મૂંગી થાય છે, ને કરીએ તો કહેશે કે વાત કરતાં ઊઘડી શું કામ લો છો? પોતાનો ધણી ઘેર આવીને બધી વાત કરે, એમ જે સ્ત્રી માગે છે એણે સૌથી પહેલાં તો વાર્તાલાપ કરવાની પદ્ધતિ, સવાલ-જવાબ કરવામાં પક્ષાપક્ષ ને પૂર્વાપરના ખ્યાલ, વગેરે સમજવું જોઈએ છે!'

'હવે શીખશું. તમે શીખવજો!'

'પતિ શીખવે ને પત્ની શીખે એ વાતમાં શું માલ છે? કોઈ પણ પતિ પોતાની પત્નીને કાંઈ પણ શીખવી શકતો જ નથી. પણ મને એમ થાય છે કે આ ઠામઠામ ઊભરી નીકળેલાં સ્ત્રીમંડળો ને સેવામંડળો ને વનિતા-સંઘો, ને સ્ત્રી-ક્લબો ને એવી એવી સ્ત્રી-સંસ્થાઓ જેમ ભરત, શીવણ, સંગીત, ગરબા વગેરે શીખવવાના તાલીમ-વર્ગો ખોલે છે એમ વાતચીત કરતાં શીખવવાના તાલીમવર્ગો કેમ નથી ખોલતાં?'

'તમારે તો ખુરશી ઉપર સામે પગ ચડાવીને ગોટપીટ-સોટ-પીટ કરી શકે એવી બૈરી જોઈએને એટલે બધું સૂઝે છે! મારા જેવી રંક ને કહ્યાગરીને બદલે કોક એવી મળી હોત ને તો તો ખબર પડત કે એ તમારું ગોટપીટ-સોટપીટ કાંઈ ચૂલામાં લાકડાં નથી આપતું કે તાવડી ઉપરથી નથી રોટલા ઉતારતું કે નથી બે પ્યાલા ચા બનાવી દેતું. ભણેલી બાઈડી માથામાં પછડાઈ હોત તો તો ઘણાય ધોળે દિવસે તારા જોત તારા. મેમસાહેબ તો બૂટમોજાં

ને ઘડિયાળ ચડાવીને સભામાં જાત કે સિનેમામાં જાત ને રસોઈ તમારે હાથે કરવી પડત. એ તો ભગવાને તમને...'

'ધીરે ધીરે તમે મને એક તદ્દન નવી વાત સુઝાડી.'

'વળી શા ભોગ લાગ્યા મારા?'

'આ આખાયે સામાજિક નાટકમાં ભુલાઈ ગયેલા મુખ્ય પાત્રને તમે મને યાદ દેવરાવ્યું. તમે કહો છો એ બધું સાચું માની લઉં તો મારે હવે અંજનીને અભિનંદન આપવા કરતાં દેવીપ્રસાદને જ અભિનંદન આપવા જોઈએ.'

'એના નસીબમાંથી તો લક્ષ્મી ગઈ લક્ષ્મી!'

'પણ અંજની તો ભણેલી છે ને?'

'તે એમાં શું થઈ ગયું? એ જાતે ક્યાં ભણી છે? એના બાપે એને ભણાવી છે.'

'તે ભણતરમાં શું એ પણ મહત્ત્વનો સવાલ છે કે એને કોણે ભણાવી છે? હું માનું છું ત્યાંસુધી બધી જ ભણેલી સ્ત્રીઓને એમના બાપ જ ભણાવે છે. અને તમારા પોતાના કહેવા ઉપરથી હું તો સમજ્યો કે પુરુષનું મોટામાં મોટું બદકિસ્મત ભણેલી સ્ત્રીનો ભરથાર થવામાં છે, એટલે મને થયું કે આ બદબખ્તીમાંથી બચી જવા બદલ દેવીપ્રસાદ સહાનુભૂતિનો નહિ પણ ખુશબખ્તીનો હકદાર તો છે જ.'

'તમને તો બધી વાતમાં મશ્કરી સૂઝે છે.'

'મને તો ધીમે ધીમે એમ જ લાગે છે કે આ દુનિયા પોલીસ-કોર્ટ જેવી જ છે. એના પિંજરામાં ઊભેલા આરોપીને જોઈ ને હરકોઈ માણસ એમ કહી શકે છે કે જરાક સંયોગો જુદા હોત તો એ પિંજરામાં હું પણ ઊભો હોત.'

'તમે શું કહો છો એ જ હું સમજતી નથી. માણસ સમજે એવું બોલતા હો તો ખબર પણ પડે. શું દેવીપ્રસાદ કોરટે ચડશે?'

'જમાનો તો વીસમી સદીનો છે; પણ મારામાં હજી થોડું ઘણું પંદરમી સદીનું ખૂન વહે છે ખરું; એટલે હું માનું છું કે હાથથી ગયેલી બાઈડી બીજે ગમે તે રસ્તે પાછી આવતી હોય તોયે કોરટને રસ્તેથી તે કદી પાછી નથી આવતી. દેવીપ્રસાદની અક્કલ માટે મને માન ઊપજવા જેવું તો હજી કાંઈ મેં નથી જોયું, પણ મને અપમાન થાય એવું તો એ નહિ જ કરે એમ તો હું ઇચ્છું છું.'

'વળી પાછી મશ્કરી?'

'આમાં મશ્કરી ક્યાં છે?'

'તમને તો બધી વાતમાંથી હસવાનું સૂઝે છે; પણ તમે કદીયે સ્ત્રીની આંખે દુનિયા નથી જોઈ, સમજ્યા? પરણ્યા પછી બધું વેઠવાનું અમારે. ધણી ભૂલ કરે, ધણીનો બાપ ભૂલ કરે, પોતાનો બાપ ભૂલ કરે, ધણીનાં સગાં ભૂલ કરે, પોતાનાં સગાં ભૂલ કરે, ધણી ખરાબ હોય, ધણી સારો હોય, ધણી ઉદાર હોય, ધણી કંજૂસ હોય—એ તમામ પાઘડીના વળ ઊતરે અમારા ઉપર. પડ્યાય તારા નિભાવવાના અમારે ને નિભાવી જાણીએ પણ અમે.'

'કબૂલ, પછી?'

'પછી કાંઈ નહિ.'

'બસ! મેં તો જાણ્યું કે તમે કાંઈક મૂળ વાત ઉપર આવશો—દેવીપ્રસાદની કે અંજનીની.'

'હવે હું તમારી સાથે બોલવાની જ નથી.'

'કેમ, વળી શું વાવડી ચસકી?'

'અમે ચસકેલ હોઈએ તોય સારાં છીએ.'

'એમાં તો હું પણ સંમત છું.'

'આખા ગામ સાથે તો સીધેસીધી વાત કરતાં મજા આવે છે

ને માત્ર ઘરમાં જ બાઈડી બિચારી વાત કરવા આવે ત્યારે મજાક ઉડાવવાનું સૂઝે છે!'

'હવે પાઘડીનો વળ મારા ઉપર ઊતરે છે હો!'

ગંભીરમાંથી નર્મ અને નર્મમાંથી ગરમ થવાની આગાહી આપતી આ ચર્ચામાં વિક્ષેપ પાડ્યો બાળકે આવીને: 'બા! બા! મને મારે છે.' બાળક દોડતો દોડતો હસતો હસતો વિમળાના ખોળામાં કૂદી પડ્યો. વિમળા પડતાં પડતાં રહી ગઈ.

'કોણ મારે છે?'

'એ માશી.'

'હત્ જુઠ્ઠા! અંજની માસી વળી આંહીં ક્યાંથી?'

'એને ઘેરથી.' કહેતી અંજની અંદર આવી.

અને નટવરલાલ ઊઠીને બહાર નીકળ્યો.

# પ્રકરણ અગિયારમું

## જેમાં બે સખીઓ સુખદુઃખની વાતો કરે છે

વિમળાને સારામાં સારી ફાવટ અંજની સાથે હતી. મહાલક્ષ્મી તરફ એનું આકર્ષણ હતું અને મહાલક્ષ્મીને એના તરફ મમતા પણ હતી; છતાં એની વય, સમતા અને હૃદયની ઉદારતા થકી 'મોટી-બહેન' એ મોટી જ બહેન તરીકે રહી હતી. 'મોટી બહેન'માં સ્ત્રી-ઓનો એ સર્વોત્તમ આધ્યાત્મિક વિકાસ—માતૃત્વની ભાવના—એટલા તો પ્રબળ સ્વરૂપમાં હતો કે એ કોઈની સાથે બીજા કોઈ સંબંધે જાણે રહી પણ શકતી ન હતી. ખુદ મોહનભાઈ પણ મુંબઈના નવા નવા વાયરામાં આગળ અને આગળ ધપવા છતાં શ્રીમંતોને સહજ એવા કેટલાયે અનર્થમાંથી ઊગરી શક્યા હતા, કેમકે એ મહાલક્ષ્મીને કેવળ અભણ પત્ની કરતાં અભણ માની નજરે જોતાં ટેવાયા હતા. જેમ અભણ હોય એમ માતૃત્વ વધારે શીળું બને છે. આપણે અભણ પત્નીને તિરસ્કારી શકીએ છીએ, પરંતુ અભણ માને તિરસ્કારી શકતા નથી.

અંજનીમાં મહાલક્ષ્મીના આ સર્વ ગુણો વધતાઓછા પ્રમાણમાં ઊતર્યા હતા. પરિણામે એ સ્ત્રીસમાજમાં ભણેલી છતાં ડાહી છોકરી મનાતી હતી.

લીલાનો જ દાખલો લો. લીલા એ અંજનીની નાની બહેન. અંજનીથી કેવળ બે વર્ષ નાની, પણ જ્યારે આખું ઘર અંજનીના

ભણતર આગળ હસી ઊઠતું ત્યારે લીલાના મેડીકલ કૉલેજના પહેલા વર્ષના અભ્યાસ પાસે થરથરતું ઊભું રહેતું. હિન્દુ બાળામાં નહિ હોવો જોઈએ—ભવિષ્યની લેડી-ડૉક્ટરમાં પણ નહિ હોવો જોઈએ એવો લીલાનો મિજાજ તેજ હતો. લીલાના સ્વભાવમાં સમાધાન હતું જ નહિ. વિમળા લીલાથી બાર હાથ દૂર રહેતી, ત્યારે અંજની સાથે એ સખીભાવે ભેળાઈ શકી હતી. વિમળાને લખતાં પણ આવડતું ન હતું. અંજનીએ વિકટર હ્યુગો અને ટૉલ્સ્ટૉયનાં બધાં નવલો ફરી ફરીને વાંચી નાંખ્યાં હતાં, છતાં આ બે બાળાઓ સખીઓ હતી.

'માછી માલે છે!' કહેતો નટવરનો છોકરો હજી વિમળાની સોડમાં વધુ ભરાયો.

'માછી કાન કાપી લેશે, માળા જુઠ્ઠા!' અંજનીએ છોકરા સામે જમણા હાથની આંગળી ઊંચી કરી એને બનાવટી ધમકી આપતાં કહ્યું. 'વિમળા આ છોકરો છે ને—એ બહાર રમતો હતો. એને મેં પૂછ્યું કે તારી બા શું કરે છે? ત્યારે એણે મને શું જવાબ આપ્યો એ ખબર છે?'

'ના!'

'મને કહે કે 'માલી બા' ને 'માલા બાપુ' અંદર બેઠાં છે; તે હમણાં અંદર જવાનું નહિ.'

વિમળા હસી: 'એ પીટ્યો નખ્ખોદ મૂઓ છે. અમે તો ખાલી વાતો કરતાં હતાં!'

'ખાલી નહિ ને ભરેલી વાતો કરો તોય હકદાર છો ને!'

'ના. ના. એવું કાંઈ ન હતું. વરસમાં કોઈક વાર એમને ફુરસદ મળે છે વાત કરવાની!'

'એટલે તમે લાભ લીધો કેમ? કેમ મારા ભાઈ હતા તો રંગમાં ને?'

'રંગબંગની વાતો વળી કેવી? એ તો તમે પરણુશો એટલે ખબર પડશે કે છેલ્લામાં છેલ્લો રંગ વાપરી લીધો ચોરીની એકીબેકીની રમતમાં. બસ એ રંગ વાપર્યો એટલો તમારો રહ્યો. પછી તો રંગ રહે છે માત્ર ઘઉંના લોટનો ને દાળનો ને શાકનો ને...'

'ને છોકરાના માથાના વાળનો.'

'ના, ના, ખરું કહું છું. બીજી કાંઈ વાત ન હતી. અમે તો વાત કરતાં હતાં રામભાઈના કાગળની.'

'રામભાઈ! રામભાઈ કોણ?'

'વાહ! દેવીપ્રસાદનું નામ કદી સાંભળ્યું છે? મોહનપુરની નિશાળના માસ્તરના દીકરાનું?'

અંજનીએ શરમથી નીચું જોયું.

'હવે તમે શા માટે શરમાઓ છો?' વિમળાએ ટકોર કરી. 'તમને તો બધી વાતની ખબર હશે.'

'ના, શું છે વળી?'

'હવે તો તમારૂં વેવિશાળ રહ્યું છે જ ક્યાં?'

'કેમ?'

'નાનાં કાલાં થઈને મને બનાવો છો? કોલેજમાંથી કોઈક ભણેલો રંગીલો રસીલો છેલ શોધી તો રાખ્યો હશે.'

'વિમળા! આવી ખોટી મશ્કરી શા માટે?'

'ચાલો, તમે નહિ શોધ્યો હોય તો તમારા બાપુજીએ શેરબજાર કે સોનાબજારમાંથી કોઈક શોધી રાખ્યો હશે.'

'હું મારી બેસીશ હો, પછી કહેશો કે કહ્યું નહિ.'

'મારો! બહેન! મારો! અત્યારે મારવાનો તમારો વખત છે; માર ખાવાનો મારો વખત છે. પણ એમ 'શો ચૂવા મારકે બિલ્લીબાઈ

પાટલે બેઠાં 'ની જેમ મારી આગળ ડહાપણ શું કામ કરો છો? હમણાં જ તમારા ભાઈ મને કહેતા હતા કે અંજનીબહેનનું જૂનું વેવિશાળ રદ થયું છે ને આજકાલમાં નવું થશે.'

'તારા સોગન વિમળા! મને જો કશી વાતની કાંઈજ ખબર હોય તો. શું કહેતા હતા નટુભાઈ?'

'એ તો કહેતા હતા કે આજે તમારા સસરા રામભાઈનો કાગળ મોહનભાઈ ઉપર આવ્યો છે. એમાં તમારા બાપુજીને એ લખે છે કે દેવીપ્રસાદ અને અંજનીનું જે વેવિશાળ થયું છે તે સદંતર રદ સમજજો. મારા છોકરાની હું બીજે તજવીજ કરીશ ને તમારી દીકરીને માટે તમને યોગ્ય લાગે તેમ પ્રબંધ કરજો.'

'પણ આવો કાગળ લખવાનું એમને કાંઈ કારણ? આટલો બધો ગુસ્સો કરવાનું કાંઈ કારણ એમને મેં તો નથી આપ્યું. મેં તો વર્ષો પહેલા એમને કે એમના દીકરાને જોયા છે એ જોયા છે. આજ તો સામા રસ્તામાં મળે તો કદાચ ઓળખું પણ નહિ.'

'તમે તે શું કારણ આપો? પણ તમારા બાપુજીએ કદાચ આપ્યું હોય.'

'મારા બાપુજી? એમને વેપાર રોજગારમાંથી ઘર ઉપર નજર કરવાની ફુરસદ પણ ક્યાં છે? ને હોય તોય મારાં બાની ઉપરવટ મારા બાપુજી કદી વ્યાવહારિક કામમાં થાય એ હું ન માનું.'

'પુરુષ માત્રની વાતમાં નહિ માનવા જોગ વાતો સૌથી પહેલાં માની લેવી, સમજ્યાં બહેન! બાકી તમારા ભાઈ કહેતા હતા કે તમારા સસરા વારંવાર ઉતાવળ કરતા હતા, પણ તમારા બાપુજી લગ્ન કરવાનો કોઈ વિચાર સરખો કરતા ન હતા, એટલે રામભાઈના મનમાં એમ થયું હોય કે મોહનભાઈ કદાચ લગ્ન ના પણ કરે; અને હમણાં બહાનાં કાઢીને પછી છેક છેલ્લી ઘડીએ ના પાડી બેસે તો વળી ત્યારે છોકરા માટે નવું ઠેકાણું શોધવા જવું પડે; એટલે હમણાં

કોઇક કન્યા આવી હશે, એથી આંહીંની આશામાં ત્યાંનું ન ગુમાવી બેસવા માટે જ રામભાઈએ કાગળ લખ્યો હશે !'

'મને તો આવા કોઈ કાગળની કાંઈ ખબર નથી.'

'તમને નહિ હોય; બાકી તમારા ભાઈએ તો કાગળ વાંચ્યો પણ છે—આજે જ આવ્યો છે.'

અંજની ચૂપ રહી. મળેલી માહિતી એને માટે સદંતર નવી હતી એની હવે વિમળાનેય શંકા ન રહી.

'હવે તો તમારે ખરી મજા આવશે !' વિમળાએ આગળ ચલાવ્યું. વિમળાની આંખ આગળ એક રંગીન ચિત્ર ખડું થયું ને એ ચિત્ર વર્ણવતી હોય એવા અવાજે એણે કહ્યું: 'હવે તો તમારે ગામડાની ધૂળનાં ઢેફાં ભાંગવાનાં નહિ, માટીના ચૂલામાં લીલાં લાકડાં પણ ફૂંકવાના નહિ, હવે તમારે નદીનાં પાણી ભરવાનાં નહિ ને જાડાં ખરબચડાં લૂગડાં પહેરવાનાં નહિ; હવે તો કાં તો તમે શોધી લેજો, ને કાં તો તમારા બાપુજી શોધશે તમારે માટે કોઈ ભણેલોગણેલો શેઠિયો. હાં કહેતાં દશ નોકરો હાથ જોડીને ઊભા રહેશે, ભટ રસોઈ કરશે, નોકર પાણી ભરશે, ભાઈ ઘર સાફ કરશે, આયા છોકરાં સાચવશે—તમારે તો માત્ર નવલખ સોનૈયાને હિંડોળે હીંચવાનું રહ્યું ને બસ વાંચ્યા કરવાનું રહ્યું. ગરીબ છોકરીના નસીબમાં હજીયે શ્રીમંતાઈ લખાય છે, પણ શ્રીમંત છોકરીના નસીબમાં ગરીબી નથી લખાતી.'

'પણ કાંઈ એમ એક કાગળે આવી વાતનો નિકાલ થાય ખરો ? મારા બાપુજી હજી કાં તો જાતે જશે.'

'અરે, એની તમે ચિંતા ન કરો. મૂળમાં તો તમારા બાપુજીને જ આ વેવિશાળની ભારે ચિંતા હતી. તમારા ભાઈ મને કહેતા હતા કે તમારા બાપુજીને અને મોટી બહેનને ઘણી વાર આ વિષે ખૂબ વાતો થઈ છે. ભલા, એ તો કહો કે દેખતી આંખે

છોકરીને કોણ કૂવામાં નાંખે? તમારે ક્યાં ભાઈ છે કે એના વહેવારની ચિંતા હોય? ને હોય તોયે શ્રીમંતને શું? એ તો જેની પાસે પૈસા ન હોય એને વહેવાર જાળવવાની—બીજાં છોકરાંછૈયાં વરાવવાની ચિંતા થાય ને એનાથી આવું પગલું ન ભરાય. શ્રીમંતને શું? એના છોકરાને વરવાને એક તો નાતજાતમાંથી જ હજાર કન્યા તૈયાર હોય ને ન હોય તો પરનાતવાળી ભણેલીગણેલી ને સુધરેલી મનાતી છોકરીઓ—ઓલ્યું શું કરે છે?...પુનર્લગ્ન...ના, એ નહિ... સિવિલ મૅરેજ માટે વાટ જોઈને જ બેઠી હોય છે.'

'પણ મારાં બા કદાચ આ વાત નહિ કબૂલ કરે.'

'એક તો આ વાતમાં કદાચ તમારા બા જ પહેલાં કબૂલ થશે, ને ન કબૂલ થાય તોપણ તમારા બાપુજી તમારી બાનું આમાં નહિ માને. મેં તો તમારા ભાઈને કહી રાખ્યું છે કે અંજનીબહેનનાં લગ્ન હવે માંડવે થાય કે કૉરટમાં થાય, પણ મારે જવા માટે સરસ સાડી–પોલકાંની તજવીજમાં રહેજો.'

'વાહ! ભેંસ ભાગોળે, છાશ છાગોળે ને પટેલને ઘેર ધમાધમ.'

'અમારે તો કરવી જોઈએ ને. વારતહેવારે બીજી કાંઈ નહિ તોયે તમારી મોટરની તો આશા હોય ને અમારે!'

અંજની ચૂપ રહી. વિમળાને સમજાયું નહિ કે અંજનીને ઊભી થયેલી પરિસ્થિતિ રુચિકર થઈ છે કે નહિ.

'તમે તો સાવ બાળક હશો—જ્યારે તમારા બાપુજીએ મોહનપુર ગામ મૂક્યું ત્યારે; અને પછી તો તમે ત્યાં કોઈ દિવસ ગયાં પણ નથી. શહેરમાં બેઠાં બેઠાં તમને ગામડાંનાં સ્વપ્ન આવતાં હશે—જેમ ગામડામાં બેઠાં બેઠાં અમને શહેરનાં સોણલાં આવતાં હતાં તેમ. તમારા ભાઈની મુંબઈમાં નોકરી નોંધાઈ ત્યારે મને શું હરખ થયેલો? મનમાં થયું કે પાંચ પાંચ માળની હવેલીવાળા શહેરમાં જઈશું, રાજાની રિયાસત જેવા વૈભવવાળી નગરીમાં રહેશું, દરિયાકાંઠાની

હવા ખાશું, નાટકચેટક જોશું, રોજ નવાં નવાં લૂગડાં પહેરશું, મોટરમાં મહાલશું, બાગબગીચામાં ફરશું, ચોપાટી ઉપર જઈશું, એનું પાલવા બંદર જોઈશું, રાણીના બાગ જઈશું, વીજળીની ગાડીમાં બેસશું, ભૂલેશ્વર ને ઝવેરી બજારમાં રોજ જઈશું અને . . . પૈસા . . . મુંબઈમાં પૈસાનો તો ક્યાં તોટો છે? લોકને કહેતાં સાંભળ્યા હતા કે મુંબઈના રસ્તા સોને મઢ્યા છે. મૂઠી ભરીને સોનું ઉપાડી લેશું.'

'અરે, તમે તો કોઈ અમરાપુરી કલ્પી લીધી ને શું?'

'હા, બહેન. પછી હું અહીં આવી. આવી ત્યારે હરખ એટલો કે એ દિવસથી તો ખાધેલું પણ નહિ. પણ આવીને જોયું ને ધીમે ધીમે સમજાતું ગયું. મુંબઈમાં તો રસ્તા છે કોલસાના રસના, ને સોનું તો બધું આગબોટો ભરી ભરીને પરદેશ ચાલ્યું જાય છે. દરિયાકાંઠાની હવાની વાત તો હવામાં રહી ને શિયાળામાં પણ ગરમીથી બફાઈ જઈએ; ને ચોપાટી ને પાલવા તો દૂર બેઠાં બેઠાં સાંભળવામાં સારા છે—નજીક જઈને જોઈએ તો બેકાર એવા ચુડેલનાં વાંસા જેવાં છે. એક વાર જાઓ તો પછી એક મહિનો ફરીને જોવાની પણ ઇચ્છા ન થાય એવા સુક્કાં ને નીરસ છે. આજ તો કોઈ મને મુંબઈના સો કરતાં ગામડાંનાં પાંચ આપે તો પાછી ચાલી જાઉં.'

'તમારે ગામડામાં જવું છે ને મને ગામડાથી ચેતવો છો, એમ કેમ?'

'મને તો લાગે છે કે જે વાસના સંસ્કાર હોય એ જ વાસ સારો, એટલે મને મુંબઈનો મોહ ઊતરી ગયો, ને મુંબઈ તો જરિયનભરી સાડી પહેરેલી કસબણ જેવું લાગ્યું તેમ તમને પણ ગામડાનો મોહ ઊતરી જતાં ગામડું ખાવા ધાશે. ગામડાના વાસીને શહેરમાં આવવું એટલે વસતી મૂકીને પથ્થરના જંગલમાં આવવું. શહેરવાસીનું ગામડામાં જવું, એટલે દરિયાની માછલીનું રેતીના રણમાં જવું.'

'રેતીના રણમાં કાંઈ માણસ નથી રહેતાં ?'

'રહે છે પણ એ માણસો જુદાં. ગામડામાં રહેવા માગતા માણસમાં સૌથી પહેલો તો ધરતીનો પોકાર જોઈએ. બીજું અનેક અગવડો તરફ સદંતર બેપરવાઈ જોઈએ. ત્રીજું વખતની કિંમતનો જરા સરખોયે ખ્યાલ એણે કાઢી નાંખવો જોઈએ. ચોથું અજ્ઞાની ને અભણ દેખાઈ શકવાની તૈયારી જોઈએ. પાંચમું અખૂટ ધીરજ ને અખૂટ સહનશીલતા જોઈએ. ગામડામાં કવિઓ ગમે તેટલું કહે તોય કાંઈ સુંદરતા નથી. ભારોભાર કદરૂપતા, કચરો, ધૂળ ને નિરાશા ભરી છે. કાંઈ તમારૂં ધાર્યું ઊતરે નહિ. રોજરોજ નાની મોટી અગવડો આવીને સામી ઊભી જ રહે. એ તો ગામડું જીરવી શકે એનાથી જ જીરવાય.'

'મોટી બ્હેન તો બીજી જ વાત કરે છે.'

'મોટી બ્હેનની વાત જ જુદી છે, કેમકે એ પોતે જુદાં છે; પણ તમારે તો હવે આવા વિચાર પણ શું કામ કરવા જોઈએ ? ભગવાને પૈસો આપ્યો છે, જેવાં જોઈએ એવાં માબાપ આપ્યા છે અને ઇશ્વર કરે ને જોઈએ એવો પતિ પણ મળે. તમારો તો ધન્ય અવતાર છે. કોઈક વાર ગરીબ બ્હેનને યાદ તો કરશો ને ? કે મોટરનાં ભૂંગળામાં બ્હેનની તતૂડી દટાઈ જશે ?'

'તમે તો ગાંડા છો ગાંડા ? ને એમાં મારાભાઈ જેવા વર મળ્યા છે એટલે તો વઢકણી વહુએ જાણે દીકરો જણ્યો !'

'અમ વીતી તુજ વીતશે, ધીરી બાપુડિયાં ! તમનેય વીતશે ત્યારે સમજાશે. હમણાં બેચાર મહિના કરવી હોય એટલી મશ્કરી કરી લો—પછી તો મૂઈ વિમળા કઈ ખાડમાં પડી છે એય નહિ પૂછો.'

'વિમળા કયાં ખાડમાં પડી છે કે હું પૂછવા આવું ? સાચું કહેજો હો બ્હેન ! તમને કેવો મજાનો પતિ મળ્યો છે—હોંસીલો, રંગીલો ને વળી કલ્લાગરો !'

'એનો સાચો જશ તમને છે બહેન કે આપે તો પરણાવી પણ મારો ધણી તો તમે મને સોંપાવ્યો. ને હું તો ઇચ્છું છું કે તમને પણ મારા પતિ જેવો જ પતિ સાંપડે.'

'પરણેલી સ્ત્રીને કુંવારીઓને પરણાવવા સિવાય બીજી કાંઈ વાત છે ખરી?'

'અમે પરણાવીએ કે ન પરણાવીએ, પણ તમે કાંઈ પરણ્યા સિવાય થોડાં રહેવાનાં છો?'

'કેમ ન રહેવાય?'

'કોઈ રહ્યું છે? હજાર વાંઢા તમે સાંભળ્યા હશે, એકેય વાંઢી સ્ત્રી સાંભળી છે? કોઈ કરતાં કોઈ નથી રહેતું તે નહિ જ રહેવાતું હોય ત્યારે ને?'

નટવરલાલ અંદર આવ્યો: 'હવે વાતો બહુ થઈ ચૂકી હોય તો ચા મૂકજો!'

'ભલા, જો રહી શકાતું હોય તો રહેવા જેવું ખરું કે નહિ? આમ મજાની વાતો કરતાં હોઈએ ત્યાં તો કોઈ આવીને ચા મૂકવાનું ના કહે ને?' અંજનીએ ટકોર કરી.

વિમળા હસી, પણ કાંઈ બોલી નહિ. એ ચા મૂકવામાં પ્રવૃત્ત બની.

# પ્રકરણ બારમું

## મોહનભાઈને કેવો જમાઈ જોઈએ છે ?

રાતે જ્યારે મોહનભાઈ ઘેર આવ્યા ત્યારે એમની સાથે જમવા માટે છબીલદાસને લેતા આવ્યા હતા. છબીલદાસ એની જુવાન વયના પ્રમાણમાં ઘણો જ મશહૂર બની ચૂક્યો હતો--જાણે કે મશહૂર બનવાનું એનું કિસ્મત જ હતું.

એ હાઇસ્કૂલમાં ભણતો હતો ત્યારે એક તોફાની છોકરા તરીકે એની નામચીની હતી. એના શરીરનું કૌવત કહેવત સમું હતું. આજ પણ તમે એના ગામમાં જાઓ તો સાંભળશો કે છબીલદાસને પંદર વર્ષની ઉમરે પ્લેગ થયો હતો ત્યારે રોજ એ એક ખાટલો તોડતો. દરદની વ્યાધિમાં ખાટલાની ઇસ સાથે પગ ભરાવીને એ જ્યારે જ્યારે આહ પુકારતો ત્યારે ત્યારે કડાકા સાથે ઇસના ટુકડા થઈ જતાં. આવી રીતે કેટલાક ખાટલાના ભૂક્કા કર્યા પછી એને જમીન ઉપર જ પથારી પાથરીને સુવાડવામાં અવ્યો હતો.

કૉલેજમાં કૉલેજના વિદ્યાર્થીઓ 'છબીલ હંટર'ના નામથી કસમ ખાતા. કૉલેજમાં સારામાં સારો ક્રિકેટર હોઈ પ્રિન્સિપાલ એની હજાર બેપરવાઈ નિભાવી લેતા. કૉલેજમાં કમાયેલી ક્રિકેટર તરીકેની આબરૂ એણે કૉલેજમાંથી બહાર નીકળીને વધારે દીપાવી. અને પછી તો ઇલાકાનાં નાનાં નાનાં છોકરાં, મહાત્મા ગાંધી ને મેજર નાયડુ પછી છબીલ હંટરનું નામ લેતાં શીખતાં. હજારો નાનાં નાનાં છોકરાં ને કિશોરો ને કુમારો પોતાનાં દફતરમાં એની તસ્વીરો સંઘરતાં.

હિન્દથી એક ખેલ-મંડળી રમવાને વિલાયત ગઈ, એમાં છબીલ હંટરનું પણ નામ હતું. છબીલ વિલાયત ગયો ને એ વિલાયતમાં શું કરતો હતો એનાં લાંબા વર્ણનો તસ્વીરો સાથે છાપાઓમાં પ્રગટ થવાં માંડ્યાં. હંટરે કરેલા રન, લીધેલી વિકેટો કે જાળવેલી સરેરાશ ઉપર શાળાઓ ને કોલેજોમાં વારંવાર ગંભીર અને ગરમ વિવાદો થવા માંડ્યા.

ને મુંબઈના શેરબજારના ક્રિકેટ-શોખીન દલાલોની અંદર અંદર રીતસરની બેટીંગ લેવાવા માંડી કે છબીલ હંટર આ પહેલા જ પ્રવાસમાં પ્રિન્સ રણજી અને જેક હોબ્સનું રેકર્ડ તોડીને નવું રેકર્ડ નોંધાવશે !

આવો છબીલ રમવાને વિલાયત ગયો ને ભણવાને રોકાઈ ગયો ત્યારે ઘણાને નવાઈ લાગી. ચાર વર્ષ પછી સમાચાર આવ્યા કે છબીલ હંટર તબીબી લાઈનની ઊંચામાં ઊંચી પરીક્ષામાં ઊંચામાં ઊંચા નંબરે પાસ થયો છે ત્યારે પણ ઘણાને નવાઈ લાગી. બે વર્ષ પછી જ્યારે ખબર આવી કે ગરમ દેશોની આબોહવામાંથી ખાસ જન્મતા રોગોનો છબીલે ખાસ અભ્યાસ કરીને પોતાની એ દિશાની પ્રગતિથી પોતાના વિલાયતી ગુરુને છક કરી નાંખ્યા હતા, ત્યારે તો ક્રિકેટ-શોખીન જનતામાં ગૌરવનો કોઈ પાર ના રહ્યો.

અને જ્યારે સુખી માબાપના એ ભાગ્યવંત પુત્રે હિન્દના કિનારા ઉપર પગ મૂક્યો ત્યારે કાશ્મીર રિયાસતના વડા તબીબ તરીકેની નોકરી મુંબઈના કાંઠા ઉપર બે હજાર રૂપિયાના પગાર ને રજવાડી મોટર સાથે એની રાહ જોતી એનું સ્વમાન કરવાને તૈયાર હતી.

આવો હતો એ છબીલ હંટર—છબીલદાસ એમ. ડી. ડી. એસ. એ.—ચીફ મેડીકલ ઑફિસર કાશ્મીર રિયાસત. એની વય હતી પચીસ વર્ષની. એ હજી કુંવારો હતો.

મોહનભાઈએ છબીલદાસની સાથે જમતાં જમતાં બધાને

ઓળખાણ કરાવી—નટવરલાલની, પોતાની પત્નીની, પીરસતી અંજનીની ને પાસે બેઠેલી લીલાની. ' આ મારી મોટી છોકરી અંજની, મેટ્રિકમાં પાસ થઈ છે.' મોહનભાઈએ અંજનીને બતાવી. ' આ મારી બીજી છોકરી લીલા. મેડીકલ કૉલેજના પહેલા વર્ષમાં છે. એને પણ તમારી લાઈનનો એટલો શોખ છે કે જીદ કરીને એ દાક્તરી અભ્યાસ કરે છે.'

છબીલદાસ અંજનીને જોઈ રહ્યો. લીલા સામે તો એણે માત્ર એકાદ નજર નાંખી; પરંતુ એમાં એનો કાંઈ વાંક ન હતો—અવિનય પણ ન હતો. એ અંજનીને જ જોવા આવ્યો હતો.

સાંજે અંજની આરામખુરશીમાં પડી પડી એક અંગ્રેજી નવલકથા વાંચી રહી હતી; એવામાં વાંચતાં વાંચતાં એના કાન ઉપર પરિચિત એવા અવાજના ભણકારા પડ્યા. પુસ્તકમાંથી ધ્યાન ખેસવીને બહાર પરસાળમાં થતી વાત ઉપર એણે કાન માંડ્યા. પરસાળમાં ખાટ ઉપર બેઠા બેઠા સોપારી ખાતા ખાતા મોહનભાઈ મહાલક્ષ્મીને કહેતા હતા:

' જોયુંને! આ હું કહેતા હતો તે જ છબીલદાસ. એનું કુટુંબ પૈસાદાર છે. બાપ ગુજરી ગયા છે. પાછળ પાંચ પૈસા, મુંબઈમાં બે ત્રણ માળા, વગેરે મૂકતા ગયા છે. છબીલદાસ એકનો એક પુત્ર છે. વળી એને હમણાં નોકરી પણ ગોરા લોકને મળે એવી અમલદારીની મળી છે પૈસા છે, કીર્તિ છે, બુદ્ધિ છે, જશ પણ છે, વળી જુવાન પણ છે. એની સાથે મારે વાત તો થઈ ગઈ છે; માત્ર છેવટનું નક્કી કરતાં પહેલાં એની ઇચ્છા અંજનીને જોવાની હતી ને મારી ઇચ્છા તને એને બતાવવાની હતી. આપણામાં જૂની કહેવત છે ને કે કન્યાને રૂપવાન વર ગમે છે, માતાને ગુણવાન જમાઈ ગમે છે, પિતાને ધનવાન જમાઈ જોઈએ છે. આ બધી વાત છબીલદાસમાં છે. તેં એને જોઈ લીધા, એણે અંજનીને જોઈ લીધી. જતાં જતાં એ એક ચિઠ્ઠી મૂકતા ગયા છે. એમાં એ લખી ગયા છે કે તમારો પ્રસ્તાવ

મને મંજૂર છે. માત્ર મારી આપની પાસે ખાસ એક માગણી છે. મારે રજા થોડી છે એટલે લગ્ન વહેલામાં વહેલાં થવાં જોઈએ; વળી આપને જો ગળે ઊતરે તો મારી વિનંતિ છે કે, લગ્ન બને એટલી સાદાઈથી કરશો! એટલે હવે તો તમે કાલે સવારે વેવિશાળ જાહેર કરો ને હું કાલે જ લગ્નનું વહેલામાં વહેલું મુહૂર્ત જોવરાવી લઈશ.'

મોહનભાઈના અવાજમાં મહાલક્ષ્મીએ નિર્ણયાત્મકતા વાંચી; ગૃહપતિની ગૃહપત્ની પાસે પોતાના પ્રસ્તાવના સ્વીકારની માગણી વાંચી. છબીલદાસને જોયા પછી એનો જૂનાં વેવિશાળ પ્રત્યેનો આગ્રહ પણ ડગમગી ઊઠ્યો હતો. એ બોલી:

'પણ રામભાઈ સાથે આખરી ચોખવટ કર્યા પહેલાં આમ ઉતાવળ કરવી ઠીક લાગશે?'

'રામભાઈ સાથે મારે વળી ચોળીને ચીકણું શું કામ કરવું જોઈએ, ભલા? ખુદ રામભાઈએ જાતે મને કાગળ લખ્યો છે. એ કાગળ જ આખરી ચોખવટ જેવો છે. હવે વધારે ચોખવટની જરૂર નથી. એ તો આપણે અંજનીનાં છબીલદાસ સાથે લગ્ન કરીશું એટલે એ આપમેળે સમજશે કે ચોખવટ થઈ ગઈ છે. ને એને એના છોકરાનું વેવિશાળ જ્યાં કરવું હોય ત્યાં કરી શકે છે! તમે તમારે લગ્નની તજવીજ કરવા માંડો ને!'

'પણ આટલી ઉતાવળનું તમારે કાંઈ કારણ?'

'એમાં તારી ભૂલ થાય છે. ઉતાવળ મારે નથી, છબીલદાસને છે. અને એની પાછળ કારણ પણ છે. કારણ આમ જુઓ તો સાવ હસવા જેવું છે. આપણે મુંબઈવાસીને તો માલ વગરનું પણ લાગે, પણ રજવાડાંની વાત ન્યારી છે. ત્યાં આપણને માલ વગરની કે અક્કલ વગરની લાગતી વાત ઘણી વાર જીવનમરણની વાત બની રહે છે.'

'એવી તે શી વાત છે?'

'વાત તો છે જાણે એમ કે રાજાને ત્યાં યુવરાજનો જન્મ થયો એની ખુશાલીમાં રિયાસતના ઊંચા ઊંચા અમલદારો મહારાજા અને મહારાણીને પોતાને ત્યાં પાર્ટી આપે છે. છબીલદાસને પણ આવી એક પાર્ટી આપવાની છે. એનો વારો વીસ પચીસ દિવસ પછી છે; પણ ત્યાં સવાલ ઊઠ્યો કે છબીલદાસના ઘરમાં નથી મા કે નથી બ્હેન, તો મહારાણીનું સ્વાગત કોણ કરે ? મહારાજા ને મહારાણી ઘેર આવે ત્યારે ઘરમાં—રાજ્યના ઊંચામાં ઊંચા એવા હિન્દુ અમલદારના ઘરમાં ઘરધણિયાણી ન હોય એ કેવું લાગે ? આથી છબીલદાસની ઇચ્છા પાર્ટી પહેલાં લગ્ન કરી લેવાની છે. આપણે પણ બીજું બધું અનુકૂળ હોય તો પછી લગ્નતિથિ ઉપર શું કામ ઝઘડવું જોઈએ ? આપણે તો લગ્ન વહેલાંયે કરવાં ને મોડાંયે કરવાં જ છે ને ?'

'ત્યારે તમે તો નક્કી જ કર્યું છે ને કે, આ લગ્ન કરી જ નાંખવાં ?'

'હા, મારો મત એવો છે કે આમાં તો જોશીને પૂછવા પણ રોકાવું નહિ જોઈએ. વર છે, ઘર છે, આબરૂ છે, પૈસા છે, રૂપ, વિદ્યા, શ્રી, સઘળું છે; પછી આપણે વધારે જોઈએ છે શું ? કેમ તારો શું મત પડે છે ?'

'જ્યાં તમે આટલી હદ સુધી નક્કી કરી કાઢ્યું છે ત્યાં મારો મત શા માટે પૂછો છો ?'

મોહનભાઈ થોડી વાર આમતેમ આંટા મારી રહ્યા; પછી અચાનક બોલ્યાઃ 'માલી !'

'માલી' શબ્દ સાંભળતાં જ મહાલક્ષ્મી અંગેઅંગમાંથી ધ્રૂજી ઊઠી. એનો ચહેરો એકદમ ખીલી ઊઠ્યો. એની આંખમાં નવી ચમક આવી. 'માલી' એ તો એના પતિએ એને લાડમાં આપેલું નામ ! જ્યારે તેમનાં લગ્ન થયાં ત્યારે મોહનભાઈ એ નામે એને લાડ કરતા.

જ્યારે તેઓ ગામડામાં રહેતાં હતાં ત્યારે મોહનભાઈ એ નામથી એને બોલાવતા. એ જુવાન અને અભણ પણ ભોળા સ્નેહાળ પતિનાં સેંકડો પ્રેમ-સંસ્મરણોની, સેંકડો નાની મોટી મૂકછટાની હવા એ નાનકડાં નામમાંથી ફોરતી હતી. મુંબઈમાં આવ્યા પછી મોહનભાઈ એ નામ ભૂલી ગયા દેખાતા હતા અને મહાલક્ષ્મી પણ વધારે ને વધારે ધર્મધ્યાન તરફ વળી હતી. અને આજ ! અનાયાસે એ નામ પતિના કંઠમાંથી નીકળ્યું ! અને અનાયાસે ભૂતકાળની મીઠાશ જગાવ-નારા બીજ સમું બન્યું ! પોતે આપેલાં જૂનાં લાડકડાં નામના સાહજિક ઉચ્ચારથી મહાલક્ષ્મીના હૃદયના ધબકારા કેટલા બધા વધી ગયા છે એ તરફ સદંતર અજાણ મોહનભાઈ બોલ્યા: ‘ માલી ! તારા મનમાં શું છે એ તો મને કહે ? મારે તને નારાજ કરીને કાંઈ નથી કરવું.’

‘ મારા મનમાં ? મારા મનમાં શું છે ? ’

‘ હા. તારા મનમાં તને આ વાત કેમ નથી ગમતી ? માલી ! મેં તને દુભવી છે ? મેં કદી તારા થકી દિલચોરી કરી છે ? શું તું મને વહાલી નથી ? તો પછી તારી છોકરી માટે હું મારી જૂની મૈત્રી હોમી રહ્યો છું એ તને કેમ નથી સમજાતું ? ભલા, વિચાર તો કર ! અંજની જો રામભાઈના દીકરાને પરણે તો મને શું ખાટ જવાની હતી ? મારે કોઈ દીકરો તો નથી. મારે જે છે તે બે દીકરીઓ છે. મને એનો અસંતોષ નથી. અંજની ને લીલા એ તો મારે મન મારા રામલક્ષ્મણ છે. ને આ દુનિયામાં મારું જે કાંઈ છે એ એમનું થવાનું છે; એટલે મને અંજનીનો વર ગરીબ હોય કે શ્રીમંત એ સામે વાંધો શું કામ હોય ? કાલ હું રામભાઈના છોકરાને બોલાવીને એને ભણાવીગણાવીને ઠેકાણે પાડી શકું છું, પણ હું શું કામ એમ નથી કરતો ? હું એમ નથી કરતો કેમકે મને એની ચીડ છે. મને આ દુનિયામાં પામરમાં પામર માણસ જો કોઈ લાગતું હોય તો તે સસરાની ઓથે ઊભો રહેવા માગતો જુવાન છે. જે

માણસમાં પોતાની સ્ત્રીને શોભાવવા માટે પણ પુરુષાર્થ કરવાની ત્રેવડ નથી એ પોતાની સંતતિને શો વારસો આપી જવાનો છે? હું તને સાચું કહું છું કે મને છબીલદાસ પૈસાદાર છે એનો મોહ નથી; પણ પૈસાદાર બાપનો પુત્ર હોવા છતાં પણ જે જુવાન આટલી ચીવટથી આટલો આગળ વધ્યો છે એ જુવાનની જુવાનીનો મોહ છે. મારી છોકરીનો વર તો એવો હોવો જોઈએ કે જે સાત પાતાળમાંથી પણ માથું બહાર કાઢે, જેનામાં સાડાત્રણ પગલામાં ધરતી જીતવાની તમન્ના હોય, જેનામાં બાપના પૈસા ઉડાડવા કરતાં બાપના પૈસાને દીપાવવાની તાકાત હોય—ને બાપના પૈસા ન હોય તો ભીંતમાં લાત મારીને જેનામાં પૈસા રળવાની હામ હોય. મેં અંજનીનું વાગ્દાન દીધું છે એની ના નથી; ને જો તને એમ લાગતું હોય કે પતિમાં લાયકાત ન હોય તોપણ બાપના પૈસાથી અંજની એ લગ્નમાં સુખી થશે તો તું ખુશીથી એ વાગ્દાન નિભાવી રાખ. હું એમાં કોઈ રસ નહિ લઉં—ને હું આડોયે નહિ આવું. તારો ધર્મ જો તને એમ કહેતો હોય કે લગ્ન એ પતિ અને પત્નીની લાયકાત, તાકાત, તમન્ના અને પોતાપણું વગેરેનો મેળ સાધનાર કોઈ બંધન નથી, પણ પૈસાના જોરે નાલાયકીને નિભાવવાનું બહાનું માત્ર છે તો તું ખુશીથી વાગ્દાન નિભાવી રાખજે ને હું ફરીથી કહું છું કે હું વાંધો નહિ ઉઠાવું; પણ હું તને પૂછું છું કે એવાં લગ્નમાં અંજનીને પોતાના પતિ તરફ શું માન રહેશે? એક કન્યાને સગાં માબાપને પણ ભુલાવીને પોતાની પાછળ દીવાની કરી શકે એનું નામ પતિ. હું તને પૂછું છું કે તારી સામે આજ બે ઉમેદવારો છે. એ બેમાંથી કયો ઉમેદવાર અંજનીના દિલમાંથી મને કે તને ભુલાવી શકશે? બાકી ઘરજમાઈ રાખવાના મોહમાં ફસાવું એ તો છોકરીનું ટીપે ટીપે લોહી પીવા બરોબર છે—પછી તો તારી મરજી!'

'તમારી મરજી એ મારી મરજી! મને તો રામભાઈનું લાગતું હતું ને હજી લાગે છે, પણ તમારી વાત ખોટી નહિ હોય. બૈરાંની

બુદ્ધિ સદા પાનીએ કહેવાઈ છે. ખરી વાતોનો તો તમને જે અનુભવ હોય, ખ્યાલ હોય એ અમને ન જ હોય. મને ખરું કહું તો બીજું કાંઈ નથી લાગતું. એ છોકરી ઉપર નાનપણમાં આળ ચડયું, એ ન ચડયું હોત તો મારે કાંઈ કરતાં કાંઈ કહેવાપણું નહોતું !'

'પણ આપની એક ઉતાવળ થઈ ગઈ હોય તો એનું મૂલ શું દીકરીએ જન્મભર ચૂકવતા જ રહેવું ?'

'હું એમ કહેતી નથી અને હું ક્યાં દલીલ પણ કરું છું. જેમ તમારે મન શોભતું, સારું ને હિતકર લાગતું હોય એમ જ કરો. હું તો તમારી પાછળ પાછળ ચાલી નીકળવાવાળી. તમારા વિચારમાં મારો વિચાર, તમારા પગમાં મારો પગ, તમારા કાર્યાકાર્યમાં મારું પણ કાર્યાકાર્ય—તમે મનસા, વાચા, કર્મણા મારા સ્વામી છો અને હું મનસા, વાચા, કર્મણા તમારી દાસી છું. હું . . .'

'ચૂપ ! ચૂપ ! ચૂપ !' મોહનભાઈ મહાલક્ષ્મીની નજીક આવી બેસીને બોલ્યા. 'આ સ્વામી અને આ દાસી ને એવી વાત તું બંધ કર.' બોલતાં બોલતાં મોહનભાઈએ પોતાની પ્રૌઢ પત્નીનું માથું ખોળામાં લીધું. 'આ કાંઈ પુરાણોનો કાળ નથી, આ તો વીસમી સદી છે. તને ખબર છે, માલી ? હવે તો એવો કાયદો થવાનો છે કે તને મારામાં ખોડ દેખાય તો તું મારાથી છૂટાછેડા લઈ શકે છે !'

'હાય મા ! છૂટાછેડા હું શું કામ લઉં ? ભલેને લાખ કાયદા કરે ! મારે તો તમે છો તો બધું છે. વળી છૂટાછેડા લઈને હું શું કરું ?'

'કેમ વળી, ફરીથી લગ્ન કરી શકે. તારા જેવી સ્ત્રીને તો ગમે તે ઉંમરે લાયક ખાવિંદ મળી રહે.'

'જુઓ, હું તમને સાફ સાફ કહી દઉં છું કે એવી અપશુકનિયાળ મશ્કરી મારા ઘરમાં તમે કદી ન કરશો. એવાં વેણ કાનમાં પડે તોય કીડા ખરે.'

'ધાર કે આવો કાયદો છે. એક સારો માણસ તૈયાર છે ને હું રસ્તા ઉપરનો ભિખારી થઈ ગયો છું, તો?'

'તમે ભિખારી હો, માંદા હો, અપંગ હો, જે હો તે હો— હું તમારી પાછળ ચાલી ન નીકળું તો મા અંબાજી મને પૂછે અને ચોરાસીલાખ ભવ સુધી મને કૂતરીનો અવતાર આપે. બાકી હા, જો તમને હવે હું ગમતી ન હોઉં, ને કોઈ નખરાંબાજ ભણેલીગણેલી છોકરી મળતી હોય ને તમારો વિચાર બદલાયો હોય તો હું તમને એ છોકરી લાવી દઉં ને તમારા માર્ગમાંથી દૂર ખસી જઉં. દૂર બેઠાં બેઠાં માળા જપું કે, હે ભગવન્! મારું જે થાય તે ભલે થાય. મારા સ્વામીને સુખી કરજે; કેમકે એના સુખમાં મારું સુખ છે!'

'અરે વાહ રે મારી માલી! તારા જેવી પત્ની કેટલે ઘેર હશે?' કહી મોહનભાઈએ મહાલક્ષ્મીના મુખને પોતાના મુખની છેક નજીક ખેંચી લીધું.

# પ્રકરણ તેરમું

## અંજનીને કેવો પતિ જોઈએ?

અનાયાસે અંજનીને પોતાના માબાપની ચર્ચા સાંભળવા મળી ગઈ. અનાયાસે એને માતાપિતાના માનસિક વલણનો ખ્યાલ મળી ગયો. અનાયાસે એને માહિતી મળી ગઈ કે જે જુવાન જમવા આવ્યો હતો એ છબીલદાસ નામનો એક જુવાન હતો. એ એને જોવા આવ્યો હતો. જોઈને સંતોષ પામ્યો હતો અને એણે અંજની સાથે લગ્ન કરવાનું કબૂલ રાખ્યું હતું. અનાયાસે એને એ પણ ખબર પડી કે એની માતા એના પિતાના આગ્રહની સામે ટકી શકશે નહિ, પણ એક સતી સ્ત્રીને છાજે એમ પોતાના પતિ આગળ નમતું આપશે.

અને હવે તો આવતી કાલથી આ ઘર લગ્નની તૈયારીઓથી રાચતું થશે.

છબીલદાસ કેવો હતો? એ હતો તો ફક્કડ, એમાં ના નહોતી. દેખાવડો પણ હતો. એના ચહેરા ઉપર કુમાશ પણ હતી. એના પગના અંગૂઠાથી માથાના વાળ સુધી એ સશક્ત, સોહામણો ને કદાવર જુવાન હતો. રૂપવતી કન્યાની બાજુએ શોભે એવો તો એ પણ હતો, એમાં જરા સરખીયે શંકા ન હતી.

વળી એ મોટો અમલદાર હતો ને એની પાસે પાંચ પૈસા પણ હતા. પાંચમાં પુછાય એવી આબરૂ હતી. એનું ગૌર મોઢું,

એની મોટી આંખો ને એની લાલ લોહી ભરેલી કાયા જોનારને જરાયે શંકા રહેવા દેતાં નહોતાં કે આજકાલની વામણી ને માયકાંગલી પ્રજાના જુગમાં એનો જન્મ એ કેવળ ઈશ્વરની નિભાવની ખૂબ ખૂબ ગમી જાય એવી જ ભૂલ હતી.

એની છબી કમનીય હતી. એનો મોરો તરવરતા રૂપના સરવર શો હતો. સ્વાશ્રયની જાણે એ જીવતી પ્રતિમા સમો હતો. આવા પતિની સાથે રહીને પત્ની હજાર આફતો, હજાર મુશ્કેલીઓ સામે ઝૂઝવામાં ગૌરવ માને, જીવનસાર્થક્ય માને.

અને અંજનીની આંખ આગળ રમી રહ્યો—એકાએક એક બીજો ચહેરો. દશબાર વર્ષના ગોરા બાળકનો. ફાટેલા પહેરણ ને ફાટેલી ચડ્ડીમાંથી એની કાયા સાફ દેખાતી. એના ઉપર શિયાળાના મેલ બાઝ્યા હતા, પણ એ મેલની ભીતરમાં રહેલા રૂપને એ મેલ ઢાંકી શકતા ન હતા. એના જીંથરા જેવા વાળ ઓળ્યા હોય તો સુંદર લાગે. સુંદર કપડાં પહેરાવ્યાં હોય તો એ પણ કદાવર લાગે. અંજની એ બાળકને જોઈ રહી. એનું દિલ ભરાઈ ઊભરાઈ ગયું. એ તો હતો દેવલો! એનો બાળપણનો સાથી ને બાળપણમાં માબાપે જીવનભરનો કરવા ધારેલો સાથી દેવીપ્રસાદ!

એ તો બાળપણની વાતો. આજ તો માબાપ છબીલદાસને પસંદ કરે છે ને! છબીલદાસ સશક્ત હતો, જુવાન હતો . . .

અંજનીની આંખ આગળ છબીલદાસની મનોમૂર્તિ ખડી થઈ. બસ એ જ આંખો, એ જ નાક, એ જ તાકાત, એ જ હાડ . . .

આંખો મીંચીને અંજની પડી રહી. મનોમૂર્તિ જાણે એને આંગળીને ઇશારે બોલાવી રહી: ‘ અહીં આવ, અંજની! મારી પાસે આવ. તારા પિતાએ પતિની આપેલી વ્યાખ્યા હું પૂરી કરી શકીશ. માબાપને ભુલાવી દઈને હું તને મારી પાછળ દીવાની કરી શકીશ.

આવ! મારી પાસે રૂપ છે, યૌવન છે, પૌરુષેય છે, પૈસા છે . . . બધું છે. અંજની, મારી પાસે આવ!

અંજનીના કાનમાં ભણકારા વાગ્યા. એ બાવરી જેવી બનીને એ મનોમૂર્તિ સામે તાકી રહી.

ને અંજનીએ ચમત્કાર જોયો! એની એ કદાવર ને સોહામણા જુવાનની મનોમૂર્તિ ઉપર જ્યારે બીજું બધું જુવાન હતું ત્યારે તેનો ચહેરો માત્ર દશબાર વર્ષના બાળકનો હતો. એ ચહેરો પરિચિત હતો. 'દેવીપ્રસાદ!' અંજની ન સમજાય એવા દૈવી આહ્લાદથી બોલી ઊઠી!

ને અંજની અર્ધબેભાન બનીને ખાટ ઉપર ઢળી પડી!

જ્યારે સવાર પડી, ત્યારે અંજની ઘરમાં ન હતી! જ્યારે લીલા અંજનીને બોલાવવા ગઈ ત્યારે અંજનીની પથારીમાંથી તેને એક કાગળ મળ્યો! લીલાને કાંઈ ન સમજાયું. એણે કાગળ ઉઘાડીને વાંચવા માંડ્યો.

'પરમપૂજ્ય માતુશ્રીની સેવામાં,

'આ પત્ર તમને મળશે ત્યારે હું તો ક્યાંય દૂર દૂર નીકળી ગઈ હોઈશ. તમે કલ્પી તો ગયા હશો—હું ક્યાં જઈ રહી છું તે વર્ષોથી જેને હું મારો એક માત્ર સ્વામી માનતી આવી છું એની પાસે! પિતાજી મને એનો ત્યાગ કરાવવા માગે છે, તમે એમાં મૂંગી સંમતિ આપી છે. તમે બન્ને તમારા કશા સ્વાર્થ વગર કેવળ મારા હિતાર્થે એ પગલું ભરો છો, પણ હું મારા સ્વામીને મૂકી શકતી નથી હું આજ હવે એનો ત્યાગ કરી શકતી નથી. આજ દશ દશ વર્ષથી સૂતાં અને જાગતાં કેવળ એ એક જ પુરુષનો મારા સ્વામી તરીકે વિચાર કરતાં, જાપ જપતાં, એની શુભ કામના કરતાં તમે મ

શીખવ્યું છે, હવે બીજા સર્વ પુરુષો મને ભાઈ બાપ છે. એ એકને મૂકીને અન્ય કોઈનોયે સ્વીકાર કરવો એ મારે માટે અશક્ય છે, એટલે ઘરમાં ઝઘડો કરવા કરતાં—તમને બન્નેને નારાજ કરવા કરતાં હું ગુપચુપ ચાલી નીકળી છું. તમને આ વાત ગમે કે ન ગમે, પણ તમે સમજી તો શકશો જ. મારા પિતાજીને તમે મારા માર્ગમાં દરમિયાન થતા રોકશો એટલી સ્વધર્મ સાચવવા જતી આ પુત્રીની એની માતા પાસે માગણી છે.

'છબીલદાસ બહુ સારા માણસ છે. ઈશ્વરે મને એવો ભાઈ આપ્યો હોત તો? લીલાને ગમે તો ત્યાં એને તમે કેમ ન પરણાવો?

'તમારી આશિષ માગતી પુત્રી
અંજનીના વંદન.'

ક્ષણભર લીલાને આ પત્રનો મજકૂર જરાયે ન સમજાયો. જ્યારે સમજાયો ત્યારે એને આશ્ચર્યની સાથે રોષ પણ ચડ્યો. એની બહેન અંજનીને એણે વધારે શાણી માની હતી! એક ફક્કડ ભણેલા-ગણેલા સોહામણા જુવાનને છોડીને શા માટે એ એક ગામડિયા ભૂતને પસંદ કરીને એની પાસે ચાલી ગઈ? શા માટે અંજનીએ ઘર છોડવું જોઈતું હતું? છબીલદાસને નહોતું પરણવું તો નહોતું પરણવું, પણ એ માટે બાપનું ઘર આમ મધરાતે છોડીને ચાલ્યા જવાનું કાંઈ કારણ? બાપની સાથે ઝઘડીને પણ પોતાનું ધાર્યું ક્યાં નહોતું કરાવી શકાતું?

જ્યારે મહાલક્ષ્મીએ અંજનીનો પત્ર વાંચ્યો ત્યારે એ આંખો મીંચીને બેસી રહી. એના દિલમાં શું ઘટમાળ ચાલી એ તો કોઈ કહી શકે એમ ન હતું, પરંતુ એની આંખમાંથી આંસુનું એક બિન્દુ

ચમક્યું. એ આંસુ શું બતાવતું હતું? શું એને અંજનીનું આ સાહસ ગમ્યું હતું? શું એને અંજનીના દુઃસાહસ ઉપર ખેદ ઉપજ્યો હતો? 'મોટી બહેન'નું દિલ આવી વાતમાં કળવું કોઈ રીતે સહેલું ન હતું!

જ્યારે મોહનભાઈએ આ પત્ર વાંચ્યો ત્યારે મહાજનના આખલાની કોઈએ છેડ કરી હોય એવી એમણે ત્રાડ નાંખી: 'કમબખ્ત, કમઅક્કલ, છોકરી! હું જે કરતો હતો એ શું મારે માટે કરતો હતો? એને કૂવામાં પડવું હોય તો ભલે પડે! એને ચૂલામાં પડવું હોય તો ભલે પડે! ખબરદાર છે આજથી જો કોઈએ એ કમબખ્ત છોકરીનુ નામ સરખું પણ આ ઘરમાં લીધું તો! ખબરદાર! એને આ ઘરમાં કોઈએ પગ મૂકવા દીધો છે તો! આજથી હું એનો બાપ નથી, એ મારી છોકરી નથી. છબીલદાસ આગળ એણે મારું નાક કપાવ્યું.'

'તમે કહો તો હું એને જઈને તેડી આવું?' લીલાએ કહ્યું.

'તારે કહ્યે એ આવશે?' મહાલક્ષ્મીએ શંકા બતાવી.

'અરે વાત છે?' લીલાએ જવાબ આપ્યો:

'ખબરદાર છે જો કોઈએ મારા ઘરમાંથી એ છોકરીને કાગળ સરખો લખ્યો છે કે કોઈએ એને બોલાવવાની વાત સરખી પણ કરી છે તો? એક વાર એ છોકરી મારા ઘરના દરવાજા ફરીને ખડખડાવતી આવવાની છે, ત્યારે પણ મારા ઘરના દરવાજા એને માટે બંધ રહેવાના છે.'

'શા માટે બંધ રહેશે?' લીલાએ ઉશ્કેરાઈને કહ્યું. લીલાની આંખમાં લડાઈની લાલપ આવી.

'ચૂપ કર! ચૂપ કર! છોકરીઓને મોટી સાંઢ જેવી કરીને ભણાવીગણાવી એમાં એમને કાંઈ વિવેક, લાજ, મર્યાદા જેવું નથી

રહેતું.' મોહનભાઈના રોષની માત્રા એટલી બધી વધી ગઈ કે એનું મોં લાલ લાલ થઈ ગયું, એનો અવાજ રૂંધાઈ ગયો, એની આંખ અંગાર સમી ચમકી રહી. લડાયક લીલા પણ પોતાના પિતાના આ જ્વાલામુખી સમા ચહેરા સામે જોઈને ત્રસ્ત થઈને ચૂપ રહી.

'નાહવાનું પાણી લાવો!' મોહનભાઈએ બૂમ પાડી. 'આ ઘડીથી હું એ છોકરીનું માથાબોળ નાહી નાંખું છું.'

## પ્રકરણ ચૌદમું

### જેમાં જદુરામ મહારાજને એક અચરજ થાય છે

મોહનપુર તો નાનકડું રેલવે સ્ટેશન હતું, પણ તેનો દિમાગ તો કોઈ મોટા રેલવે-જંકશન સમો હતો. જ્યારે જ્યારે ગાડી આવવાનો ઘંટ વાગતો ત્યારે ત્યારે ખુરશી ઉપર બેસીને સામેના મેજ ઉપર બે હાથ ટેકવીને એની પહોળી હથેલીમાં માથું નાંખીને ઝોકાં ખાતા સ્ટેશન-માસ્તર ઝબકીને જાગી ઊઠતા ને માથે કાળી ટોપી નાંખીને બહાર પ્લેટફોર્મ પર આંટા મારતા. 'એય ભૂરિયા, એય લટૂરિયા! એય લખમણિયા! ગાડી આવી!' ગાડી આવે છે એ વાતની હમેશાં સ્ટેશન માસ્તરને છેલ્લામાં છેલ્લી જાણ થતી, અને હંમેશા પોતે એકલા જ આ વાત જાણે છે ને બીજાઓને એ નહિ જણાવે તો ગાડી સહુની જાણ બહાર જ ચાલી જશે એવી એમને ભ્રમણા રહેતી.

સ્ટેશન ઉપર પોલીસનાં એક બે માણસો હતાં, જકાતી પોલીસ પણ રહેતી. વળી રોજ એકાદ બે મુસાફરો પણ ટિકિટ બારીએ ઊભતાં. એકંદરે મરેલાં કરતાં જીવતું લાગે એવું મોહનપુરનું સ્ટેશન હતું. સ્ટેશની બહાર એકાદ બે બળદના એક્કા ભાડું કરવા આવતા.

ઘંટ વાગ્યો ને ગાડી પ્લેટફોર્મમાં આવીને ઊભી. એ ગાડીમાંથી અંજની નીચે ઊતરી, ટિકિટ બતાવીને એ બહાર નીકળી. સ્ટેશનથી

ગામ દૂર હતું, એટલે અંજની કોઈ ભાડૂતી વાહનની શોધ કરવા લાગી.

સ્ટેશન બહાર એક જ એક્કો હતો. એક્કો કાંઇક સારી હાલતમાં હતો ને બળદ પણ એક્કા જેટલો જ બિમાર દેખાતો હતો. એક્કાના સાંધા જેમ ક્યારે ઢીલા પડશે એ કહી શકાય એમ ન હતું, તેમ બળદના હાડકાંનું માળખું પણ ક્યારે વિખરાઈ જશે એ તમે કહી શકો એમ ન હતું. એક્કામાં બેઠા પછી તમને તમારી જાતની સલામતીની ચિન્તા ઊપજે એના કરતાં પણ બળદને એક્કાની સલામતી માટે કુતૂહલભરી ચિન્તા વધારે ઊપજે—એવો એ એક્કો હતો ને એવો એનો બળદ હતો !

અંજની એ એક્કા પાસે ગઈ. 'એય એક્કાવાળા ! ભાડું કરવું છે કે ?' અંજનીએ સાદ પાડ્યો.

જવાબમાં માફામાંથી એક્કાવાળો બહાર નીકળ્યો. જેવો એનો એક્કો હતો, એવો જ એ એક્કાવાળો પણ હતો. એનું આખું જમણું અંગ જ અર્ધાંગમાં રહી ગયેલું. હાથ વાંકો ને પાતળો દોરી જેવો. અર્ધું મોઢું વક્ર બની ગયેલું, ને મોઢાના ખાટા પડી ગયેલા ખૂણામાંથી લાળ પડતી હતી. ફાટેલાં કપડાં એનાં શ્યામ અંગને ઢાંકવાને બદલે ઉઘાડું બતાવતાં હતાં. એક્કાવાળાના દિદાર જોઈને પહેલાં તો અંજનીને એટલી સૂગ ચડી કે આવા એક્કામાં બેસીને, આવા એક્કાવાળાથી હંકારાઈને જવા કરતાં પગે ચાલી નાંખવું શું ખોટું ? રસ્તો એનો અજાણ્યો ન હતો; એ રસ્તાના એક એક પથ્થરને, એ રસ્તા ઉપરની ધૂળની એક એક કણીને એ જાણતી હતી.

એક્કાવાળો બોલી શકતો ન હોય અથવા તો મહાપ્રયાસે બોલી શકતો હોય એમ ઇશારતે પૂછી રહ્યો: 'ક્યાં જવું છે ?'

અંજનીએ જવાબ દીધો 'ગામમાં !'

એક્કાવાળાએ ઘસડાયેલ પગે લથડતે હાથે અંજનીના હાથમાંથી પોટલું લીધું; એક્કામાં મૂકવા માંડ્યું.

એક્કાવાળો અંજનીને જોઈ રહ્યો. એક સાજી આંખે આસપાસ નજર કરી. એને ભાડું આપે એવું કોઈ બીજું મુસાફર એને ન દેખાયું.

મોઢામાંથી થૂંક ઉડાડતો એ બોલ્યોઃ 'આજ તમારી બોણી કરાવો. કાંઈ ભાડું નથી મળ્યું. ગરીબ માણસ દૂવા દેશે.'

'શું ભાડું ?'

'ઠી ... ઠી ... ઠી ... ઠી .. ક ... પડે તે ...આ ... આ ... પ ... જો ...' બે હાથે ઝૂકીને સલામ ભરતો એ બોલ્યોઃ 'બેસી જાઓ !'

અંજની વધારે જીક્ર કર્યા સિવાય બેઠી અને ખડખડતો એક્કો ભાંગ્યો કે ભાંગશે જેવો ચાલવા લાગ્યો.

'મારા બાપા માંદા છે !' એક્કાવાળાએ વાત શરૂ કરી.

અંજનીની ઇચ્છા એક્કાવાળા સાથે વાત કરવાની ન હતી, પણ એક્કાવાળાને તો વાત કરવાને માટે ભાગ્યે જ માણસ મળતું.

'મારે મા નથી, બેન નથી, કોઈ નથી !'

જીવનની નઠોર કરુણતા અંજનીએ આજપૂર્વે કદી જોઈ ન હતી. એના કોમળ દિલમાં સહજ જ કરુણા ઊપજી. આવા માણસને મા ન હોય, બહેન ન હોય ને બાપ માંદો પડે એ તો ખરેખર દયાજનક કહેવાય ! પણ એ બોલી નહિ. અંજનીને વાત કરવામાં વાંધો ન હતો, પણ એક્કાવાળો વાત કરતાં થૂંક ઉડાડતો હતો, એથી એને ચીતરી ચડતી હતી.

'લોક કહે છે કે મારા બાપા મરી જશે !'

'ભગવાન એવું ના કરે.' અંજનીથી બોલાઈ જવાયું.

'ભગવાન પટેલ પણ કહેતા હતા.'

અંજનીથી જરા હસી દેવાયું. અંજની તો ભગવાનની વાત

કરતી હતી. એક્કાવાળો ભગવાન નામના કોઈ કણબી પટેલની વાત સમજ્યો !

'બધા મને ગાંડો સમજે છે ને તમનેય ઘેલો લાગું છું, પણ હું ઘેલો નથી હો. બધુંય સમજું છું. મારા બાપા કેમ માંદા પડ્યા એની મને ખબર છે.'

'શું થયું હતું ?'

'મારી બાઈડી ભાગી ગઈ એટલે ?'

અંજનીએ એક દીર્ઘ નિશ્વાસ મૂક્યો. આવા સાજાગાંડા માણસની બાઈડી જો ભાગી ગઈ હોય તો એમાં બાઈડીનો શો દોષ ? ને . . . ને . . . આવા સાજાગાંડા માણસની બાઈડી ભાગી જાય તો એ માણસનું શું ? જીવનમાં બન્ને બાજુ સમાન હમદર્દી માગતી આવી ભયાનક વિષમતા બીજી કેટલી હશે ?

ગામ આવ્યું. અને પાદરમાં એક્કો પેઠો. ગામનાં છોકરાં બૂમ પાડી ઊઠ્યાં: 'અલ્યા ! આલા લૂલિયાબોબડાનું બળદિયું આવ્યું.'

એક્કાવાળાના ચહેરા ઉપર મૂર્ખ હાસ્ય છવાયું: 'બધા મારી મજાક કરે છે. ભલે કરે !'

છોકરાં કાંઈક વધારે ચાળો કરવા જતાં હતાં, ત્યાં એમની નજર અંજની ઉપર પડી. એક્કામાં કોઈક છડિયું છે એ જોઈને છોકરાં વધારે તોફાનથી અલગ રહ્યાં. એક્કાવાળો હસ્યો, જોરથી હસ્યો અને ફુવારાની જેમ એનું થૂંક ચોપાસ ઊડ્યું.

'મારાં બેટાં ? મને રોજ સતાવે, બળદને તગડે; દોડાવી દોડાવીને મારો એક્કો સાલોપોલો કરી નાંખ્યો છે, પણ આજ તો તમે મને બચાવી લીધો. રોજ કોઈક તમારા જેવું ભાડું મળે તો મારો એક્કો બે વરસ વધારે ચાલે !'

થોડી વાર એક્કો ચાલ્યો. પછી એક્કાવાળાએ પૂછ્યું: 'તમારે ક્યાં જવું છે ?'

‘ રામભાઈ માસ્તરને ત્યાં. ’

‘ રામભાઈ માસ્તર ! એ તો માંદા છે તે જોવા આવતાં હશો.’

‘ હા, એ પહેલાં તો બ્રાહ્મણવાડમાં રહેતા હતા. હવે ક્યાં રહેતા હશે એ ખબર નથી.’

‘ હજી ત્યાં જ રહે છે. તમે ક્યાંથી આવો છો ?’

‘ મુંબઈથી !’

‘ મુંબઈથી ? મુંબઈમાં અમારા ગામના મોહનભાઈ નામના એક મિજાજી શેઠ રહે છે એને ઓળખતાં હશો ?’

‘ હા, એ મારા બાપા થાય !’

એક્કાવાળો ચૂપ થઈ ગયો. અંજનીને લાગ્યું કે એ એકદમ ચૂપ થઈ ગયો—એનો સજીવ એવો ચહેરો જાણે ખેંચાઈ ગયો.

એક્કાવાળો ગુપચુપ આગળ ચાલ્યો. થોડી વારે એક લત્તામાં આવેલાં એક ઝૂપડાં જેવા મકાન પાસે એનો એક્કો ઊભો રાખીને એણે કહ્યું: ‘ આ રહ્યું ઘર. ’

‘ આ ઘર !’ બિચારીએ જીવનભર—સમજણી થઈ ત્યારથી હવેલીઓ ને ચૂનાબંધ મકાનો જ જોયેલાં. એને આ માટિયાળ ખંડેર જોઈને ત્રાસ થયો, પણ દિલ કાબૂમાં રાખીને એણે કહ્યું: ‘ શું આ ઘરમાં જ રામભાઈ રહે છે ? તમારી કાંઈ ભૂલ તો નથી થતી ને ?’

‘ અરે, ભૂલ તે થાય ? રામભાઈનું ઘર હું કેમ ભૂલું ? રામભાઈ તો મારા બાપા થાય.’

વીજળીનો ઝાટકો પડ્યો હોય એમ અંજની થરથરી ગઈ: ‘ તમારું નામ ?’

‘ દેવીપ્રસાદ !’

માથે ફટકો પડ્યો હોય એમ અંજની બેભાન જેવી બની! આ એક્કાવાળો એનો વાગ્દત્તપતિ! આ અપંગ, આ અર્ધા ગાંડા ને અર્ધા બેવકૂફને માટે એ છેક મુંબઈથી અહીં આવી હતી!

'દેવલા! કોની સાથે વાત કરે છે? કોણ છે?' અંદરથી એક અવાજ આવ્યો. એ અવાજની પાછળ જૈફ અને જરઠ જેવો જદુરામ મહારાજ આવ્યો. 'તું થોડી વાર તારા બાપાની પથારી પાસે બેસ તો જમી આવું.'

'મહેમાન છે, મુંબઈથી આવ્યાં છે.' દેવીપ્રસાદે કહ્યું.

'આપણે ઘેર મહેમાન કેવા? તું ક્યાંક પૂરું સમજ્યા વગર બોળનું ઘોળ કરી આવ્યો લાગે છે?'

'પણ એણે કહ્યું મને કે મારે રામભાઈ માસ્તરને ત્યાં જવું છે.'

'તમે કોણ છો બહેન?' જદુરામ મહારાજે પૂછ્યું.

ક્ષણભર અંજની આભને ટીકતી ઊભી રહી. ક્ષણભર એ દેવીપ્રસાદને અનિમેષ તાકી રહી. ક્ષણભર દેખાવે ઋષિજન જેવા લાગતા જરઠ જદુરામને એ તાકી રહી. પછી એણે જવાબ દીધો:

'મારું નામ અંજની! મોહનભાઈની હું પુત્રી. હું આ ઘરની પુત્રવધૂ છું.'

જદુરામ મહારાજ ક્ષણભર અંજની સામે જોઈ રહ્યા. પછી એ બોલ્યા: 'ખરે વખતે આવી છો, બેટા. ભગવાન પણ ખરે વખતે તારી સામે જોશે.'

એ રામભાઈ પાસે ગયો; મહારોગના અંતકાળથી ઘેરાયેલા એ દરદીના કાનમાં મોઢું નાંખીને બોલ્યો: 'રામભાઈ!'

દરદીએ મહાપરિશ્રમે આંખ ઉઘાડી: 'કેમ?'

'વહુ આવી છે.' જદુરામે કહ્યું.

'શા માટે મારી મશ્કરી કરો છો ? મને સુખે મરવા દો ને!' મહાપ્રયાસે રામભાઈએ જદુરામ તરફ પોતાની આંખો ફેરવી. 'મહારાજ! મને બીજું કાંઈ દુઃખ નથી. મારા મૂઆ પછી મારા અપંગ ને આજાર છોકરાનું શું થશે? ગામલોક એની મશ્કરી કરશે, છોકરાં એની છેડતી કરશે, શેરીએ શેરીએ રખડીરવડી ભીખ માગશે, રખડીરવડીને મરશે...'

એકાએક રામભાઈની આંખ આગળ જાણે કોઈ દૈવીમૂર્તિ ખડી થઈ. રામભાઈની આંખો સ્તબ્ધ બની ગઈ: 'કાકા, તમારો કાગળ વાંચીને મારાથી ન રહેવાયું. હું આવી છું.'

'તું અંજની! પાછી ક્યારે જવાની છો?'

'હું પાછી નથી જવાની.'

રામભાઈની આંખો બંધ થઈ. જીવનસંગ્રામમાં સખત પરાજય પામેલા એ જૈફ માનવીના ચહેરા ઉપર સંતોષ ને સુખની લાલિમા આવી. પોતાને ભયંકર હાર પામેલો માનતો કો જોદ્ધો મરતાં મરતાં એમ જાણે કે પોતે જેને હાર માની હતી એ સુંદર વિજયમાં ફેરવાઈ ગઈ છે ત્યારે એના ચહેરા ઉપર જે જાતની ઝળક આવે એવી ઝળક એના ચહેરા ઉપર આવી.

'મહારાજ, દેવીપ્રસાદને બોલાવો તો.'

દેવીપ્રસાદ આવ્યો. શું થઈ રહ્યું હતું, શું થતું હતું એની એને કાંઈ જ સમજસૂઝ ન પડતી હોય એવી મૂર્ખ હસતી ઉજ્જડતા એના ચહેરાને આવરી રહી હતી. દેવીપ્રસાદનો હાથ લઈને રામભાઈએ અંજનીના હાથમાં મૂક્યો:

'શિરસ્તો છે તો પતિના હાથમાં પત્નીનો હાથ મૂકવાનો, પણ હું પત્નીના હાથમાં પતિનો હાથ મૂકું છું. દેવીપ્રસાદ! આ તારી મા માન તો મા ને વહુ માન તો વહુ; એ મારા મૂઆ પછી તારું

જતન કરશે. ને અંજની ! આને તારો પુત્ર માન, પતિ માન જે માન તે, મારી પાસે કાંઈ નથી, બેટા ? તેં મને તારું સર્વસ્વ આપ્યું છે. તને હું શું આપું ? પણ જો મરતા માણસના આશીર્વાદ કાંઈ ખપના હોય તો તને આશિષ છે કે, મારી છેલ્લી ઘડીએ તેં મને ડૂબતાને જેમ ભવસાગર તરાવી દીધો છે તેમ ભગવાન તને પણ તારો ભવસાગર તરાવી દે !'

રામભાઈ આંખો બંધ કરીને પડી રહ્યા. એના ચહેરાનો રંગ ફરવા માંડ્યો.

થોડી વારે એણે આંખ ઉઘાડી: 'જદુરામ !

'હું બેઠો છું અહીં !' જદુરામને લાગ્યું હતું કે હવે એનાથી જમવાને જવાશે નહિ.

'માજીની છબી આપો ને !'

રામભાઈ અંબાજીના ચુસ્ત ભક્ત હતા. ઘરમાં માજીની પૂજા કરતા, છબી રાખતા. જદુરામે પૂજાના ચંદનથી અંકિત થયેલી અંબાજીની છબી રામભાઈ સામે ધરી.

રામભાઈએ છબી બે હાથે પકડી, પોતાની હાંફતી છાતી ઉપર ઠેરવી, તગતગતી આંખોવતી એ એ છબી સામે જોઈ રહ્યા, અને એની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં.

'હે જગદંબા ! જીવનભર તારામાં મેં શ્રદ્ધા રાખી તો મારા મૃત્યુની વેળાએ તમે મારે ઘેર સદેહે પધાર્યાં ! મા ! મા ! મા !'

છબી છાતી ઉપર ઢળી પડી. રામભાઈનું માથું ઢળી પડ્યું.

અને દેહપિંજરમાંથી વિદાય થતા આત્માને ઓંકાર સંભળાવવા માટે જદુરામ મહારાજે રામભાઈના શબના કાનમાં પ્રાણપોક મૂકી.

# પ્રકરણ પંદરમું

## જેમાં જદુરામ મહારાજની આંખો જે શોધતી હતી એ મળે છે

રામભાઈ માસ્તર જીવનભરની અપરંપાર નિરાશાઓ પછી જે મહદ્ આશા સાથે અવસાન પામ્યા હતા એ અસ્થાને નહોતી. દેવીપ્રસાદને કશા વાતે એના બાપની ખોટ ના પડી. એને હવે નિયમિત ખાવાનું મળતું હતું, એનાં ભાગેલા એક્કાના મુડદાલ બળદની માવજત પણ થતી હતી, એક્કામાં બળદને જૂતી દેનારું પણ હતું, ઘર સાચવનારું ને કપડાં ધોનારું પણ હતું.

ઘરમાં પૈસા ક્યાંથી આવતા એની એને ખબર ન હતી—ખરેખરી રીતે તો પૈસા એટલે શું, પૈસા હોય તો શું થાય, પૈસા ન હોય તો શું થાય, એવું કાંઈ સમજવાની એનામાં અક્કલ પણ ન હતી.

અંજની પાસે પૈસા ન હતા. બાપને ઘેરથી એ કાંઈ લાવી ન હતી. રામભાઈના અવસાન પછી એણે લખેલા એક બે કાગળોનો કોઈ કરતાં કોઈ ઉત્તર જ ન હતો; પછી એણે કાગળ લખવાનું બંધ કર્યું હતું.

એની ધારણા બધી અવળી ઊતરી હતી. શી ભાવનાએ એ આવી હતી? કેવી કમનીય કલ્પના-મૂર્તિ ખડી કરીને એ ઘેરથી ભાગી નીકળી હતી? અને એણે આવીને જોયું શું?

પરંતુ પાછા ફરવાનો હવે રસ્તો ન હતો. હવે તો નિભાવી લેવું ને નિભાવી બતાવવું એ માર્ગ એની સામે હતો, અને એ

માર્ગમાં આજદિન તક કઈ આર્ય નારીએ કદમ પણ પાછાં ભર્યાં છે કે અંજની પણ પાછળ પગલું ભરે!

એણે ગામનાં કામ કરવા માંડ્યાં. શહેરમાં જે જે કામો એ શીખી હતી એમાંથી લગભગ બધાં કામો ગામડામાં નકામાં હતાં. ગામડામાં કોઈ ભરત ભરાવતું નથી, કોઈ દોરા ગૂંથાવતું નથી ને કોઈ ગાયનવાદન કે નાચના જલસા પણ નથી કરાવતું. એક કામ તે હોંશથી શીખી હતી, એ કામ એને અત્યારે યારી આપી રહ્યું—એને સીવતાં આવડતું હતું. પણ સંચો ક્યાંથી કાઢવો?

અંજનીને જદુરામ મહારાજની ઓથ હતી, પણ એ જરઠ જૈફ પૂજારીને ગામમાં કોઈની ઓથ ન હતી.

'સંચો કેટલાનો આવે?' મહારાજે પૂછ્યું. 'પડતા હશે હજારેક રૂપિયા?'

અંજની હસી: 'અરે કાકા!'

'અમે ગામડાનાં ભૂત કહેવાઈએ. સંચાનું નામ પડે ત્યાં કોથળી રૂપિયા માની બેસીએ. ચાર જણા માંડ બેસે એવડી ભોં ભોં ગાડીનાયે કહે છે કે પાંચ સાત હજાર રૂપિયા લે છે, તો પછી આખા ગામનાં કપડાં સીવે એવડા સંચાના નાણાં તો લેતા જ હશે ને મન માન્યાં. હજાર નહિ તો હશે બે હજાર?

'એ સંચો તો નાનો આવે, ને એના દોઢસો બસો રૂપિયા પડે.'

'બસ!' જદુરામનો મોહ જ જાણે ઊતરી ગયો. 'એવડા નાનકડા સંચાથી શું થાય?'

'પેટપૂરતું તો મળી રહેશે.'

'હં, દોઢસો રૂપિયા કાં? તે એટલા પૈસા તમારા બાપાને ભારે પડે છે છોકરીનું ઘર મંડાવી દેતાં?'

'હું અહીં મારા બાપુની ઇચ્છા ઉપરવટ થઈને આવી છું.'

'તારા બાપને ખબર નથી ?'

'ખબર તો છે; પણ એમણે મારી સાથે કાંઈ વહેવાર નહિ રાખવાનો નિરધાર કર્યો લાગે છે !'

'કેમ ?'

'એમની ઇચ્છા મને બીજે પરણાવવાની હતી, પણ હું . . .'

'સમજ્યો બેટા ! ભગવાનને ભરોસે તું જુગટું રમવા આવી છો, તો ભગવાન તારી સામે જોશે.'

જદુરામ મહારાજ ત્યાંથી ઊઠ્યા ત્યારે એના હૈયામાં સંચો ગાજતો હતો. આ જરઠ માણસના દિલમાં અંજની પ્રત્યે કોઈ ન સમજાય એવો માનભર્યો ભાવ પેદા થયો હતો. કેવી બહાદુર છોકરી ! કેવા સંજોગોમાં તે અહીં આવી ? આવ્યા પછી કેવી રીતે રહે છે ?

પૂજારી ચાલ્યા જતા હતા—પોતાના ને પોતાના વિચારમાં. આસપાસની દુનિયાનું એને ભાન ન હતું. ત્યાં એના કાન ઉપર એક સાદ પડ્યો: 'કાં એય મહારાજ ? આમ તો આવ.'

પૂજારીએ એ બાજુ જોયું. ગામના મહાજનના દોઢશેઠ જેવા ગણાતા પરબત શાહ ઉઘાડા શરીરે પોતાના વધેલા પેટ ઉપર હાથ ફેરવતા પૂજારીને બોલાવતા હતા: 'કાં શું ખબર ?'

પરબતશા મોહનપુર ગામનું એક રત્ન ગણાતા હતા. શરમ, વિવેક, મર્યાદા, વિનય જેવી માનવીની જીભ ઉપર સંયમ રાખનારી કોઈ વસ્તુ એમની નજીક આવી શકતી ન હતી. સજ્જનતા, સહૃદયતા જેવી વાતોને એ નબળાઈ માનતા હતા. પરિણામે મોટામાં મોટા અધિકારીઓ સામે લડતાં પણ ગભરાતા ન હતા ને પોતાની બૈરી સાથે ભરબજારમાં કજિયો કરતાં પણ અચકાતા ન હતા. કોઈક વાર એ ગામનું ભલું કરી શકતા; ઘણી વાર ગામજનોનું બૂરું કરવામાં કારણ બનતા. આવા પરબત શા હતા. પોતાની ઉમર પચાસેકની હતી, પણ ત્રણ પેઢીથી ચાલતા આવેલા પૈસાને કારણે એ પોતાને

પણ ત્રણ પેઢી જેટલા મુરબ્બી માનતા. ગામમાંથી કોઈ ને એ બે નામે બોલાવતા જ નહિ. એમની એક ખાસ આદત હતી—એમની પેઢી પાસેથી જે કોઈ જાણીતો નીકળે એને એ સાદ કરતા અને પૂછતાઃ 'કાં શું ખબર છે?'

જદુરામ મહારાજ પેઢી પાસે આવ્યા અને પરબતશાને જયજય કરીને ઊભા.

'કાં, બેસને હવે જરા? શું ખબર છે?' પરબતશાએ પૂછ્યું.

'ખાસ તો કાંઈ નથી.'

'આમ ક્યાં જઈ આવ્યો?'

'રામભાઈને ઘેર ગયો હતો જરા.'

પરબતશાના જડ ચહેરા ઉપર ખંધું હાસ્ય છાયુંઃ 'કેમ ચાલે છે એ છોકરાનું ને એની વહુનું?'

'સારું ચાલે છે. છોકરી બહુ ડાહી છે.'

પરબતશા હસ્યા. એ કઠોર હાસ્ય જદુરામને ઘણું કર્કશ લાગ્યું.

'ડાહી તો સમજ્યા, બહુ વધારે પડતી ડાહી થઈ ગઈ એટલે તો એના બાપે આટલા ભણતર પછી આ લૂલિયા બોબડા બબૂચક પાસે મોકલી દીધી હશે ને?'

'શેઠ! મારું માનશો? પુરાણોમાં ને ધર્મગ્રંથોમાં સતીઓની વાતો ઘણી સાંભળી છે, નજરે તો પહેલવહેલી મેં જોઈ.'

'સતી! સતી!' પરબતશા પેટ પકડીને હસ્યા. 'અરે ગાંડા! તું તો ભોળો છે, એકરાગી છે અને હજી માણસને તું ઓળખતો નથી. સતી શું ને વાત શું? આજકાલની ભણેલી છોકરી; વળી મુંબઈ જેવું શહેર, વળી પૈસાની છૂટ, હરવાફરવાની છૂટ, બાપનું નાક ક્યાંક કપાવ્યું હશે અને પાપનું પોટલું કોઈક આશ્રમમાં ઠાલવ્યું

હશે. પછી સો ચૂઆ માર કર બિલ્લી હજ કરને ચલી—એમ બાઈ આંહીં આવ્યાં હશે... એમ જ હોય.'

'શેઠ!' જદુરામ મહારાજને લાગ્યું કે કોઈ પોતાની મનોમૂર્તિ ઉપર કુહાડાના ઘા કરી રહ્યું છે.

'કાં તો તું પહોંચેલો છે અને કાંઈક રમત રમે છે ને કાં તો તું મોટો મૂરખ છે;' પરબતશાએ કહ્યું. 'બાકી કાંઈ કરતાં કાંઈ જો કહેવાપણું ન હોય તો મને કહે કે કયો બાપ દેખીપેખીને પોતાની છોકરીને આવા ખાડામાં નાંખે; ને કઈ ભણેલીગણેલી રૂપાળી છોકરી આવા લૂલા, બોબડા ને અક્કલ વગરના છોકરાને પરણે? નક્કી દાળમાં કાંઈક કાળું તો હોવું જ જોઈએ.'

'હશે!'

'હશે શું, હોય જ. અમે તો દુનિયા જોઈ છે.'

'આપે જોઈ છે ને મેં'ય જોઈ છે—માત્ર આંખોનો ફેર છે. આપની આંખો જે શોધતી હશે એ એને મળ્યું હશે; મારી આંખો જે શોધતી હતી એ એને મળ્યું છે.'

પરબતશાને કાંઈ આ ન સમજાયું; પરંતુ એને સમજાવવા માટે જદુરામ ઊભો ના રહ્યો. પચાસ વરસની ઉંમરના માણસની આબરૂ જેવી હોવી જોઈએ એવી પરબતશાની આબરૂ ન હતી અને એવા માણસને મોઢેથી અંજની સંબંધેની આવી વાત જદુરામને પોતાના દિલમાં કાંટાની તરેહ ખૂંચી રહી હતી.

# પ્રકરણ સોળમું

## જેમાં અંજની ચાના પ્યાલાના તોફાનની સાક્ષી બને છે

જદુરામ થોડે દૂર ગયો ત્યાં એક નાની સરખી હોટેલ આવી. ગામડાંની આ હોટેલને ગામના દરબાર, કોળી ને એવાં માથાભારે માણસોની ઉધાર ઘરાકી હતી અને એ ઘરાકીને છાજે એવો પથારો બહાર રસ્તા ઉપર એણે પાથર્યો હતો. લગભગ પા ભાગનો સરિયામ રસ્તો દબાવીને બે ત્રણ લોઢાની ખુરશી, બે ત્રણ દેવદારના ખોખાં, એકાદ ભાગલું મેજ વગેરે પડ્યાંપાથર્યાં રહેતાં; અને તેની ઉપર છોગાવાળી પાઘડીવાળા તેમજ બાંકી ટોપીવાળા બેસીને ચા પીતા, બીડી પીતા, જતાઆવતા માણસોને રોકીને એની મશ્કરી કરતા, જતી આવતી પનિહારીઓની છેડ કરતા, ગામડાનો મુખી ને ગામડાનો જમાદાર પણ આ બેઠકમાં બેસતા એટલે આ ખુવાર–ટોળીનું નામ કોઈ લઈ શકતું ન હતું.

આ હોટેલના બહારના એક ખોખા ઉપર દેવીપ્રસાદ બેઠો હતો. ખુવારટોળીને આ અપંગ ને અર્ધાંગ માણસનાં વાંકાચૂંકા હાલતાંચાલતાં ને માંડ અર્ધું કામ આપતાં અંગોમાં કેવળ હસવા જેવું લાગતું હતું. માનુષી શરીરની અર્ધા અંગના દરદથી થયેલી આવી વિકૃતિમાં કોઈને કોઈ જાતનો ચેતવણીનો સૂર સંભળાયો ન હતો, ને કોઈનેય કાંઈ પણ દયા લાવવા જોગ હોય તો દેખાયું ન હતું. ઘણાખરા માણસોને અને ખાસ કરીને આ ખુવારટોળીને તો દેવીપ્રસાદે ગામડાગામમાં

આનંદ અને રમતગમતનાં સાધનોના અભાવને થોડે ઘણે અંશે પૂરો કર્યો હતો. આવા બેવકૂફ અષ્ટાવક્ર જેવા છોકરાને ઘેર ગમે તેવા શાનદાર માણસનું ઘર દીપાવે એવી પત્ની છે એ બાબતનો ઘણાને ખટકો પણ થતો હતો.

જીવુભા બાપુને માથે ગામના કંઈ કંઈ વેપારી ને દુકાનદાર ને શાહુકારનાં લાંબાંપહોળાં ખાતાં બોલતાં હતાં, પણ ગામના આ 'દાદા'ની હાક એટલી હતી કે એની પાસેથી જૂનું લહેણું વસૂલ કરવામાં આકરા થવાનું કોઈનું ગજું ન હતું અને નવું દેણું ઊભું કરતાં વારવાની કોઈનામાં છાતી ન હતી. જીવુભા ખાય, પીએ, બેસે, હરે, ફરે ત્યારે એની પાછળ પાછળ એનાં ચાર પાંચ પૂંછડાં તો હોય જ.

જીવુભાએ દેવીપ્રસાદને હાથ ઉપર લીધો ને બીજા હસ્યા. વાહ, આજ ગમત આવશે!

'કેમ દેવલા! વહુ શું કરે છે વહુ?'

'લ . . . લ . . . લ . . . લાંઘે છે.'

'લ . . . લ . . . લ . . . લાંઘે છે,' જીવુભાએ દેવીપ્રસાદના ચાળા પાડ્યા. 'કે લાંઘે છે.'

જીવુભાનાં પૂછડાં જીવુભાની આ રમૂજમાં બુદ્ધિનો કો અજબ ચમકારો જોઈ શક્યા અને એની જોઈએ એવી કદર કરી રહ્યાં.

'રાંડના! તારે એકને ખનારે હોય તો તો લાંઘે જ, પણ એને તો કમાણીના રસ્તા છે રસ્તા.'

દેવીપ્રસાદ આ ટકોર સમજવા જેટલો બુદ્ધિશાળી ન હતો. 'હોવે! હોવે!' કરતો એ મૂર્ખ ઉજ્જડ હાસ્ય કરી રહ્યો: 'બ. . . બ . . . બાપુ, ચા તો પાઓ.'

'મારો બેટો બામણો! કોણ કહેશે કે ગાંડો છે ને નથી સમજતો. વાતવાતમાં કેવો ચાનો કોપ માગી લીધો!' ભગલા હજામે ટાપશી પૂરી.

'અરે મીઠા ભગત!' હોટેલવાળાને ને ભક્તિને હજાર ગાઉનું છેટું હતું, માટે એ મીઠા ભગતના નામથી ઓળખાતો હતો. 'મીઠા ભગત! આ દેવલાને ચાનો કોપ આપો.' જીવુભાએ દેવીપ્રસાદ તરફ જોઈ ઉદારતાથી કહ્યું: 'ચા તો શું, પણ તું માગે એ આપીએ દીકરા!'

'આપો!' દેવીપ્રસાદે હાથ લાંબો કર્યો.

'એમ તે કોઈ કાંઈ મફત આપતું હશે?' ભભા કોળીએ કહ્યું. 'પહેલાં તું કાંઈક દે બાપુને!'

'માલી પાછે છું છે?' દેવીપ્રસાદે પૂછ્યું.

'તારી પાસે છે એવું તો કોઈની પાસે નથી આ ગામમાં.'

'દેવુ!' જદુરામ મહારાજનો કંપતો અવાજ સંભળાયો. સહુએ ચમકીને જોયું, ત્યારે જ સહુને ખ્યાલ આવ્યો કે જદુરામ મહારાજ પાછળ ઊભો ઊભો સાંભળતો હતો: 'દેવુ! ઘેર ચાલ મારી સાથે?'

'માલે ચા પીવી છે!' દેવીપ્રસાદે કહ્યું.

'નથી પીવી.'

'પીવી છે.'

જદુરામ મહારાજ કાંઈ બોલ્યા સિવાય આગળ વધ્યો.

'હવે મહારાજ! તમેય શું?' જીવુભાએ કહ્યું. 'ચા તો અમે પાઈએ છીએ, ત્યારે પીવા દો ને બિચારાને.'

'તમે?' જદુરામ મહારાજ જીવુભા તરફ ફર્યા. 'તમે? તમારે ચા પીવા ને પાવા સિવાય બીજો શો કામધંધો છે? તમારે ખુવાર થવા ને કરવા સિવાય બીજું શું કામ છે?'

'મહારાજ!' જીવુભાની આંખ ફરી. 'બહુ બોલે છે હો?'

'હું બહુ બોલું છું ને? એમ કે દરબાર! તમારા ધંધા મૂંગાને પણ બોલતા કરે એવા છે.'

'બામણા !' જીવુભા એકદમ ઊભા થયા. 'માથું ફોડી નાંખીશ. ઓળખે છે, હું કોણ છું ?'

'તમે કોણ છો એ હું જાણું છું. તમારા બાપદાદા ડાકુ હતા, તમારા બાપા લૂંટારા હતા ને તમે પણ પારકો માલ લૂંટવાની દાનતવાળા છો. આ ગામમાં કે આસપાસના પથકમાં જીવુભાને કોણ નથી જાણતું ? પણ દરબાર ! હું તો બ્રાહ્મણનો વંશજ ને બ્રાહ્મણ છું. મને બોલતો બંધ કરવાવાળાનાં કામ પણ જુદાં છે ને નામ પણ જુદાં છે. તમે મને શું ચૂપ કરી શકવાના હતા ? મારા જડેશ્વર મહાદેવ જ્યાંસુધી હયાત છે ત્યાંસુધી મારો વાળ પણ કોણ વાંકો કરી શકશે ? પણ દરબાર ! આ છોકરાથી છેટા રહેજો !'

'નહિતર તું શું કરીશ.'

'હું શું કરીશ ? ગરાસણીને બીજું ઘર ગોતવા જવું પડે નહિ એ ધ્યાન રાખજો.'

'તારી જાતનો બામણો મારું ! મારી ગરાસણીને બીજું ઘર ગોતવાની ગાળ દેનાર તારી જીભને તો હવે કાપી જ નાંખું.'

'બાપુ !' જદુરામે જરાય દબાયા સિવાય જવાબ દીધો. 'સહુને એમ હોય. આપણું ઘર જાળવવું હોય તો બીજા કોઈના ઘર ઉપર પથરા ન ફેંકીએ. ચાલ દેવલા, ઊઠ.' જદુરામ મહારાજે જીવુભા તરફ પીઠ ફેરવીને દેવીપ્રસાદનો કાન ખેંચ્યો: 'ઊઠ.'

'માલો ચા ! પણ માલો ચા !'

હોટલની પાસે તકરાર જામતી જોઈને માણસોનું એક નાનું સરખું ટોળું એકઠું થયું હતું, આથી જીવુભાને કડવો ઘૂંટડો ચૂપચાપ ગળે ઉતારી જવાની જરૂર પડી.

જેટલા એકઠા થઈ ગયા હતા એ કાંઈક કાંઈક સમજ્યા. એક અપંગ ને અશક્ત ને ગાંડાઘેલા માણસની મશ્કરી કરનાર અને

ભયંકર રીતે સૂચક એવી ટકોર કરનાર માણસ ઉપર બધાને ચીડ આવી. ગાંડાઘેલા ને અપંગ માણસની મશ્કરી કરવાની તો બધા જ તક લે છે; પણ બીજા કોઈ મશ્કરી કરે છે ત્યારે તો એને ગાંડાઘેલા પ્રત્યે દયા જ આવે છે અને બીજા ઉપર ચીડ ચડે છે.

'ચા–બા કરતો ઘેર જા ને!' ટોળામાંથી કોઈએ અવાજ મારફત ટીકા કરી; નહિતર કાયને બાળનાર ચાનો પ્યાલો ઘર બાળશે!'

'આ બધા ફેંટાવાળાં ટેંટાં બહુ માથાભારે થયાં છે. કાંઈ જાતમહેનત કરવી નહિ અને હરામનું ખાવું, એટલે એમની બુદ્ધિ પણ હરામ થઈ ગઈ છે.'

જીવુભાને પણ બોલવામાં સાર ન લાગ્યો.

'માળું છે તો કૌતુક જેવું હો. આવા લૂલિયા ને બોબડા પાસે આવી બૈરી છેક મુંબઈથી આંહીં આવી કેમ? કાંઈક દાળમાં જો કાળું ન હોય તો ભલા કાંઈ દેખતી આંખે આવા ભમરિયા કૂવામાં કોઈ પડે? કાંઈક હશે, ભાઈ કાંઈક હશે!'

એક બીજા દુનિયાડાહ્યાએ સૂર પુરાવ્યો: 'એ જીવુભા કાંઈ અમસ્થો ચા પાય નહિ. સૌના કરમ સહુ ભોગવશે. આપણે વળી શું કામ પારકી ખાનગી બાબતમાં વચ્ચે પડવું જોઈએ ને નાહક આંખે થવું જોઈએ, કેમ ભાઈ?'

'એ વાત તમે લાખ રૂપિયાની કરી!' દુનિયાદારીના બધા જ દોર પોતે સમજે છે એટલા બીજા કોઈ નથી સમજતું એવો દાવો રાખનારા એક જણાએ કહ્યું.

વાતનો રંગ ફરતો જોઈને જીવુભાએ પાઘડી ફેરવી: 'અરે ભાઈ! અમે તો આંહીં ચા પીતા હતા ને એ ગાંડો આવ્યો કે મને ચા પાઓ. અમે જાણ્યું કે ચાલો ભાઈ, ગાંડોઘેલો લૂલોબોબડો તોય બામણનો દીકરો છે. તેને ચા પીવા બેસાર્યો. એ એની બાયડીની વાત કરતો હતો ને અમે સાંભળતા હતા.'

કેટલાક માણસોને પારકા કજિયામાં સમાધાન કરાવવું બહુ ગમે છે. આવાં સમાધાન–પ્રિય માણસોમાંથી ઘણા પોતાના અંગત કજિયામાં તો જરા પણ સમાધાન કરતા જ નથી; પણ એમ છતાં પારકી પંચાતમાં તડજોડ કરાવવાની ને વાત દાટી દેવાની એમની વૃત્તિ રહે છે. એવો એક સમાધાન–પ્રિય માણસ બોલ્યોઃ

'એ તો જદુરામ મહારાજ જરા આકળા છે. એનું તમારે દુઃખ ન લગાડવું જોઈએ !'

'નારે ભાઈ, અમને શાનું દુઃખ ? બામણનો દીકરો બોલી જાય તો શું કરીએ ? બાકી હાં, બીજો કોઈ બોલી જાય તો જોયા જેવી કરી દઈએ !' સમાધાન–પ્રિય માણસોએ જરાક ઉઘાડી આપેલી તરાડમાંથી પોતાની ડગમગી ઊઠેલી દાદાગીરીને ફરીને બેસાડવાની તક જીવુભાએ લઈ લીધી.

'કમળો હોય એ પીળું દેખે !' ભગલા હજામે ટાપશી પૂરી.

જરઠ જદુરામે દેવીપ્રસાદનો પકડેલો કાન મૂકીને એક ફાળ ભરી અને ભગલા હજામને કાંઈ પણ ખ્યાલ આવે તે પહેલાં એને જોરથી તમાચો માર્યો. 'બોલ, ફરીને બોલતો ખરો !'

બ્રાહ્મણનું રુદ્રસ્વરૂપ જોઈને ભગલો તો દબાઈ ગયો. એણે જીવુભા સામે આજીજીભરી નજર કરી.

'હં, હં, મહારાજ ! વાત ખોટી હોય તો આટલા આકળા શું કામ થવું જોઈએ ?' તદ્દન નિર્દોષ દેખાતા મુખભાવે ગરાસિયાએ મર્મ વાણી કાઢી.

'શું કહ્યું ?' જદુરામ મહારાજની આંખમાં લાલપ આવી.

'બધેય હજામ ભાળ્યા કે મહારાજ ?' જીવુભાએ ટોળાં તરફ જોઈ, હસીને કહ્યું.

જીવુભા લોકટોળાંનું માનસ સમજતા હતા. ગમે તેવી વયનો, દરજ્જાનો માણસ હોય પણ એના ચારિત્ર્યની ઉપર જરા સરખી

પણ શંકાનો ઇશારો ઘર કરી જાય છે એ વાત જીવુભાથી અજાણી ન હતી. વિરોધીઓને દબાવવાની એ જગજૂની ચાવીના આંટા ફેરવતા જીવુભા અત્યારે હાથ આવી તક જવા દેવા નહોતા માગતા. 'અમે તો હોટેલે બેઠા રહીએ છીએ, પણ તમે તો છેક દેવલાના રસોડા સુધી પહોંચ્યાં છો.'

'મને...મને...મને...મારી ઉમર જુઓ—મારી જનોઈ સામે જુઓ!'

'આંકડે મધ વળગ્યું ભાળે તો ડોસાયે ન મૂકે ને બામણ પણ ન મૂકે, કેમ ખરું ને ત્રિકમ મહારાજ!'

ત્રિકમ મહારાજને બાપદાદાથી વારસામાં બેત્રણ ખેતર ઊતર્યાં હતાં. એ બ્રાહ્મણ હતા, વૃદ્ધ પણ હતા; પણ ગામના છાપેલ કાટલાં જેવી મધુ કોળણ સાથેનો એનો મીઠો સંબંધ તો એના દીકરાઓથીયે છાનો ન હતો. એક વૃદ્ધ બ્રાહ્મણના પ્રગટ થયેલ ચારિત્ર્ય તરફનો આ સૂચક ઇશારો લોકટોળાંને જદુરામ માટે પણ સૂચક લાગ્યો. જદુરામ વૃદ્ધ હતો, બ્રાહ્મણ હતો, પણ ત્રિકમ મહારાજ પણ ક્યાં વૃદ્ધ નહોતો; બ્રાહ્મણ નહોતો?

'હ્યો હવે એ દેવલાને ચા તો પીવા દો!' જીવુભાએ પોતાના ઉપરથી ઊતરેલાં વાદળને જદુરામ ઉપર ઘેરાતું જોઈને ટાઢો ઘા માર્યો. 'હાલ દેવલા!' જીવુભાએ દેવીપ્રસાદનો કાન પકડ્યો.

દેવીપ્રસાદને તો કાંઈ સમજાયું નહિ. માણસો શા માટે ટોળે મળે છે ને જદુરામ મહારાજ અને જીવુભા બાપુ શા મુદ્દા ઉપર ઝઘડી રહ્યા છે એ એને કાંઈ સમજાયું જ નહિ. એને તો એમ જ લાગ્યું કે આખો મામલો કેવળ એનો કાન ખેંચવા માટે છે. ઘડીમાં જદુરામ મહારાજ એનો કાન ખેંચે છે ને ઘડીમાં જીવુભા એનો કાન પકડીને આમળે છે. એને પોતાના કાનની ખેંચાખેંચી જરાયે સુખકર ન લાગી. આજ સુધી તો કેવળ ગામનાં નાનાં છોકરાં જ એની પાછળ પડીને

એને 'લૂલિયો' 'દેવલો ગાંડો' કહીને એને ચીડવતાં હતાં અને દોડાવતાં હતાં. એવા સંજોગમાં ગામના કોઈ પણ મોટી ઉંમરનાં માણસને એણે છોકરાંઓને વારતાં જ જોયાં હતાં. દેવલાને ગામનાં મોટી ઉંમરનાં માણસોનો સહારો હતો. એ એને બોલાવતાં, બેસારતાં, એની વાત ઉપર હસતાં અને કોઈ દિવસ પણ એને પજવતાં નહિ.

પણ આજ રંગ કાંઈક ન્યારો નીકળ્યો. આજ તો કાંકરીચાળો કરતાં છોકરાંઓથી પણ વાત એકદમ વધી ગઈ હતી. આજ તો ગામનાં મોટી ઉંમરનાં માણસો એનો કાન ખેંચવાની રમતે ચડ્યાં હતાં. અને ભલા કહો તો ખરા કે જો એ જરઠ માણસો ઊંચે સાદે બૂમો પાડતાં પાડતાં એનો કાન વારાફરતી ખેંચતા રહે તો એ કાન તૂટી જાય કે નહિ?

દેવલાએ બાવરા બનીને આસપાસ નજર કરી. એણે રોષથી કંપતા જદુરામ મહારાજને જોયા. ચોમાસું ચરેલા, મહાજનના આંકેલા, છીંક ખાતા ખૂંટને જોઈને જેટલો ભય એને લાગતો એટલો ભય એને જદુરામનો લાગ્યો. એણે જીવુભાને જોયા અને કાળા રબારીના ધણખૂંટ જેવા એ ડરામણા લાગ્યા. એણે એકઠા થયેલા લોકો જોયા અને બિલાડીની પાછળ દોડતાં કૂતરાં જેવા એને એ લાગ્યા. ક્યાં જવું?

એકાએક એના વિહ્વલ બનેલા ચહેરા ઉપર નિર્મળ શ્રદ્ધા છાઈ ગઈ. ભીડમાં પડેલા ભક્તને ભગવાનને જોઈને જેટલી નિર્મળ હિંમત આવે એવી હિંમત એના ચહેરા ઉપર ચમકી. એની નજર જમા થયેલાં લોકની પેલે પાર પડી અને નદીકાંઠેથી પાણી ભરીને એણે ચાર પાંચ પનિહારીઓ આવતી જોઈ—એ પનિહારીઓમાં એક હતી અંજની! અંજની—એની સર્વ આપત્તિઓ અને ઉપાધિઓને હરનારી એક માત્ર શક્તિ નજીક છે! હવે એને શો ભય હતો? હવે કોની મજાલ હતી કે એની સામે આંગળી પણ ચીંધી શકે?

માણસે છંછેડેલું સસલું જેમ દોડે એમ દેવલો દોડ્યો. દોડીને

એ તો આંધળી મુક્તિના ઝનૂનથી અંજનીને બાઝી પડયો. ચમકી ગયેલી અંજનીના માથા ઉપરથી બેડું નીચે પડયું ને માટીની હેલ ભાંગીને ભુક્કો થઈ ગઈ. પરંતુ દેવલાને અત્યારે જ્યાં પોતાના કાનની ચિંતા હતી ત્યાં ભાંગી જતી હેલની રજ પણ પરવા શાની હોય?

'જો ને આ મને ખીજવે છે! મારો કાન પકડે છે!' પોતાની સદર અદાલતમાં દેવલાએ ફરિયાદ નોંધાવી.

ક્ષણ, એક ક્ષણ, બધા—એકેએક માણસના ચહેરા ઉપર હાસ્યના દોરા ફૂટ્યા. કાલોઘેલો પોતાની બૈરી પાસે ગામની રાવ ખાય છે!

બીજી ક્ષણે એ હાસ્યના દોરા જાણે કો અગ્નિમાં ખાખ થઈ ગયા. અંજનીની આંખો લોકટોળાં ઉપર ફરી. કોઈ એ આંખો સાથે ન તો આંખ મિલાવી શક્યું, ન તો હસી શક્યું.

અંજનીએ પોતાની હેલના ભંગાર સામે પણ ન જોયું, પોતાનાં ભિજાયેલાં કપડાં સામે પણ ન જોયું—એણે કોઈની સામે બીજી નજર સરખી પણ ન કરી. એણે દેવીપ્રસાદનો હાથ પકડ્યો અને કહ્યું: 'ઘેર ચાલો. હું તમને ચા કરી દઉં.'

અને ખાવાનું મળશે એવી શ્રદ્ધાથી બાળક પોતાની માતા પાછળ ચાલી નીકળે તેમ દેવીપ્રસાદ અંજનીની પાછળ ચાલવા માંડ્યો.

લોકોએ આ ન્યારાં દંપતી સામે જોયું, એકબીજા સામે જોયું અને પછી એક શબ્દ પણ બોલ્યા સિવાય લોકો વિખરાઈ ગયા. સહુનાં અંતરનાં જરઠ પોપડાંઓની વચમાં રહેલી ઇન્સાનિયતને એક વાત સ્પષ્ટ સમજાઈ. અંજની માટે થતી વાતો સાચી હો યા જૂઠી, દેવલો ગાંડો હો કે કેવળ અપંગ, પણ એ બેનું દાંપત્ય તો અપાર કરુણતા જ હતી. અને જે એ કરુણતાને હસતે મુખે ઝીલી શકે છે એ સ્ત્રીની મજાક કરવી સહેલી નથી! ખુદ જીવુભા પણ બોલી ઊઠ્યા—અનાયાસે એમના અંતરમાં ઊઠેલા ઉદ્દગારો નીકળી ગયા: 'બાઈમાં દોષ હોય કે ન હોય, પણ છે તો લાખેણી.'

## પ્રકરણ સત્તરમું

### જેમાં અંજનીને નિરાશાના વાદળમાંથી પોતાનો રાહ સૂઝે છે

અંજની જ્યારે દેવીપ્રસાદને લઈને ઘેર આવી ત્યારે એના ચિત્તમાં હજાર વિચારમાળા એકસાથે ચાલતી હતી. એક ક્ષણે પોતે પોતાને માથે જે વિટંબના વહોરી હતી એ એને ગજા ઉપરવટ લાગી. એક ક્ષણે ભગવાને, ધર્મે, એને છેહ દીધેલો લાગ્યો. વર્ષોથી એણે એના અંતરના એક અજવાળા ખૂણામાં જે મંગળમૂર્તિની સૌભાગ્યભરી સ્થાપના કરી હતી, એ મૂર્તિ શું આવી અપંગ, અબુધ ને પાંજરાપોળનાં ખોડાં ઢોર જેવી હતી? એક ક્ષણે એ અઢાર વીસ વર્ષની ઉમંગભરી બાળાને લાગ્યું કે એણે એક ભયંકર ભૂલ કરી હતી ને એક કાચી કોડીની કિંમત માટે, એક દગાબાજ બનેલી કલ્પનાને માટે માતા, પિતા, બહેન ને પૈસો તજ્યાં હતાં; એ સર્વના બદલામાં એને જો કોઈ ભગવાને સર્જવા ધાર્યો એવો માનવી મળ્યો હોત ને? એક ક્ષણ એને એના નાના માથા ઉપર ત્રિભુવનનો પાતાળમાં ચાંપનારો બોજ લાગ્યો. ઘેર પહોંચતાં વેંત જ એ ખાટલા ઉપર લમણે હાથ મૂકીને બેસી ગઈ; અને ઊનાં આંસુનાં બે બિન્દુ એની આંખમાંથી નીકળી પડ્યાં! શા પાપે એણે આવી ભયંકર નાદાની કરી?

અને હવે એનું ભાવી શું? કંગાલ રહેવું, કંગાલ મરવું? કેવળ ચૂંદડીનું આળ માથે ઓઢીને, પતિને પુત્ર માનીને, પતિને

પાળેલા ઢોરની જેમ જાળવીને અખંડ કૌમાર્યાવસ્થામાં જ મરવું? ગામની ગાળો ખાવી, ગામની શંકાઓ ઝીલવી? ગામની હજાર જીભના વીંછીના ડંખ કરતાં પણ આકરા ડંખ સહેવા? વર્ષો સુધી આ જીવતી ચિતા જેવાં પત્નીત્વ કરતાં, વર્ષો સુધી જીવતાં મોત જેવાં આ સૌભાગ્યવંત વૈધવ્યને જીરવવા કરતાં વાટકી ઘોળીને અફીણ કાં ન પી જવું?

'તું કેમ રડે છે?' દેવીપ્રસાદે આવીને અંજનીના ખોળામાં માથું નાંખ્યું. 'તું રડે છે ત્યારે મને બીક લાગે છે કે મારે પણ રોવું પડશે?'

'હું નથી રડતી હો!' અંજનીએ કહ્યું.

'જીવુભા કહેતો હતો કે તારે ત્યાં રોજ રોજ જદુરામ મહારાજ આવે છે ને?'

અંજની ચમકી.

'જદુરામ કહેતા હતા કે તારે જીવુભાની સાથે ચા ન પીવો.'

અંજનીએ દીર્ઘ નિશ્વાસ મૂક્યો.

'ભભલો કહેતો હતો કે તારી બાયડી તો રૂડી રૂપાળી નાગરણ જેવી છે ને તું આવો ગાંડા ઘેલા જેવો કેમ?'

'હે ભગવાન! હે ભગવાન!' અંજનીના અંતરમાંથી મૂંગી આહ નીકળી.

'પરબતકાકો કહેતો હતો કે અમારે ગાદલાંગોદડાં ભરાવવાં છે તે તારી બાઈડીને મારી વખારે મોકલજે!'

અંજનીને લાગ્યું કે કોઈ એના દિલમાં ખંજર ભોંકી રહ્યું છે.

'તું કેમ નથી બોલતી? મને ચા કરી દેવાની હતી ને?'

ઝૂંપડીનાં ઉઘાડાં બારણામાંથી જાણે કો દૈત્ય આવવાનો હોય એમ અંજની એની સામે તાકી રહી હતી.

'તું જૂઠી છો.' દેવીપ્રસાદે ફરિયાદ કરી.' મને જીવુભાનો ચા પીવા પણ ન દીધો ને ઘેર પણ ન પાયો.'

અંજની ઊભી થઈ. એ ચા કરવા લાગી.

ચા પીધા પછી દેવીપ્રસાદ પાછો બહાર નીકળી ગયો.

દેવીપ્રસાદના ગયા પછી અંજની ચૂલા પાસે જ બેસી રહી. કામ તો ઘણાં હતાં, કોઈનું સીવવાનું હતું, કોઈનું દળવાનું હતું; પણ એને કાંઈ સૂઝતું ન હતું.

શા માટે? શા અર્થે? એક જ ભૂલ. અને તે પણ ભૂલ કરતાં ત્યાગ હતો—હજારો વર્ષના સંસ્કારે, હજારો વર્ષના ધર્માચારે મંજૂર રાખેલો, ધન્ય કહેલો, પુરાણોમાં ઉપદેશેલો. હિમાલય જેવા પિતાને ત્યાંથી ગંગા નીચે ઊતરી શા માટે? પુન્યકાર્ય કરવા માટે, પ્રજાને જળપાન કરાવવા માટે; પણ પિતાને ઘેરથી જે ઊતરી તે ઊતરી. લોકોએ જળપાન કર્યું કે નહિ એ પણ જોવાને એ ના રોકાઇ. એનું ભાવિ ખારા સમુદ્રમાં વિલીન થવાનું અંકાઈ ચૂક્યું હતું. ધર્મનો સાદ તો કેવળ કિસ્મતે એની બરબાદી માટે વાપરેલું બહાનું જ હતું.

અને પોતે પણ પિતાને ત્યાંથી એવી જ કો ઉન્નત ભાવનાથી નીકળી હતી! ગામડાનાં, વર્ષોથી રોજરોજ સ્વપ્નમાં આવતા પતિની ગરીબીમાં મસ્તીભરી અમીરાત વાંચવા માટે—અને દેવીપ્રસાદ . . .

દિલમાં કોઈ પાપ નહિ, છતાં સમસ્ત લોકો એને મનમાં કુલટા માને, દિલમાં કદી કોઈ બૂરો વિચાર નહિ કરવા છતાં લોકો એને બૂરાઈભરેલી માને . . . અને કેવળ મૂર્ખ દેવીપ્રસાદ સિવાય હરકોઈને સાફ ઉઘાડી વંચાય એવી માગણીઓ ખુદ દેવીપ્રસાદ મારફત જ મોકલે . . . માબાપનો સહારો નહિ, પતિમાં પાઈનીયે અક્કલ નહિ, ઘરમાં ફૂટી બદામની પણ હૂંફ નહિ . . . શા માટે એ આ સહન કરે? એણે એક થાપ ખાધી હતી અને એ થાપનું મૂલ જિંદગીના દિવસે દિવસે ચૂકવવું પડવાનું. તો શા માટે એક જ

દિવસે એ બધું ભરપાઈ ન કરવું? એ હારી હતી! ભવ હારી બેઠી હતી. જિંદગીમાં એને કોઈ આશા રહી ન હતી. અને આશા વગરનું મજૂર-જીવન જીવવા કરતાં જીવનનો એક જ ઝાટકે અંત કાં ન આણવો? એ જીવતી જ કયાં હતી? એ મરી તો ચૂકી જ હતી. સવાલ તો હતો કેવળ દેહના સંસ્કારનો. સવાલ તો એ હતો કે આજથી પાંચ સાત વરસ પછી ગામલોક ઉઘરાણું કરીને પાંજરાપોળનાં સખાવતી લાકડામાં એનો દેહ બાળે એ સારું હતું કે આજ—આજે અને અત્યારે જ એ ગામના કોઈ કૂવામાં પોતે જળપિછોડો ઓઢી લે એ સારું હતું?

આપઘાતિનીનું તેજ અંજનીની આંખોમાં પ્રગટયું. એ ઊઠી. સર્વ પ્રકારના વિસંવાદી વિચારોને ખંખેરીને કેવળ એક જ વિચારની પાછળ એ ચાલી નીકળતી હોય એમ એનો ચહેરો ઉજ્જડ બન્યો—ચમકી રહી માત્ર બે આંખો ને એ આંખોમાં વંચાતું હતું કેવળ મૃત્યુ.

અને જલતા ચૂલાને મૂકીને—ઝૂંપડીનાં બારણાંને ઉઘાડાં જ મૂકી દઈને અંજની ગામના પાદરમાં આવેલા ભમરિયા ભેંકાર કૂવા તરફ ચાલી નીકળી.

## પ્રકરણ અઢારમું

### 'ભલે હો રાત અંધારી આપ દીવો લઇ ઊભા જો.'

નાના બાળકને જેમ ઘરની ચાર દીવાલોની વચ્ચે નથી ગમતું, તેમ દેવીપ્રસાદને પણ ઘરમાં ગમતું ન હતું. દિવસમાં બે વખત એ પોતાનો એક્કો સ્ટેશને લઈ જતો, અને જે આનો બે આના મળે એ અંજનીને આપી દેતો. એ સિવાય અંજની શું કરે છે, ક્યાંથી રળે છે, કેમ રળે છે એની એને કશી ગમ ન હતી; એટલે માત્ર ખાવાસૂવાને ઘેર આવતો—બાકી ચોરનાં માથાંની જેમ ભટકયા કરતો.

અત્યારે એ બહાર નીકળ્યો, ત્યારે એની તમામ વ્યાધિ શમી ગઈ હતી! એના મનમાં જે કાંઈ વાત હતી એ એણે અંજનીને કહી દીધી હતી. એનું ચિત્ત પથ્થર-પાટી જેવું હતું. અંજનીને એ જે કાંઈ વાત કહી દે, એ વાતો એ પાટી ઉપરથી પછી સદંતર ભુસાઈ જતી. જ્યારે જ્યારે એ બહાર નીકળતો, ત્યારે ત્યારે એનું ચિત્ત કોરી પાટી જ જેવું બની રહેતું, એટલે એના ઉપર જે કોઈને જે કાંઈ લખવું હોય એ લખી શકતું.

ભટકતો ભટકતો એ બહાર નીકળ્યો. બહાર નીકળતાંવેંત રસ્તા ઉપર એણે એક ગધેડું જોયું. દેવીપ્રસાદે ગધેડાના અવાજની નકલ કરીને એને તગડયું. ગધેડાએ નકલી અવાજનો જવાબ અસલી અવાજથી આપ્યો અને દેવીપ્રસાદ પેટ પકડીને હસ્યો. ફરી વાર ગધેડા પાસે એવો અવાજ કરાવવા માટે એ ગધેડાની પાછળ દોડયો.

અસલી અને નકલી અવાજ કરતાં ગધેડું ને દેવીપ્રસાદ દોડ્યાં. દોડતાં દોડતાં દેવીપ્રસાદ, ગધેડાની નજીક જેટલું જવું જોઈએ એના કરતાં વધારે નજીક ગયો—અને દેવીપ્રસાદ કરતાં પણ વધારે બેસમજ આદમી જરાયે ગેરસમજમાં ન રહે એવી રીતે ગધેડાના પાછલા પગે પોતાને આવી રમત નથી ગમતી એમ દેવીપ્રસાદને ઠીક ઠીક સમજાવી દીધું. દેવીપ્રસાદે ગધેડાને પડતું મૂક્યું.

'એલા દેવલા ! આંહીં મર !' ગામમાં વાણિયા જેવો લાગતો એક કોળી હતો ને કોળી જેવો લાગતો એક વાણિયો હતો. બન્નેના નામ કો વિચિત્ર જોગાનુજોગે 'રૂખડ' હતાં. અને એ બેની ટોળી, વાણિયાને કે કોળીને બેમાંથી એકયને ન છાજે એવાં કામ કરતી. બેમાંથી એક રૂખડે દેવીપ્રસાદને સાદ કર્યો.

કોઈ પણ માણસ ગમે તે નામે, સાદે કે ગાળે પોતાને બોલાવે એટલે તરત દેવીપ્રસાદ તેની પાસે જતો. રૂખડે દેવીપ્રસાદને એક આનો બતાવતાં કહ્યું:

'એક આનો જોઈએ છે તારે ?'

'હે . . . અ, લાવો.' દેવીપ્રસાદે હાથ લાંબો કર્યો. 'બોરાં લઈશ ને બેઠો બેઠો ખાઈશ.'

'મારો બેટો !' એક રૂખડે બીજા રૂખડને ઉદ્દેશીને કહ્યું. 'આમ ગાંડો છે, પણ હૈયાનો સાજો છે હો !'

'અરે પૈસો તો ભગવાનનેય વહાલો છે વહાલો, એટલે તો એ પણ લક્ષ્મીને ગોદમાં ઘાલીને બેઠો છે. તરતનાં જન્મેલાં છોકરાં પણ એક પૈસો ને એક આનો—એ બેમાંથી પૈસો નહિ લે, આનો જ લેશે.'

'દેતા હો તો લાવો !' દેવીપ્રસાદે રૂખડભાઈઓને આવી ચર્ચામાં ઊતરતા જોઈને કહ્યું. એ આવી ચર્ચા સમજતો ન હતો, પણ એમાં પોતાને 'આનો' આપવાની વાત નથી એટલું તો એ જોઈ શક્યો.

'અહીં નાચ કર તો આપું.'

'ઊંહું !'

'તો મારું પણ ઊંહું !'

'થોડીક વાર કરીશ હો !' દેવીપ્રસાદે આનાને હાથથી જતો જોઈ છૂટછાટ કરવાની તૈયારી બતાવી.

'ભલે, એમ તો એમ ! થાવા દે. જોજે હો, સાથે ગાવું પડશે !'

દેવીપ્રસાદ આમથી તેમ નાચવા માંડ્યો. આમથી તેમ કૂદકા મારે, પેટ ઉપર હાથ પછાડે, આમથી તેમ દોડે અને સ્વરહીન કર્કશ રાગે બેસૂરું કો ગીત ગાય; એ ગાતો જાય, એના મોઢામાંથી થૂંક ચોપાસ ઊડતું જાય, કૂદતો જાય, દોડતો જાય, પેટે હાથ પછાડતો જાય, કાખલી કૂટતો જાય—રૂખડભાઈઓના હસવાનો તો આરો ના રહ્યો.

અને જેમ રૂખડભાઈઓ હસતા ગયા તેમ દેવીપ્રસાદને વધારે ને વધારે શૂર ચડતું ગયું. દેવીપ્રસાદને આનાની કિંમત ન હતી, નાચવાની શરમ ન હતી, પોતાને મજા પડતી હતી ને બીજા હસતા હતા ! દેવીપ્રસાદ રંગમાં આવ્યો !

'વાહ બેટા ! વાહ દીકરા !' રૂખડભાઈઓ રંગ દેતા ગયા. 'મારો વહાલીડો પણ કાંઈ ખૂંદે . . .'

એકાએક રૂખડના ગાલ ઉપર કંકુવરણો તમાચો પડ્યો.

'અરે તારી . . .' પોતાને તમાચો મારનાર આ ગામના પાદરે કોણ બે માથાનો પાક્યો છે એ જોવા રૂખડે આંખ ફેરવી.

ને ક્ષણભર એ સ્તબ્ધ થઈ ગયો.

રૂખડને ગાલે, પાંચે આંગળાં લાલ ટશિયાએ ઊઠી આવે એવો તમાચો મારનાર અંજની ઊભી હતી !

પોતાની નાલેશી થતી સાંભળી–જોઈને ત્રાસીને અંજની જતી હતી આત્મહત્યા કરવા; પરંતુ પોતાના અબૂધ પતિની નાલેશી થતી જોઈને ભભૂકતા પુણ્યપ્રકોપથી તે ત્યાં ઊભી રહી ગઈ હતી.

તમાસાને તેડાં હોતાં નથી. સહેજે બે પાંચ પસાર થતા માણસો ને એક બે પનિહારીઓ ઊભી રહી.

'તમને બધાને સૂઝે છે શું? અમે શું બગાડયું છે તમારું, કે તમે અમને સતાવો છો? ભગવાનની દીધેલી બરબાદીમાં તમને મજા સૂઝે છે? મેં મારે હાથે વહોરેલી બરબાદીમાં તમને મશ્કરી સૂઝે છે? મુંબઈમાં બેઠી બેઠી હું સદા એક જ વાત સમજતી ને માનતી— ગામડાનાં લોકો ભોળાં ને સમજદાર હોય છે. મને ખબર નહોતી કે તમે બધાં આવાં ક્રૂર હશો? તમે બધાં આવાં રાક્ષસી હશો? મને ખબર નહોતી કે, જે ગામને હું સારું મંદિર માનીને મારા ભગવાનની પૂજા કરવા આવી હતી, એ મંદિરમાં આવી શયતાનિયત સભર ભરી હશે? તમને મારી મશ્કરી સૂઝે છે? તમને મારા ધણીની મશ્કરી સૂઝે છે? કરો! તમારે જોઈએ એટલી મશ્કરી કરો. તમે પેટ પકડીને અમારી કંગાલિયત ઉપર—અમારી બદકિસ્મતી ઉપર હસો— જોઈએ એટલું હસો! તમારે શી પરવા છે એ જાણવાની કે હું કોણ આંહીં કઈ શ્રદ્ધાથી આવી છું? તમારે શી પડી છે એ જાણવાની કે હું તમને બધાને કેવા માનીને મારા બાપનું ભર્યું ઘર છોડીને આ ઝૂંપડીમાં રહેવા આવી છું? તમારે શી પડી છે એ જાણવાની કે હું તમને સહુને કેવા ભાઈઓ માનીને મારા કુટુંબને તજીને અહીં આ અપંગ માનવી પાસે આવી હતી? ભલે! ઈશ્વરે મને દગો દીધો છે, તો પછી ભાઈઓ ઊઠીને બહેનને દગો દે, તો એમાં અચરજ શું? તમે બધા તમારા શરીરની તાજગીમાં મસ્ત છો. તમને અપંગના ઉપર હસવું જ આવે છે? તમારી બહેનદીકરીઓ સુખસાહ્યબીમાં છે એટલે તમને મારી મશ્કરી કરવાનું જ સૂઝે ને!'

'ભાઈ! બહેન!' એક રૂખડે કહ્યું. 'અમને ખબર નહોતી કે તમને દુઃખ લાગશે.'

'સાચું છે. મને શાનું દુઃખ લાગે ? મને શા માટે દુઃખ લાગે ? મારો ધણી અપંગ હોય, લૂલો હોય, બોબડો હોય એને મારો ભાઈ ઊઠીને ગામને આંગણે નચાવે એમાં મને દુઃખ શું કામ લાગે ? મારે તો તમારી સાથે હસવામાં ભળવું જોઈએ! આ બધા જેમ તમાસો જોવા ઊભા રહ્યા છે એમ મારે પણ તમાસો જોવા જ ઊભું રહેવું જોઈએ, કેમ ખરુંને? ભગવાનનો ભરોસો તો હવે હું હારી છું, પણ આ ગામને પાદર હું મારા અંતરતમ આત્માને સાક્ષી રાખીને કહું છું કે જો મારી વૃત્તિ નિર્મળ હશે, જો મારામાં મારાપણું હશે તો આ ગામને જ પાદર હું મારા ધણીને તમારાં કરતાં સવાયો કરીને ઊભો રાખીશ. આજે તમે બધા એને નચાવો છો; એક દિવસ હું તમને સહુને એની પાસે નચાવીશ!'

ચિતા ઉપરથી કો શબ ઊઠ્યું હોય, કબરમાંથી જેમ કંકાલ ઊઠ્યું હોય એમ અંજની આગળ વધી. કોઈ એના ચહેરા સામે જોઈ શક્યું નહિ; કોઈ એની જ્વાલામુખી સમી આંખો સામે આંખ મિલાવી શક્યું નહિ. એણે દેવીપ્રસાદનો હાથ પકડ્યો.

'ચાલો! મારા સ્વામી! મારા નાથ! ચાલો! મારા આ બધા ભાઈઓની વચમાં તમારે ઊભા રહેવા જેવું જ નથી.'

દેવીપ્રસાદને પણ સમજાયું કે આજે ને અત્યારે જ કાંઈક એવું થઈ ગયું છે કે જ્યારે એણે એક અક્ષર પણ બોલવો નહિ જોઈએ. એ મૂંગો મૂંગો અંજનીની પાછળ પાછળ ચાલી નીકળ્યો.

રૂખડ ટોળી આડો ફર્યો. એણે અંજનીને કહ્યું: 'બહેન, માવડી! અમે માણસ છીએ, અબૂધ છીએ, અમારામાં ઝાઝી નજરપહોંચ પણ ન હોય; પણ જો તારા દિલને જરાય શાતા વળતી હોય તો હું આંહીં તારી સામે નાચું!'

'મને જવા દો. મહેરબાની કરીને જવા દો!'

'કોની મજાલ છે આ ગામમાં મારી માવડી, તારો મારગ રોકવાની? તું કહે છે કે મુંબઈ જેવડા મોટા શહેરમાંથી તારા બાપના ભર્યાં ઘરમાંથી તું આ ગામમાં અમને ભાઈ માનીને આવી છોને? તું અમારી બહેન! સાતવાર બહેન! જે દી આ ભાઈનું કામ પડે તે દી કાળી રાતે બોલાવજે!'

રૂખડ કોળીમાં પરિવર્તન થયેલું જોઈ અંજની ચમકી. સૌ કોઈ સ્તબ્ધ બની ઊભા રહ્યા. અંજની એક પણ શબ્દ બોલ્યા વગર 'મારે જદુરામ મહારાજનું કામ છે; ઘેર મોકલશો, ભાઈ?' એમ રૂખડ કોળીને કહી પોતાની ઝૂંપડીએ દેવીપ્રસાદ સાથે ચાલી નીકળી.

અને સૌ કોઈ અનિમિષ નેત્રે બન્નેને જતાં જોઈ રહ્યા.

## પ્રકરણ ઓગણીસમું

### જેમાં એક મહાયાનની મજલનો આરંભ થાય છે.

રૂખડ કોળી હતો તો ગામનો ઉતાર, એના જેવો માથાભારે માણસ મોહનપુર ગામને ટીંબે બીજો કોઈ ન હતો. ગામના ગરાસિયા પણ એના નામથી રાડ પાડી જતા. ગામના જમાદારો ને હવાલદારો પણ એને પજવવા કરતાં રીઝવવામાં વધારે સુખસગવડ જોતા.

એવા માણસને પણ જ્યારે અંજનીએ ભાઈ કહ્યો ત્યારે એને પોરસ ચડ્યો. દરેક માનવીના મનમાં કાંઈ ને કાંઈ કદરની ભૂખ રહેલી છે અને સામાજિક સંસ્કાર અને સહકારનાં બીજ પણ એ જ ભૂખમાં રહ્યાં છે. એક ઊંચ વર્ણની ને દુર્દૈવથી શાપિત થયેલી ભણેલીગણેલી ને સુંદર છોકરીએ પોતાને—રૂખડને—રૂખડાને—બદસૂરત કોળીને ભાઈ કહ્યો! રૂખડને લાગ્યું કે આસમાન નીચે ઊતર્યું છે. રૂખડને આત્મશ્રદ્ધા આવી કે પોતે પણ ઇન્સાન તો છે જ. એના પગમાં પવનનો વેગ આવ્યો અને એ દોડ્યો.

પરંતુ રૂખડની દોડ નકામી નીવડી! જદુરામ મહારાજ ઘેર હતા નહિ. 'બે જોડ કપડાં લઈને ક્યાંક ચાલ્યા ગયા છે.' ક્યાં ગયા છે એની કોઈને ખબર ન હતી, ક્યારે આવશે એની કોઈને ખબર ન હતી; હા, એક વાત હતી—મહારાજ જ્યાં ત્યાં પણ પરગામ ગયા હશે; કેમકે પોતાની પાછળ મંદિરના દેવની પૂજા કરવાની પોતાના પુત્ર શામળને ભલામણ કરતા ગયા છે.

રૂખડ જ્યારે આ સમાચાર લઈને અંજનીને ત્યાં ગયો ત્યારે અંજની પોતાનો ઘરસામાન વચમાં જમા કરતી હતી. ગણ્યાંગાંઠ્યાં ચાર પાંચ વાસણ એણે જુદાં રાખ્યાં હતાં, ગણ્યુંગાંઠ્યું પાગરણ એણે જુદું તાર્વ્યું હતું; બાકીના તમામનો એણે ઢગલો કર્યો હતો.

'બેન! બા!' રૂખડે આવતાંવેંત કહ્યું. 'મહારાજ તો ઘેર નથી. ક્યાંક પરગામ ગયા છે.'

'પરગામ ગયા છે? મહારાજે પણ મને દગો દીધો!' અંજની ભોંય પર કપાળે હાથ મૂકીને બેઠી.

'શું છે બેન! શાનો દગો દીધો?'

'મારે આ બધી ઘરવખરી હરરાજ કરી નાંખવી છે. મને મનમાં હતું કે મહારાજ એ બધું કરાવી દેશે; ને મહારાજ તો ચાલ્યા ગયા.'

'ઘરવખરી હરરાજ કરવી છે? શું કામ?'

'મારે આ ગામ છોડીને ચાલ્યા જવું છે. મારે પૈસા જોઈએ છે.'

'મારી બેન! આ આખા ગામમાંથી તેં મને રૂખડાને ભાઈ કહ્યો છે ને? હવે કોની મજાલ છે કે કોઈ તને કે દેવલાને સતાવી શકે? પણ તું શું કામ ગામ છોડી જાય છે?'

'મારે હવે આંહીં નથી રહેવું.'

'તારા બાપને ઘેર જવું છે?'

'મારા બાપને ઘેર મને ઊભવાનીયે જગ્યા નથી. મારે માટે ક્યાંય જગ્યા નથી! મારે જવું છે. ભાઈ! તમે મને આ મારો સામાન હરરાજ કરાવી દો.'

'તારે કેટલા પૈસા જોઈએ છે?'

'મારા નસીબમાં હોય એટલા!'

'તને અહીં કેમેય ગોઠે એમ જ નથી?'

'ના.'

'કોઈ દિવસ પાછી આવીશ?'

'ભગવાન જાણે! મારો ધણી સારો થશે તો આવીશ, નહિતર નહિ આવું?'

'તો બેન! આ ઘરમાં તારો સામાન ભરીને જા. જે દિવસ તું આવીશ તે દિવસ તારો સામાન ને તારું ઝૂંપડું તને ભળાવી દઇશ.'

'ભાઈ!'

'બેન! અમે ગામડાનાં ભૂતે તને કોચવીને અહીંથી કાઢી. તને હું શી રીતે કહું કે તું આંહીં રોકાઈ જા!'

'કાંઈ નહિ. મારે જવું જ છે. મને આ ઘર, આ ગામ જીવતી ઘોર જેવું લાગે છે. તમને મારી કોઈ લાગણી હોય તો મારો આટલો સામાન વેચાવી દો.'

એક શબ્દ બોલ્યા સિવાય રૂખડ પાછો ફરી ગયો. નિશ્ચયપૂર્વક વાત કરતી ને ગામથી સદંતર ત્રાસી ઊઠેલી આ ભણેલી છોકરીને શું કહેવું એની એને સમજ ના પડી!

રૂખડે ઘેર જઈને ઘરમાંથી થોડી ચીજ–વસ્તુ કાઢી, ને લઈને પરબત શેઠને ત્યાં મૂકી પૈસા લઈને એણે અંજનીને આપ્યા.

'બેન! તું જ્યારે પણ પાછી આવીશ, ત્યારે તારું આ ઝૂંપડું ને તારો આ સામાન તને પાછો આપીશ.' અને રૂખડ ત્યાં ઊભો રહી ના શક્યો.

અને જ્યારે આખા ગામે વાત જાણી કે એક અપંગ ધણીની સોજી વહુ—રામભાઈ માસ્તર જેવા પ્રભુના ઘરના માણસના દીકરાની વહુ—ગામના મોહનભાઈની દીકરી—ગામથી ત્રાસીને, ગામ છોડીને, ઘરવખરી હરરાજ કરીને ચાલી જાય છે, ત્યારે એ નાનકડા ગામમાં અરેરાટી છૂટી ગઈ. નાની મોટી બાબતોમાં ગુનેગાર ઘણા હતા એટલે

સૌનાં મોઢાં ઉપર શાહી ઢળી ગઈ. ' આપણું તે ગામ છે કાંઈ ગામ? ઢેડવાડોય એથી સારો હોય. માણસ બેવડી દિલ્લગી કરે, પણ એક જુવાન બાઈમાણસને ગામ છોડીને—ઘરબાર હરરાજ કરીને ભાગવું પડે એવી તે કાંઈ મજાક હોય? ફટ છે આ ગામને!'

અને પછી જદુરામ મહારાજનો બ્રાહ્મણ પુત્ર શામળજી ઘરની બહાર નીકળ્યો; ઊભી બજારે ને ઊભે માર્ગે ધૂંધળી આગસમો નીકળ્યો: ' આ ગામમાં હવે સારા માણસને રહેવા જેવું નથી રહ્યું. શું બ્રાહ્મણ, શું વાણિયા કે શું રજપૂત, શું કોળી કે શું કણબી હવે કોઈ અસલી બુંદના રહ્યા નથી. તરગાળાનું કામ છે તરગાળાનું! જુઓ તો ખરા! કોઈ કાળે સાંભળ્યું પણ નહોતું એવું નજરે જોવું પડે છે. ગામની દીકરી આજ ગામથી ત્રાસીને ગામ છોડીને જાય છે! ધિક્કાર છે આ ગામને! ધિક્કાર છે આ ગામની વસ્તીને! ધિક્કાર છે! ધિક્કાર છે! આ ગામમાં કોઈ પુરુષ રહેતા જ નથી. વાઘ ને વરુ, દીપડા ને કૂતરાં ને બિલાડાં જ રહે છે.'

માથે મોટાં મેકર મૂકનારા ને માથે મોટા ફેંટા બાંધનારા, ગળે કંઠી બાંધનારા ને પગમાં પંપશુઝ પહેરનારા—તમામ શામળજીનો આ ભભૂકતો પ્રકોપ સાંભળી રહ્યા.

ઘડી બે ઘડી તો ગામમાં સાચા માણસનું જાણે રાજ્ય સ્થપાયું. જેણે જેણે ખાનગીમાં કે જાહેરમાં અંજની કે દેવીપ્રસાદની જરા સરખીયે મજાક કરી હતી એ સૌ કોઈ બહાર નીકળ્યું.

જેટલા બહાર નીકળ્યા એટલા જ્યારે અંજનીના ઝૂંપડાં પાસે આવ્યા ત્યારે એમણે ઝૂંપડું સાવ ઉઘાડું જોયું. ઝૂપડાંની વચમાં એનાં દાંપત્ય જીવનની વિષમ કરુણતાના પૂંજસમો જીર્ણશીર્ણ ઘરવખરીનો ઢગલો જોયો.

' હાલો સ્ટેશને! હાલો સ્ટેશને!' શામળજીએ બૂમ પાડી. ' ગામને શાપ આપીને જતી એ ગામની દીકરીને પાછી વાળો. એને

જવું હોય તો એની કકળતી આંતરડી ઠારીને એને વિદાય આપો.'

એ સાંભળી સૌ દોડ્યા—દોડાય એટલું દોડ્યા. 'પાછી વાળો, ગામની દીકરીને કોઈ પાછી વાળો.'

અને જ્યારે એઓ દોડતા સ્ટેશને પહોંચ્યા ત્યારે દૂર દૂર દોડી જતી આગગાડીના એમને ધુમાડા માત્ર દેખાયા.

કો આપ્તજનના શબને બાળીને ડાઘુઓ સ્મશાનેથી પાછા આવે તેમ તેઓ બધા સ્ટેશનેથી પાછા આવ્યા. જ્યારે તેઓ પાછા આવ્યા ત્યારે ઝૂંપડીને તાળું હતું અને એના બારણા ઉપર કોલસાના અક્ષરે આવા અર્થનું લખ્યું હતું:

'આ રૂખડ કોળીની બહેનનું ઘર છે. જેને જીવ વહાલો હોય તે ભૂલેચૂકે આને હાથ લગાડે નહિ.'

## પ્રકરણ વીસમું

### જેમાં જદુરામ મહારાજ ક્યાં ગયા છે એ સમજાય છે

જદુરામ મહારાજ જે ગાડીમાં જઈ રહ્યા હતા એ ગાડી અંજનીથી સામી દિશાએ જતી હતી. એ ગાડી મુંબઈ તરફ પૂરવેગથી ધસી રહી હતી.

મુંબઈ આવ્યું ને જદુરામ મહારાજ ગાડીમાંથી ઊતર્યા. પૂછતા પૂછતા, ભૂલા પડતા, રસ્તો શોધતા, વાહનોના વ્યવહારથી ભડકતા, માણસોની ભીડમાં ધક્કા ખાતા ખાતા મહારાજ જેમ તેમ કરીને પણ મોહનભાઈને બંગલે પહોંચ્યા ખરા.

મહાલક્ષ્મીએ જદુરામ મહારાજને જોયા અને એને એનું મહિયર આવ્યું હોય એટલો આનંદ થયો.

'અરે મહારાજ! તમે આંહીં ક્યાંથી ભૂલા પડ્યા?'

'ભૂલો તો બહુ પડ્યો બાપ, તમારા આ મુંબઈમાં! પણ માંડ માંડ ઘેર પહોંચ્યો છું.'

'ભલે આવ્યા. કપડાં ઉતારો, બેસો.'

જદુરામ મહારાજ ખાટ ઉપર બેઠા. ખાટની ઉપર એમણે પાઘડી મૂકી; પોતાનું પોટકું મૂક્યું. 'ચોખ્ખું પાણી તો ક્યાંથી હોય તમારે ત્યાં?'

'અરે, મુંબઈમાં તો નળમાંથી પાણી આવે!' લીલાએ જવાબ આપ્યો.

'આ બહેન કોણ?'

'તમે ન ઓળખી કે? એ લીલા—મારી બીજી દીકરી.'

'બહુ મોટી થઈ ગઈ તું તો!' મહારાજે લીલાને કહ્યું.

'સદાકાળ તે કાંઈ નાનાં રહે? એ તો નાનાંમાંથી મોટાં થાય ને મોટાં થઈ પાંખ કરીને ઊડી જાય. દીકરી ને પોપટી બેય થોડાં દીનનાં મહેમાન?' મહાલક્ષ્મીએ કહ્યું.

લીલા પ્યાલામાં પાણી ભરીને લાવી: 'લો, ચોખ્ખું છે હો!'

'તારા હાથનું પાણી ચોખ્ખું જ હોય.'

'કેમ મહારાજ! ગામમાં છે તો બધાં સાજાંસારાં ને?' મહાલક્ષ્મી ગામનું નામ લેતી ન હતી; કેમકે ગામનું નામ લેતા ધણીનું નામ લેવાઈ જાય; પણ જ્યારે મહાલક્ષ્મી 'ગામ' કહે ત્યારે સમજી જ લેવાનું કે એ ગામ તે મોહનપુર જ—બીજું નહિ. મહાલક્ષ્મીને મન હિન્દુસ્તાનભરમાં એ એક જ ગામ હતું. બાકી બધું પરગામ—પરદેશ—હતું.

'બધા મજામાં છે.'

'મારી બહેન શું કરે છે?' લીલાએ પૂછ્યું. મહાલક્ષ્મી લીલા સામે જોઈને ચૂપ રહી. એ જોઈને લીલા તાડૂકી ઊઠી: 'તું એમ બાપુજીથી ડરી જઈને દીકરીના ખબર ન પૂછે એટલે હું પણ મારી બહેનના ખબર ન પૂછું કે?'

મહાલક્ષ્માએ લીલાને કાંઈ જવાબ ન આપ્યો. જદુરામ મહારાજ મા ને દીકરી સામે જોઈ રહ્યા.

લીલાએ કહ્યું: 'મહારાજ! એમ તમે જરાયે મૂંઝાશો મા. મારા બાપુજી અંજનીના બીજે ઠેકાણે લગ્ન કરતા હતા એ અંજનીને ના ગમ્યું, એટલે જેની સાથે પહેલું વેવિશાળ થયું હતું ત્યાં મારી બહેન ચાલી ગઈ. એમાં રોષે ભરાઈને બાપુજીએ અમને અંજનીનું ઘરમાં

નામસરખુંયે લેવાની મનાઈ કરી છે. પણ એમ બહેનના સમાચાર પણ પુછાય નહિ એ ન્યાય ક્યાંનો? અંજની હતી તો મૂરખ. કમાતો, ધમાતો, ભણેલો, ગણેલો ને સમજદાર વર બાપુજીએ શોધ્યો હતો. એને બાપુજી ઘેર તેડી લાવ્યા—અમને બતાવવા. એ જ રાતે અંજની ધર્મની પૂંછડી પકડીને નાસી ગઈ. એ તો મૂરખ હોય કે ગમે તેમ હોય, પણ છે તો મારી બહેન. શા માટે એના સમાચાર ન પુછાય?'

જહુરામ મહારાજ મુંબઈમાં એક શંકાનું સમાધાન માગતા હતા—અંજનીએ બાપનું ઘર છોડયું શા માટે? મનના એક અંધારા ખૂણામાં એમના મનમાં શંકા હતી કે અંજનીથી કાંઈક ભૂલ તો નહિ થઈ હોયને? એમને લીલાના આ ઉકળાટમાંથી જ તેનો જવાબ મળી ગયો.

'અંજનીબહેન બહુ મજામાં છે.' જહુરામ મહારાજના મનમાં તો કહેવાનું મન થયું કે માથે પડયું અંજની સાવધાનીથી વેઠે છે, પણ હવે એ બધી વાતો આંકી કરીને શો સાર? છતાં એમનાથી એક માહિતી આપ્યા સિવાય ના રહેવાયું: 'એનો વર અપંગ ને અર્ધાંગ છે એ તમને ખબર હશે!'

'હેં?' મહાલક્ષ્મીના મુખમાંથી ચીસ નીકળી ગઈ. 'ક્યારથી?'

'વર્ષોથી?'

'લગ્ન પછી કે પહેલાં?'

'પહેલાંથી?'

'અરરર!' મહાલક્ષ્મીનો ચહેરો ઉજ્જડ થઈ ગયો. એને આવો ખ્યાલ પણ ન હતો, ખબર પણ ન હતી. અરેરે, છોકરીએ શું સામે ચાલીને શૂળી ખાધી?

લીલાના કંઠમાંથી કાળી ચીસ નીકળી ગઈ: 'અપંગ! અર્ધાંગ!'

'અંજનીબહેન રળે છે ને ધણીને પોષે છે. ઘરના હાલ તો તમે જાણો છો!'

મહાલક્ષ્મી અવાક્ બેસી રહી. એની આંખમાંથી આંસુ નીકળી ગયાં.

લીલા ઊભી થઈ ગઈ, એની માની સામે બેસી ગઈ અને વીંછીના ડંખ જેવા શબ્દે તડૂકી ઊઠી: 'આ તારો ધર્મ—જેને નામે તેં રોજ રોજ કાનમાં ઝેરનાં ટીપાં રેડીને મારી બહેનને જીવતી આગમાં ઓરાવા દીધી!'

'લીલા! બહેન!' જદુરામ મહારાજ બોલ્યા.

'મહારાજ! શું સમજો તમે? પૂછો મારી માને? એના ચહેરા સામે જુઓ. આજ એને એના ભગતડાવેડાના કાંઈ ડંખ લાગે છે ને? રોજ રોજ સવારે ઊઠીને માળા લઈને–ફેરવીને ભગતાણી બનાવી દીધી મારી બહેનને! વહોરાભાઈના નાડાં જેવું ધરમનું પૂછડું પકડાવી દીધું હતું એને! એક વાર જીભ કચરાઈ, પછી જેવો હોય તેવો પણ જિંદગીભરનો સ્વામી એક, એમ શીખવી શીખવીને મારી બહેનનું માથું ભમાવી દીધું હતું! એ મારી મા છે, પણ... પણ .... મહારાજ! મને લઈ જાઓ મારી બહેનની પાસે. હું એને ઓળખું છું. હું જાણું છું. એ કોમળ છે. એનાથી આ ભયંકરતા નહિ જીરવાય. વહેલી વહેલી એ મોતે કે કમોતે મરશે. મને એનું દુખિયારું મોઢું જોવા દો.'

'લીલા! લીલા!' મહાલક્ષ્મીથી ન સહેવાતું હોય એમ એનો અવાજ આર્જવભર્યો થયો.

'બા, હમણાં તું કાંઈ બોલીશ મા, નહિતર મારાથી કાંઈ બોલાઈ જવાશે. મારા બાપુજી આવે ત્યારે હું એમને કહીશ. શા માટે નહિ કહું? હું આજ ને આજ મારી બહેનની પાસે જઈશ, જઈશ ને જઈશ. ને મારા બાપુજી જો ના પાડશે તો તું માની લેજે કે જેમ તારી એક દીકરી મરી ગઈ તેમ બીજી પણ મરી ગઈ છે.'

ઉકળાટ શમ્યો ત્યારે જદુરામ મહારાજે ગામની વાત કહેવા માંડી. કેવી રીતે અંજની મોહનપુર ગામ આવી, કેવી રીતે એણે રામભાઈનો અંતકાળ સાચવ્યો, કેવી રીતે એના હાથમાં રામભાઈએ દેવીપ્રસાદનો હાથ મૂક્યો, એ બધી વાત જદુરામ મહારાજે વિગતે કરી. પોતે દેવીપ્રસાદ સાથે એનાં લગ્ન કરાવી આપ્યા પછી અંજની એ ગામમાં કેવી રીતે રહી, કેવી રીતે ગામનાં દળણાં દળીને, ગામનાં મરચાં ને બજર ખાંડીને, રળીને પોતાના અર્ધાંગ અપંગ ને ગરીબ ધણીને સાચવી રહી છે એનું જદુરામ મહારાજે બ્યાન કર્યું.

અને એ બ્યાન સાંભળીને લીલાના અંતરમાં કાળઝાળ વરાળ ઊઠી. મહાલક્ષ્મીના મોઢામાંથી અરેરાટી છૂટી ગઈ. શું કરવી છે આ સાહ્યબીને, શું કરવી છે આ દોલતને—જો પેટની જણી છોકરીને આવી કપરી કસોટીમાંથી પસાર થવું પડતું હોય !

પરંતુ એ મનોવેદના આટલેથી પૂરી થતી ન હતી. જ્યારે જદુરામ મહારાજે હજી પણ આગળ વાત કહેવા માંડી, ત્યારે તો મહાલક્ષ્મીની છાતી જાણે તૂટવા માંડી અને લીલાની આંખમાં રહેલા આંસુમાં જાણે અગ્નિ પ્રજળવા માંડ્યો. ગામના લોકો કંઈ કંઈ વાતો કરે છે, કંઈ કંઈ તરંગો કરે છે, અંજનીની પાછલી જુવાનીમાં કંઈ કંઈ ડાઘ દેખવા મથે છે, અને કંઈક મતલબી ને ફરેબી લોકો એ કલ્પિત ડાઘ ઉપર મેલી મુરાદોની મહેલાત ચણીને કંઈ કંઈ નિમિત્ત ઊભાં કરે છે. આંકડે જ્યારે મધ વળગેલું હોય છે ત્યારે તો કોઈનીયે દાનત સાફ નથી રહેતી. સહુને એ મધને પચાવી પાડવાના મનોરથ થાય છે. ગામ લોકમાંથી કંઈએ ગરાસિયાઓને ને રખડેલોને અંજની આંકડે વળગેલી મધ સમી લાગે છે; અને એમનો છાનો અને અછાનો ત્રાસ અંજનીને, ન સમજાવાય, ન કહેવાય, ન જીરવાય એવા મૂંગા ભારથી સતાવી રહ્યો છે.

વૃદ્ધ જદુરામનો ખોખરો અવાજ એની ફકીર જેવી ભૂખરી

'હું આજ રાતની ગાડીમાં બહારગામ જઉં છું અને લીલા સાથે આવે છે.'

'તે એવડી શી ધાડ મારવા જવું છે કે આમ ઉતાવળા લબાચા મારીને ચાલી નીકળવું છે? પૂરી તૈયારી કરીને કાલ સવારે જ જવું હતું ને!'

'હું આજ રાતે જ જવાની છું અને તમને બોલાવ્યા છે એ માટે કે હું અંજની પાસે જઉં છું.'

'વળી શું ભૂત ભરાયું? મેં નથી કહ્યું તમને એકવાર કે એ છોકરીનું નામ મારી આગળ તમારે ન દેવું? એ નાદાન છોકરીની વાત સાંભળવા માટે તમે મને મારી ધંધાદારી જરૂરી વાતમાં વિક્ષેપ પાડ્યો!'

'પિતાજી!' લીલાએ કહ્યું. 'પિતાજી! મારી બા કે હું કાંઈ તમારાં ખરીદેલાં ગુલામ નથી કે તમે કહો એટલું જ બોલીએ ને તમે પાઓ એટલું પાણી પીઈએ. મારી બહેનનું નામ આ ઘરમાં ન લઈ શકાવાનું કાંઈ કારણ? તમે મારા પિતા છો તો એ મારી મોટી બહેન છે. તમારી સાથે અમે રોજ રોજ રહ્યાં. હવે થોડા સમયને માટે અમે અંજની પાસે જઈએ છીએ.'

મોહનલાલ વિચારમાં પડી ગયા. નક્કી આજ કાંઈક ખાસ બન્યું છે ખરું; એ તો જે હોય તે પણ છોકરી ઊઠીને બાપની સામે તડતડ જવાબ દે એ તો કેમ ચલાવી લેવાય?

'પણ તમે કાંઈ વાત સમજાવશો કે બસ મોંફાટ બોલ્યા જ કરશો? બાકી છોકરી તું સમજી લે કે મારા ઘરમાં તો હું કહીશ તેમ જ થશે. મેં કહ્યું છે કે આ ઘરમાં અંજનીનું નામ નહિ લેવાય, તે બિલકુલ નહિ જ લેવાવું જોઈએ, સમજી?'

લીલા ઉશ્કેરાઈને જવાબ દેવા જતી હતી, એને મહાલક્ષ્મીએ વારી. મહાલક્ષ્મી પોતાનો સામાન બાંધતી હતી, તેણે ઊઠીને મોહન-

ભાઈ સામે આવીને કહ્યું: 'તમે પૂરી વાત સમજ્યા વગર ઊકળો છો શા માટે? પહેલાં તમે લીલાના ને મારા ઉકળાટનું કારણ તો સાંભળો! પછી તમને લાગે કે તમે સાચા છો ને અમે ખોટા છીએ તો જરાયે ઊંચે સાદે ઝઘડયા વગર જ આપણે કયાં જુદાં નથી પડી શકતાં?'

'શું? જુદાં નથી પડી શકતાં? એટલે?' મોહનભાઈને કાંઈ સમજાયું નહિ. પરંતુ આજ સુધી કોઈ દિવસ નહિ સાંભળેલો એવો મહાલક્ષ્મીનો ધીમો પરંતુ નિશ્ચલ અવાજ એમને અસ્વસ્થ બનાવી રહ્યો.

'જિંદગીભર આપણે કદીયે ઝઘડયાં નથી; ઊંચે સાદે બોલ્યાં નથી. જિંદગીભર તમારી છાયાની જેમ હું જીવી છું ને એમ જીવવામાં મેં મારો ધર્મ માન્યો છે ને મજા માની છે. આજ મને સૂઝયું છે કે મારે હવે મારી પુત્રીની બાજુમાં રહેવું જોઈએ. અને એમ રહેવા માટે તમારાથી જુદાં પડી જવું પડતું હોય તોપણ એ જોખમ ઉઠાવવું જોઈએ. મારી વાત તમે સાંભળો, પછી તમને યોગ્ય લાગે એમ કરજો!'

એક પણ શબ્દ બોલ્યા સિવાય કેવળ મા અને દીકરીના ચહેરા સામે વારાફરતી જોતા મોહનભાઈ ખાટ ઉપર બેઠા: 'ઓ...હ... ઓ...હ!'

'લીલા! તું જા.' મહાલક્ષ્મીએ કહ્યું.

'ના, હું નહિ જઉં. તું વાત પૂરી ન કરી શકે તો હું વાત પૂરી કરીશ!'

'તું જા બેટા! બધી તૈયારી કર. મને તારા બાપની સાથે એકલી રહેવા દે!'

'તો તો બાપુજી તને સમજાવી લેશે, દબાવી દેશે, ફોસલાવી લેશે.'

'તું ચિંતા ન કર; મને હવે અંજની પાસે જતાં કોઈ નહિ રોકી શકે—નહિ રોકી શકે તારા બાપુજી કે નહિ રોકી શકે મારો પતિ!'

લીલા ગઈ; મહાલક્ષ્મીએ મોહનભાઈને ઉદ્દેશીને કહેવા માંડ્યું.

'વહાલા! મેં આજ સુધી મારી પહેલા ખોળાની પુત્રી માટે તમારી આજ્ઞા માની; દિલ દુભાતું હતું છતાં તમારા શબ્દમાં આજ્ઞા વાંચી; ચિત્ત પુત્રી તરફ દોડતું હતું છતાં સ્વામીના પગમાં ઝુકાવી રાખ્યું; પણ આજ મેં એવી વાતો સાંભળી છે કે મારું અંતર વલોવાઈ ગયું છે. આટલા વરસના તમારા તરફ એકરાગી વફાદારી-ભર્યા જીવન પછી આજ મારી સામે પસંદગીની ઘડી આવી છે કે, જો હું મારા પતિ અને મારી પુત્રી બન્નેને સાચવી ના શકું તો મારે બેમાંથી કોની પાસે જવું? મારા સ્વામી! મારી વાત સાંભળો! મને એવી કસોટીમાં ન મૂકો.'

મહાલક્ષ્મીની વાતચીતનો રંગઢંગ જ આજ કાંઈ ન્યારો હતો. એમને એક વાત સમજાઈ ગઈ તો અચૂક—એ વાત એ કે જીવનભર કેવળ પતિની જીભ, પતિની છાતી ને પતિના પગમાં જ રહેનારી મહાલક્ષ્મી આજ પલટાઈ ગઈ છે. આજ એની સામે એક ગંભીર સાંસારિક સમસ્યા ઊભી થઈ છે કે જ્યાં એ કેવળ પોતાના પતિત્વ ઉપર, સ્વામિત્વ ઉપર કે પુરુષત્વ ઉપર સહારો રાખી શકશે નહિ. આથી ધીમેથી તેમણે કહ્યું.

'તારે મને જે કહેવું હોય તે ખુશીથી કહે.'

અને પછી મહાલક્ષ્મીએ ખાટની પાસે નીચે બેસીને પતિના ખોળામાં માથું નાંખીને જદુરામ મહારાજે કહેલી વાતો એક પછી એક ધીમે ને ભારે સાદે મોહનલાલને સંભળાવવા માંડી.

આખરે એની વાત પૂરી થઈ અને પૂરી કર્યા પછી મહાલક્ષ્મી મોહનભાઈના ખોળામાં માથું નાંખીને પડી રહી.

'તારે હવે અંજની પાસે જવું છે?'

મહાલક્ષ્મીએ માથું ધુણાવ્યું.

મોહનભાઈએ બે હાથે મહાલક્ષ્મીનું આંસુથી ધોવાયેલું મોં ઊંચું કર્યું: 'તો હું પણ આવું છું.'

'તમે ?' મહાલક્ષ્મીનો ચહેરો ગ્રહણથી મુક્ત બનેલા ચંદ્ર જેવો ખીલી ઊઠ્યો. 'તમે આવશો ?'

'ગાંડી! તું મને છોડવાને તૈયાર હો તોપણ હું તને છોડવા તૈયાર નથી !'

'ઓ મારા નાથ !' કહી મહાલક્ષ્મીએ પોતાના મોંને પતિના ખોળામાં વધુ છુપાવ્યું.

ખાઈપી પરવારીને જરઠ જદુરામ મહારાજ મહાલક્ષ્મી પાસે આવતો હતો. બારણામાં પગ મૂકતાં જ એ થંભી ગયો. આધેડ છતાં એકબીજાને વહાલ કરતાં બે મોઢાં એટલાં બધાં તો સમાન્તરે નજીક હતાં કે એ ત્યાંથી પાછો ફરી ગયો.

## પ્રકરણ એકવીસમું

### જેમાં પશ્ચાત્તાપ મોડો હોવાનું ઘણાને ઘણી રીતે સમજાય છે.

મોહનપુરને નાને સ્ટેશને જ્યારે ગાડી ઊભી હતી ત્યારે સ્ટેશન ઉપર ભારે ધમાલ મચી રહી. હાથમાં જ 'લાઈન ક્લીયર'નું કાગળિયું પકડી રાખીને નાના સ્ટેશનના વાતશોખીન ઠીંગણાં સ્ટેશન માસ્તર તનમનરામ સેકન્ડ ક્લાસના ડબ્બા પાસે ઊભા હતા.

'આવો, આવો, મોહનભાઈ શેઠ!' એણે સત્કાર કર્યો. 'અરે હમીર!' એમણે એક સાંધાવાળાને સાદ કર્યો. 'શેઠ સાહેબનો સામાન લઈ લે અને રેંકડીમાં ભરી લે. બહાર બે સારી ગાડી રખાવજે.'

નાના સ્ટેશન ઉપર કાંઈક કામે ને કાંઈ કામ વગર આવેલા થોડા ઘણા ગામજનો જરા દૂર ટોળે વળીને ઊભા ઊભા કુતૂહલથી જોઈ રહ્યા. ગાડીમાંથી જદુરામ મહારાજ ઊતર્યો, પછી મોહનભાઈ ઊતર્યા, પછી મહાલક્ષ્મી ઊતરી, પછી લીલા ઊતરી, પાછળ બે નોકર ઊતર્યા; અને પછી બેડીંગો-બૅગોનો રેંકડીમાં ઢગલો ખડકાવા માંડ્યો.

સામાનને પાછળ લાવવાનું ઠરાવી નોકરોને સામાન સાથે રાખીને એક ગાડીમાં મોહનભાઈ, મહાલક્ષ્મી, લીલા ને જદુરામ મહારાજ ગામમાં હંકારી ગયાં.

ગાડી સીધી અંજનીના ઘર તરફ લેવરાવી.

'બા! જો બહેનને જોઈને પાછી રોવા માંડતી નહિ હો.'

'નહિ શેઠ ! પણ હેં મહારાજ ! મારી છોકરી દૂબળી પડી ગઈ છે કે ?'

'ના, ખાસ તો નથી.'

મોહનભાઈ કશું બોલતા ન હતા. દેવીપ્રસાદના ખ્યાલથી એ કેવળ મનમાં ને મનમાં ધ્રૂજી ઊઠ્યા હતા.

'આ દેખાય એ અંજનીબહેનનું ઘર !' જદુરામ મહારાજે વાંકમાં જરા દૂર દેખાતી ઝૂંપડી બતાવી.

'જોજો હો બા ! હમણાં મોટી બહેન દોડતી આવશે. આપણને જોઈને એ કેવી હરખાશે ?'

મહાલક્ષ્મીએ જવાબ ન દીધો; પણ એની આંખો જાણે ઝૂંપડીને નજીક ખેંચી લાવવા મથી રહી.

ઝૂંપડીની પાછળથી ગાડી આગળના ભાગમાં આવીને ઊભી; અને . . . . . ઝૂંપડી બંધ હતી !

'આંહીં તો તાળું છે. બહેન ક્યાં હશે ?'

ગાડીવાળાએ કહ્યું: 'તમારે આ ઘેર આવવું હતું એનો મને ખ્યાલ નહિ, નહિતર સ્ટેશને જ તમને કહી દેત !'

'શું ?'

'દેવલો ને એની વહુ તો ગામના ત્રાસથી ગામ છોડીને કે'દીના ચાલ્યાં ગયાં છે !'

મહાલક્ષ્મી ને મોહનભાઈ એકબીજાની સામે તાકી રહ્યા.

'ચાર દી થયા એને તો. બાઈ ભારે સમજુ, ભારે સોજી, સાત ભવ પૂણ્ય કર્યાં હોય તો પેટ અવતાર મળવા મળે એવી. પણ ગામ તે ગામ ! બાઈથી ગામમાં પગ મુકાય એવું ગામે ન રહેવા દીધું. આખરે ત્રાસીને બાઈ ઘરની ઘરવખરી મૂકીને ચાલી ગઈ.'

'અને દેવીપ્રસાદ ?'

'એને સાથે લઈ ગઈ ! ધણી તે શાનો ? ચૂંદડીનાં આળ જેટલો ધણી. પણ બાઈ ઉમરમાં તો સાવ કાચી બાળ; પણ... પણ વધારે તો શું કહું ભાઈ, મારે પેટ એવી દીકરી પડી હોયને તો બોતેર પેઢી તરી જાય ! તે તમારે કાંઈ સગી થાય ?'

આ સાંભળતાં મહાલક્ષ્મીની આંખમાંથી દડદડ આંસુ પડવા લાગ્યા.

'એમ રડીશ ના ! પાતાળમાંથી પણ એને ખોળી કાઢીશું.' મોહનભાઈ કર્કશ અવાજે બોલ્યા.

'હું તો આંહીં જ રહીશ અને ગમે ત્યાંથી એનો પત્તો મેળવીશ.'

'ભલે ! મહારાજ ! આંહીં ક્યાંય ધર્મશાળા છે કે ?'

'મારે ક્યાંય નથી જવું. આ ઘરમાં જ રહેવું છે. મને મારી દીકરી પાછી લાવી આપો !'

'ગાડીવાળા ! આ તાળું તૂટે એમ છે ?"

'તોડી નાંખીએ, એમાં શું ?'

ગાડીવાળાએ પથરો લીધો ને તાળાં ઉપર જોરથી મારવા માંડયો. તાળા ઉપર પડતા ધડાધડ ઘા ચોમેર ગાજી ઊઠયા; અને આસપાસ મૂંગું ને નાનું ટોળું જમા થતું ગયું.

બધાની નજર તૂટવા માંડતાં તાળા ઉપર હતી. ત્યાં પાછળથી કોઈએ આવીને ગાડીવાળાને ગરદનથી ઝીલીને દૂર ફેંકી દીધો. એ રૂખડ કોળી હતો. એના એક હાથમાં જબરી ડાંગ હતી.

'અલ્યા, એ કયો બે માથાંનો છે ?'

'પણ તું અમને રોકનાર કોણ ?' જદુરામે કહ્યું.

'મારી બેનનું ઘર છે. જ્યારે એ ગામ છોડીને ગઈ ત્યારે મેં એને કોલ દીધો છે કે તારા ઘરને ઊની આંચ નહિ આવે.'

'રૂખડ ! જો આ એના બાપ. આ એની મા, આ એની બેન— એ બધાં મુંબઈથી આવ્યાં છે.'

'ચાર દિવસ મોડાં આવ્યાં.'

'એ કયાં ગઈ એની તને કાંઈ ભાળ છે ?'

'અરે ભાળ હોય તો હું જાવા દઉં ? પણ મહારાજ ! આપણા અભાગ્યની વાત છે કે આપણે બધાં મોડાં પડયાં. હુંય ગામ ભેળો હતો ટોળટપ્પાં કરવામાં. મને મોડું મોડું ભાન આવ્યું કે હું એક કળકળતી આંતરડીની કદુવા વહોરી રહ્યો છું. તુંય મહારાજ જાગ્યો, પણ મોડો ! એનાં માબાપને લઈ આવ્યો પણ મોડો પડયો એનો બાપ આવ્યો, મા આવી, બેન આવી, બધાંય આવ્યાં—બધાંય મોડાં આવ્યાં. ને હવે તો એ કોણ જાણે કયે વનવગડે રઝળતી હશે ! કોણ જાણે કયાં કેવી મહેનતમજૂરી કરતી હશે ! કોણ જાણે દેવલો હજીયે કેવી છોકરવાદી કરીને એને દુભવતો હશે ? મહારાજ ! જાગ્યાં તો બધાંય—પણ બધાંય મોડાં થયાં.'

મોહનભાઈ તંગ ચહેરે સાંભળી રહ્યા. મહાલક્ષ્મી તો જાણે સદંતર ઉજ્જડ બની ગઈ હતી. જદુરામ મહારાજે પૂછ્યું: 'તું એને કયારે મળ્યો હતો ?'

'ચાર દિવસ પહેલાં ગઈ તે દિવસે. તે દિવસે મને કહે કે જદુરામ મહારાજને બોલાવી લાવ, પણ મહારાજ તમે કયાંક ચાલ્યા ગયેલા.'

'હું એના માબાપને સમજાવવા ગયો હતો.'

'પછી મને કહે કે મારા ઘરની ઘરવખરી બધી હરરાજ કરાવી દો. મહારાજ ! શું કહું તને ? એ વખતનો એનો અવાજ, એ વખતનો એનો ચહેરો ! જાણે જીવતું મડું. બે આંખો તગતગે—તગતગે—કાંઈ તગતગે . . . જાણે દીવાની બે વાટ સળગતી હોય એવી. મને તો થયું કે પાતાળમાં પેસી જવાતું હોય તો પેસી જઉં.'

'પછી એની ઘરવખરી હરરાજ કરી ?'

'મહારાજ ! અમે ગમાર છીએ, પણ કસાઈ નથી હો. આ એનું ઘર. આ એની ઘરવખરી. જોઉં તો ખરો, આ ગામમાં કોણ એની સામે હાથ લગાડે છે ?'

મહાલક્ષ્મીને અત્યારે દીન દશાનું કોઈ ભાન નહોતું રહ્યું. જીવન-ભર એ સહનશીલ ને શાળી નારીએ પોતાના પતિના પડતા બોલને બ્રહ્મવાક્ય સમો માનીને માથે ચડાવ્યો હતો. જીવનભર એણે એ પરવશતામાં પોતાનો પત્નીધર્મ માન્યો હતો. એ કારણે એણે પોતાની પ્રિયતમ દુહિતાને પણ હૃદયમાંથી ઉખેડી નાંખવાનો પ્રયાસ કર્યો હતો. આજ એના હૃદયમાં માત્ર એક જ શૂલ ભોંકાયા કરતું હતું: 'શું એણે એ વાજબી કર્યું હતું ?' આ ઘડીએ એને પોતાનો પતિ પોતાનાથી દૂર—ઘણે દૂર, કોઈ બીજી જ મતલબની—માનની દુનિયામાં ઘૂમનારો લાગ્યો. સફળ દાંપત્યની પરમ પરા-કાષ્ટા એ છે કે કોઈ પણ એક પક્ષકારની ભૂલથી બન્ને ઉપર ભારે આપત્તિ આવી પડે ત્યારે પણ બન્ને સાથે જ સમાન દુઃખિયા અને સમાન જવાબદાર બનીને ઊભાં રહેવાની વૃત્તિ બતાવે. મહાલક્ષ્મી આજ એ વૃત્તિ બતાવી શકી નહિ. દાબ્યો ન દબાવાય એવો ભાવ એના મનમાં જાગી ચૂક્યો હતો કે જો એણે પોતાના બહુમાની, અને લક્ષ્મીમાની પતિનું કહેવું કબૂલ ના રાખ્યું હોત તો આજ એની વહાલી દીકરીને એક અપંગ પતિનો બોજ ખભે ઉપાડીને વનવગડે આથડવું ન પડત !

મોહનભાઈ વિચારમૂઢ જેવી જ દશામાં એ ઝૂંપડાં જેવાં મકા-નની સામે ઊભા રહ્યા. એમને કાંઈ સૂઝ ન પડી—કાંઈ સમજ ના પડી. પોતાની યોજના ઊંધી વળતાં એમણે સાહજિક રોષમાં કહી દીધું હતું કે અંજનીનું નામસરખું કોઈએ આ ઘરમાં નહિ લેવું. પરંતુ ઈશ્વર સાક્ષી હતો. એના મનમાં કાંઈ કરતાં કાંઈ દ્વેષ ન હતો ! અંજની આટલો બધો પરિતાપ ભોગવે, ભર્યા ગામમાંથી એને હાંકી

કાઢવામાં આવે, એક અપંગ ઢોર જેવા ધણીનો બોજ કાંધે લઈને ગામનાં દળણાં દળીને પેટ ભરે, ત્યારે પણ પોતે કાંઈ ન કરે એવી એમની કોઈ કરતાં કોઈ વૃત્તિ ન હતી!

શું આ કોઈ ભૂરું સ્વપ્ન હતું કે સાચું હતું? શું ખરેખર એની પુત્રી આવાં ભાંગેલાં મકાનમાં રહેતી હતી? શું સાચે જ ગામ લોકોએ એને આવાં ઝૂંપડાં જેવાં મકાનમાં પણ રહેવા નહોતી દીધી? અને શું સાચે જ જ્યારે આ જરઠ બ્રાહ્મણ ને ગામનો કોળી અંજનીના સુખ-સગવડ સારું મરી ફીટવા તૈયાર દેખાતા હતા ત્યારે પોતે એનો બાપ ઊઠીને સદંતર બેપરવા રહ્યો હતો? ઈશ્વર સાક્ષી છે . . .?

પણ ઈશ્વર ક્યાં કદીયે શુભેચ્છા કે નિરિચ્છાની સાક્ષી દેવા આવે છે? એ જુએ છે પણ બોલતો નથી! ને એનાં બાળક માનવીઓ બોલે છે પણ જોતાં નથી. આવા ઈશ્વર ને આવાં માનવીની વચમાં એની છોકરીનું સત્યાનાશ વળી ગયું. અને પોતે બાપે ઊઠીને ન કદીયે વાત પૂછી, ન કદીયે ભાળ કઢાવી—અરેરે બાપને ગુણવાન પુત્રી કરતાં ધનવાન જમાઈ વધારે વહાલો લાગ્યો હતો!

શું મોં બતાવે એ હવે આ ગામને? શું મોં બતાવે એ હવે મહાલક્ષ્મીને! જિંદગીભર એ ભોળી ભામિનીએ એના પડછાયાની જેમ ભમ્યા કર્યું. પોતે, એની પુત્રીને આગમાં ઓરાતી જોઈને ગુમાનમાં, માનમાં, અભિમાનમાં બેઠો રહ્યો!

મહાલક્ષ્મી અને મોહનભાઈ ઉપર અંજનીની વિદાયની જે અસર થઈ એના કરતાં લીલા ઉપર જુદી જ થઈ. મહાલક્ષ્મી ન પોતાની વૃત્તિને વાચા આપી શકી; મોહનભાઈ ન પોતાના મનોભાવને વ્યક્ત કરી શક્યા; પણ લીલા ચૂપ ના રહી.

'મારી બહેન! મારી ભલી ભોળી બહેનને આ ગામમાં ઘર-વાસ પણ ન મળ્યો. સાચું છે. અમારા ધર્મમાં, અમારા સમાજમાં સ્ત્રીને વળી આત્મા કેવો? ફરજ કેવી? ભાવના કહેવી? બાપની

એ તો ગુલામ. બાપની આજ્ઞાને એ ઉલ્લંઘે—પછી બાપની આજ્ઞા ગમે તેવી હોય ને બાપની મુરાદ ગમે તેવી હોય તોપણ—બાપની આજ્ઞાને અવગણે એટલે માણસ માત્ર માણુસાઈ મૂકીને શિકારી કૂતરાની જેમ એને નસાડે, તગડે અને બચકાં ભરવા માગે. મને—મને તો આ સારો ધર્મ, આ સારો શિષ્ટાચાર, આ સારીયે ખાનદાનીનાં તરકટ—બીજું કાંઈ દેખાતું નથી—માત્ર સ્ત્રીઓનો શિકારજ દેખાય છે. પુરુષ જ્યારથી જન્મ્યો છે ત્યારથી સ્ત્રીનો શિકાર કરતો આવ્યો છે. ઈશ્વરે સર્જેલાં એક ભાવનાભર્યાં પ્રાણીને ચૂંથવા, પીંખી નાંખવા, ધૂળમાં રગદોળવાને માટે પુરુષોએ સતીધર્મનાં તરકટ રચ્યાં, ધર્મનાં ફરેબો રચ્યાં, સ્મૃતિઓનાં તીરો બનાવ્યાં—અને આજે મારી બહેનને વનવગડે રઝળવાનો વારો આવ્યો; પણ યાદ રાખજો કે એક દિવસે આ જ ગામમાં, આ જ મકાનમાં, આ જ ગામના લોકોની સામે હું મારી બહેનને સર્વશ્રેષ્ઠ નારી તરીકે સ્થાપીશ અને તમારા સહુની પાસે એના પગ પૂજાવીશ.'

મોહનભાઈ લીલા સામે ઉજ્જડ ચહેરે જોઈ રહ્યા. મહાલક્ષ્મી તો હતચેતન થઈ ગઈ હતી. જદુરામ મહારાજ લીલાના ધૂંધળા બનેલા ચહેરા સામે ફાટી આંખે તાકી રહ્યા. અંજનીના કિસ્સા ઉપરથી લીલાએ ધર્મ ઉપર કરેલો હુમલો એમને વિકૃત લાગ્યો!

પણ રૂખડ કોળીને તો કાંઈ સમજાયું જ નહિ! એ તો એક ને એક બે થાય એ સમજતો હતો. પણ એક ને એક બે થાય એ પહેલાં વચમાં કંઈ કંઈ બની શકે કે નહિ, બન્યું હોવું જોઈએ કે નહિ એનો એને ખ્યાલ પણ ન હતો; એ તો સમજ્યો કે અંજનીનાં માબાપ એની ભાળ લેવા આવ્યાં ને અંજની હાજર નથી! માબાપ ભાળ લેવા શા માટે મોડાં આવ્યાં એ એ સમજતો ન હતો—જાણતો ન હતો; ને હવે એ વાત એને સમજવા, જાણવા જેવી લાગતી ન હતી.

એણે કહ્યું: 'આ ઘર ઉઘાડવું છે કે તમારે બીજે ક્યાંય જવું છે?'

મોહનભાઈના આગમનના સમાચાર ગામમાં પ્રસરી ગયા હતા; એટલે હવે સૌ એક પછી એક આવ્યે જતા હતા. એટલામાં સામાન ભરેલો એક્કો પણ આવ્યો. તેની સાથે પરબતશા પણ આવતા હતા.

'અરે શેઠ! ક્યારે આવ્યા?' કહી પરબતશા મોહનભાઈને ભેટી પડ્યા—જાણે કે કેટલાય વરસનું દબાઈ રહેલું હેત પરબતશામાં ઊભરાઈ જતું હતું. 'અરે, ચિઠ્ઠીપત્રી તો લખવી હતી! અને આમ અહીં ઊતરાય? તમે તો ગામના મહેમાન કહેવાઓ! આમાં તો અમને નાનપ લાગે, શેઠ!'

મોહનભાઈએ ઝૂંપડી સામે જોયું; મહાલક્ષ્મી સામે જોયું. આવ્યા પછી પહેલી જ વાર મહાલક્ષ્મીએ અવાજ કાઢ્યો: 'હું તો આ ઘરમાં જ રહીશ.'

'અરે આંહીં તે તમારા જેવા માણસથી રહેવાય? ગામમાં શું માણસ ખપી ખૂટ્યાં છે, ઘર ખપી ખૂટ્યાં છે કે મહેમાનગતિ ઓસરી ગઈ છે કે તમ જેવાં માણસને વળી આવા ઝૂંપડામાં ઉતારા કરવા પડે?' પરબતશાએ આગ્રહ કર્યો.

'જ્યાં મારી દીકરી રહી શકી, ત્યાં હું એની મા શું કામ ન રહી શકું? મારી દીકરી મને પાછી મળશે નહિ ત્યાંસુધી હું આંહીં—આંહીં જ રહીશ.'

'જે ગામે મારી બહેનને હડધૂત કરી, જે ગામે મારી બહેનને ઉચાળા ભરાવી હાંકી કાઢી, જે ગામે મારી બહેનને એના ઘરબાર લીલામ કરવાની દશા બતાવી, એ ગામની મહેમાનગતિ અમારે નથી જોઈતી. આપ પધારો!' લીલાનો કઠોર અવાજ પરબતશાને તમાચા જેવો લાગ્યો.

રૂખડ કોળીએ તાળું ઉઘાડ્યું અને બધાં અંદર પેઠાં. બહાર લોકોનું ટોળું જમા થયું હતું, પણ કોઈ કાંઈ બોલતું ન હતું. જે છોકરીને તેઓ સતાવતા હતા, જે અપંગ દેવલાની તેઓ ટોળ

કરતા હતા, એમનાં માબાપ ભારે તાલેવાન છે, ભારે લાગવગવાળા છે અને ભારે જોરદાર છે, એ વસ્તુ મૂળથી જ બધા જાણતા તો હતા; પરંતુ એની અર્થગંભીરતા હવે બધાને દેખાવા માંડી હતી!

મોહનભાઈ શેઠ તો ભારે જબરા માણસ છે. એની લાગવગ તો છેક સરકારી કોઠીઓ સુધી છે. એ ધારે તો આખા ગામને એકલે હાથે ત્રાહિ ત્રાહિ પોકારાવી શકે એમ છે. એ ધારે તો ગામના ભલ-ભલા માતેલા મનાતાઓની પાસે નાકલીંટી ખેંચાવી શકે એમ છે. એ જાણશે ત્યારે શું કરશે? સારાયે ગામમાં મૂક અને વ્યગ્ર અસ્વ-સ્થતાનું વાતાવરણ છાઈ રહ્યું! ગામ ઉપર શેઠનો જાણે પાલવ પથરાયો હતો!

અને ગામમાં આજે બે માણસો બહુ મહત્ત્વના બની ગયેલા દેખાયા—એક જદુરામ મહારાજ અને બીજો રૂખડ કોળી! કેમકે એ બન્ને મોહનભાઈ પાસે છૂટથી આવજા કરતા હતા! ને એ બન્ને એની સાથે નિખાલસતાથી વાત પણ કરી શકતા હતા!

## પ્રકરણ બાવીસમું

### જેમાં અંજની હામ હારે છે—શ્રદ્ધા નહિ!

જ્યારે મોહનભાઈ જિંદગીમાં પહેલી જ વાર ગઈગુજરી બાબત પર મીમાંસા કરતા હતા, જ્યારે મહાલક્ષ્મી પોતાના પત્નીધર્મના અતિરેકના પરિણામ ઉપર ઝૂંપડીમાં બેઠી બેઠી અફસોસ ગુજારતી હતી અને જ્યારે રૂખડ કોળીને સામે બેસાડીને એની પાસે વાતો કરાવીને લીલા પોતાના અંતરમાં નવાં નવાં શૂળ ભોંકી રહી હતી, ત્યારે અંજનીનું ભાગ્ય એક નાનકડા ગામમાં ઘડાઈ રહ્યું હતું.

મોહનભાઈએ મહાલક્ષ્મીને દિલાસો આપ્યો હતો કે, મેં આગળના મોટા મોટા સ્ટેશનોએ અંજનીને મળે એવો તાર કરી દીધો છે અને અંજની પાછી ફરે એવો બંદોબસ્ત કરી દીધો છે, ત્યારે એમને મનમાં કલ્પનાયે ન હતી કે ચાર ચાર દિવસ વીતી ગયા પછી 'આંજણી'ના નામથી એ મોટા સ્ટેશને ગાડીના ડબ્બેડબ્બામાં ફરતા સાંધાવાળાને કોઈ 'આંજણી' મળશે નહિ; અને કોઈને અંજનીનાં નામકરણના અપભ્રંશનો ખ્યાલ આવશે તોય એનો જવાબ દેવાની હામ રહેશે નહિ.

મોહનપુરને વિદાય દઈને અંજની કોઈ અનિશ્ચિત સ્થળે જવા ઊપડી હતી. તેને ખબર ન હતી કે તે ક્યાં જઈ રહી છે ને ક્યાં જશે—જતી હતી ફક્ત ઈશ્વરના આશરે. તેને શ્રદ્ધા હતી કે ઈશ્વર તેને માર્ગ સુઝાડશે.

દેવલો કદી ગાડીમાં બેઠો ન હતો, એટલે એને તો ગાડીમાં ભારે મજા આવી.

'તમારો ભાઈ લાગે છે !' એક બાઈએ સવાલ પૂછ્યો.

અંજનીએ જવાબ ન દીધો.

'દીકરો હશે! પેટનાં જણ્યાં પથરાં હોય તોય પાળવાં પડે. કાંઈક દવા કરો ને !'

'એ આશાએ નીકળી તો છું.'

'અમારે કુડલા ગામના મણિશંકર વૈદ ભારે હોશિયાર—મડાં બેઠાં કરે છે.'

'કુડલા ક્યાં આવ્યું ?'

'આ મારે પણ ત્યાં જ જવું છે. હવે જે સ્ટેશન આવે ત્યાં ઊતરી જવું. ત્યાંથી આઠ ગાઉ પગરસ્તો છે !'

'ગાડું મળતું હશે !'

'મંગાવ્યું હોય તો મળે. અમે તો ચાલીને જ જઈએ છીએ.'

'હું તો ગરીબ માણસ છું. ગામમાં કાંઈક કામ મળે કે નહિ ?'

'કામ કરનારને ક્યાં કામનો તોટો છે, બાઈ !'

આગલા સ્ટેશને ગાડી ઊભી રહી. દેવલાને ગાડીમાંથી ઊતરવું ન હતું; બાવડું ઝાલીને એને ઉતાર્યો.

અને પછી માથે સામાન મૂકીને અંજની ચાલી નીકળી—પતંગિયું ઊડે એમ દેવલો ચોપાસ પગ ઘસડતો અંજનીની પાછળ પાછળ ચાલી નીકળ્યો.

દેવલો ઝાઝું ચાલી શકતો નહિ. એ થાકે ત્યારે થાક ખાવા બેસતી, એ રડે ત્યારે એને મનાવતી; આમ અંજની વહેલી કે મોડી પણ આખરે કુડલા ગામ પહોંચી ત્યારે રાત પડવા આવી હતી અને ગામના કૂતરાં ઊંચે સાદે રડતાં હતાં.

ગામમાં જઈ અંજનીએ મણિશંકર વૈદનું કમાડ ખખડાવ્યું.

'વૈદરાજ!' અંજનીએ બે હાથ જોડી વિનંતી કરી. 'આની દવા કરાવવા આવી છું.'

વૈદ વૃદ્ધ હતા. લબ્ધપ્રતિષ્ઠિત હતા. તેમણે દેવીપ્રસાદ પર નજર નાખીને કહ્યું: 'સવારે નાડ જોઈશ ને પછી મુહૂર્ત જોઈને દવા શરૂ કરીશ.'

'ગામમાં ક્યાંય ધર્મશાળા જેવું, ચોરા જેવું હશે?'

'ના રે!'

'ત્યારે દવા કરાવવા આવે એ પરગામી ક્યાં ઊતરે?'

'એવા પરગામી તો આવે જ થોડા ને? એક ઓરડું રાખી લેજો ને—જો આંહીં રહેવું હોય તો! આજની રાત આ સામે એક-ઢાળિયામાં રહી જાઓ.'

અંજની એકઢાળિયામાં રહી. વૈદરાજના ઘરમાં પત્ની ન હતી. વિધવા દીકરી હતી—આધેડ. એણે અંજનીને પાણી આપ્યું, દૂધ મંગાવી આપ્યું, ખાવાનું દીધું અને એક ખાટલો આપ્યો.

ખાટલા ઉપર અંજનીએ દેવલાને સુવાર્યો, અને સૂવાની સાથે જ દેવલો ઘસઘસાટ ઊંઘી ગયો.

પણ અંજનીને ઊંઘ ન આવી! ખાટલાની ઈસ સાથે માથું ટેકવીને એ બેસી રહી.

ત્યારે આકાશમાં તારા જાગતા હતા, ધરતી ઉપર કૂતરાં ભસતાં હતાં, સીમમાં શિયાળવાંની લાળી પડતી હતી, સૂતેલાં માણસોનાં નાક બોલતાં હતાં અને અંજનીની બે આંખો અંધારામાં ચકચકી રહી હતી. એ થાકી ગઈ હતી, પણ ઊંઘ એની વેરણ બની ચૂકી હતી. અંધારામાંયે અંધારઘેરી રેખાએ કો ભૂતના આભાસ જેવું એનું ભાવી એની સામે જાણે દાંતિયાં કરી રહ્યું હતું.

એ દવા કરશે—કાં તો છે એવા જ અષ્ટાવક્ર જેવા બાલિશ

ધણીને એ જીવે ને પોતે જીવે ત્યાંસુધી એ નિભાવી લે, કાં તો એને સ્વસ્થ કરવાનો આખરી પ્રયાસ કરી લે. એ પ્રયાસ સફળ થાય તો એને કાંઈક પણ આશા ખરી—જે રસ, રંજન, રંગ અને રાગનાં એણે કંઈ કંઈ મનોહર સ્વપ્ન સેવ્યાં હતાં એમાંથી એકાદ એનો પણ એ સાકાર કરી શકે. જો આ પ્રયાસ નિષ્ફળ જાય તો પછી જલી ગયેલાં સ્વપ્નની ખાક લઈને એ જીવે કે આપઘાત કરે—સહુ સરખું હતું! પણ એક વાત—એ જો જીવશે તો કોઈનાયે મુખેથી એના સ્વામીની અવહેલના નહિ સાંભળે!

પરિયાણ તો એ કરી ચૂકી હતી ને પાછા ફરવાનો કોઈ માર્ગ ન હતો. હવે તો એ આગળ જ જાય; કેમકે એ જ્યાં હતી ત્યાં તો જીવતી ચિતા જલી રહી હતી ને એનાથી તો એ દૂર ભાગવા મથતી હતી—એણે આગળ જવું જ જોઈએ, પછી ભલે એ માર્ગ રણ-વગડામાં જતો હોય, દરિયામાં જતો હોય, જલતી આગ કે ભયાનક ધરતીકંપમાં જતો હોય—જ્યાં જતો હોય ત્યાં એણે જવું જોઈએ—આ પાસે જે ઘોરતો હતો, ને પોતાનામાં બાળક જેવો વિશ્વાસ રાખીને જાણે સવામણની તળાઈમાં સૂતો હોય એમ જંપી ગયો હતો એ પોતાના પતિને સાથે લઈને.

શા માટે એ ઊંઘતા પતિને આંહીં જ છોડીને એકલી ચાલી ન જાય? આ ધરતી વિશાળ છે ને એકલદોકલ માણસને શું ક્યાંય જારબાજરો નહિ મળી રહે? શા માટે આ કાયા ઘસી નાંખવી—એક વિકૃત બનેલા ખ્યાલની પાછળ: ઓથારમાં પલટાયેલા સ્વપ્નની પાછળ. એ ચાલી જાય—દૂર દૂર એકલી—બસ, એકલી; ન કોઈ સાથ, ન કોઈ સંગાથ. વેરણ બનેલી દુનિયાની વચમાં એકલી, અનામી એ મજૂરી કરી ખાય! શા માટે એ એમ ન કરે? શા માટે એ . . .

અંજની ઊઠી. દૂરથી કો ભૂત સાદ કરતું હોય એમ મધરાતે ઘુવડ બોલ્યું. અંજની ચાલી. કોઈ માણસ અનધિકાર પંથે જતું

હોય એમ ક્યાંક કૂતરું ભસ્યું.

અંજનીએ પગલાં ભર્યાં : એક—બે—ત્રણ—ચાર . . . ધીમે ધીમે એ ડેલી પાસે આવી. કોને તજી જાય છે એ જોવાને એણે એક છેલ્લી નજર પાછળ નાંખી.

આછા—અતિ આછા હરીકેન ફાનસના અંધારા પ્રકાશમાં એણે દેવલાને જોયો. દેવલો ઠંડીથી સંકોરાઈને ટૂટિયું વાળીને સૂતો હતો. એને ઓઢાડેલું ગોદડું ખસી ગયું હતું, ને એ અષ્ટાવક્ર શી અનાથ કાયા એની તમામ રુક્ષ પરવશતામાં ખાટલા ઉપર ઢગલે મળ્યા જેવી દેખાતી હતી. ફાનસનો પ્રકાશ કો અદ્રષ્ટ હવા–લહરીએ જરા નાચ્યો —અને દેવલાના મોઢામાંથી પડેલી લાળ ઉપર ઠર્યો.

અંજની થોડી વાર સુધી ડેલીને હાથ ટેકવીને ઊભી રહી. પછી કો ન સમજાય એવા રાગથી ખેંચાતી એ ધીમે પગલે પાછી આવી. લૂગડાના ટુકડાથી એણે લાળ સાફ કરી. દેવલાના પગ લાંબા કરીને એને સરખો સુવાર્યો, માથે ગોદડું ઓઢાડયું અને પછી એ ખાટલા ઉપર માથું ટેકવીને ઊંધે માથે પડી.

એની આંખો એ ખાટલાની ઈસ વડે ઢંકાઈ ગઈ હતી. એનું મોઢું ગોદડાના ગાભાથી ઢંકાયું હતું. ફાનસના આછા પ્રકાશમાં કો અપાર્થિવ પરી સમી લાગતી એની સોનેરી કોમળ કાયા ઉપરની પાતળી ચામડી ચકચકતી હતી. ફાનસના પ્રકાશમાં નાગના રાફડા સમું લાગતું એનું કાળું માથું ચકચકતું હતું !

ને કોણ કહી શકે—શા વિચારો હવે તાંડવે ચડયા હતા એ કાયામાં—એ માથામાં ?

પરંતુ સવારે જે અંજની ઊઠી એ અંજની બીજી હતી ! ભાગ્યની સામે ઝૂઝવા મથતી એ નારી ન હતી; લલાટે જે લેખ લખાયા હતા એને ભૂંસવા મથતી એ નારી ન હતી; એક રાતના અગ્નિ

સમા વિચારોના સ્નાનથી એ બની ગઈ હતી હિન્દુ નારી—પતિની પાછળ, પતિના પાંગળા કિસ્મત ઉપર રૂપ, બુદ્ધિ, માન, રંગ, રાગ–તમામને ન્યોછાવર કરીને ચાલી નીકળેલી આર્યા !

સુપ્રસિદ્ધ વૈદ્યરાજ મણિશંકરે સવારે શુભ ચોઘડિયું જોઈને દેવીપ્રસાદને તપાસ્યો, નાડ જોઈ, સવાલો પૂછી એમણે પોતાનું નિદાન આપ્યું. જમા થવા માંડેલા દરદીઓએ વહેલી સવારથી વૈદરાજના હાથમાં રહેલા જશની અનેક ચમત્કારિક કથાઓથી અંજનીના કાન ભરી દીધા હતા. વૈદરાજે મસાણમાંથી મડાં બેઠાં કર્યાં હતાં; ભોંયે લીધેલા માનવીઓને પાછા ઊભા કર્યાં હતાં. મુંબઈ ને કલકત્તાના મોટા મોટા 'બાલિસ્ટર' જેવા 'દાક્તરો'એ જેને માટે પોતાના હાથ ખંખેરી નાંખ્યા હતા એમને પાછા હસતા કર્યા હતા. ઘણી ઘણી જાતના ભયંકર દરદોનાં છેલ્લે આરે બેઠેલા દરદીઓને વૈદરાજ મણિશંકરે સાજાં કર્યાં હતાં! દરદીઓને વૈદરાજની કાબેલિયત માટે ઘણું ઘણું કહેવા જેવું લાગતું હતું!

પણ દેવલા ઉપર તો આ ધન્વંતરિએ માથું ધુણાવ્યું. અંજની સામે જોઈને એણે કહ્યું: 'આ તો પક્ષઘાતનું દરદ છે. આયુર્વેદમાં કે યુનાનીમાં કે અંગ્રેજી વૈદકશાસ્ત્રમાં આ દરદની કોઈ દવા નથી.'

'એમને આરામ નહિ જ થાય?'

'ઈશ્વરકૃપા હોય તો મડદાં પણ બેઠાં થાય છે, તો પછી હું વૈદ થઈને તમને એમ કેમ કહું કે આરામ થશે જ નહિ! દરદીને અચૂક આરામ થવાનો છે એવી અડગ શ્રદ્ધા રાખવી, એ તો વૈદકવિદ્યાનું મૂળતત્ત્વ છે. પરંતુ આ દરદની દવા હું જાણતો નથી, કાંઈ શીખ્યો નથી, ક્યાંય કરતાં ક્યાંય મેં સાંભળી કે વાંચી નથી; આવા કોઈ દરદીને આ ધરતીમાં કોઈ કોઈ જગ્યાએ સાજો થયેલો મેં જોયો કે સાંભળ્યો નથી. આવાં દરદ એ કાંઈ દરદ નથી. એ તો વહેલાં કે

મોડાં પણ જમનાં તેડાં જ હોય છે. દરદ છે તો દવા ક્યાંય હોય પણ ખરી, પણ હજારો વર્ષથી એ દવાને કોઈ જોઈજાણી નથી શક્યું.'

પ્રશ્નોરા વૈદરાજનો આટલો વિગતવાર ખુલાસો મેળવ્યા પછી અંજનીને ત્યાં રોકાવાનું વિશેષ પ્રયોજન ન હતું.

'બીજા કોઈ સારા વૈદનું મને ઠેકાણું આપશો ?'

'વાસણજી વૈદ મોરબીમાં રહે છે, વૃદ્ધ છે, બહુ હોશિયાર ગણાય છે, અમે બેય એક જ ગુરુના શિષ્યો છીએ; પણ હું નથી ધારતો કે એ તમને મારા કરતાં વધારે ઉપયોગી થઈ પડે.'

અંજની બોલી નહિ. વૈદરાજને જવાબ દેવો નકામો હતો.

બે કલાક પછી વૈદરાજની વિધવા પુત્રીએ જ્યારે તપાસ કરી ત્યારે એને ખબર પડી કે અંજની દેવીપ્રસાદને લઈને ચાલી નીકળી હતી !

# પ્રકરણ ત્રેવીસમું

## જેમાં મૃત્યુથીયે ગહન એવા અંધકારમાં અંજની વિલીન થઈ જાય છે.

મોહનપુર ગામમાં અંજનીનું ઝૂંપડું કોઈ મોટા શહેરની ટપાલ ઑફિસથીયે વધારે ધમાલભર્યું બન્યું હતું.

મોહનભાઈને હવે પૈસાનો કાંકરાની પેઠે ઉપયોગ કર્યા સિવાય સુખ થાય એમ ન હતું! સારી જિંદગી જેણે ભગવાનના નામની માળા જપી હતી એ મહાલક્ષ્મી અત્યારે ભગવાનનેય ભૂલીને અંજનીને જંખતી હતી! ને લીલાની પાસે ઢૂકવાને તો ગામમાંથી કોઈની હામ પણ નહોતી ચાલતી.

રોજ રોજ પચાસ જાતના સમાચાર આવતા હતા, ને રોજ રોજ પચાસ માણસ દોડતાં હતાં. જદુરાય ખભે ખડિયો લઈને ચાલી નીકળ્યો હતો. એ ગયો તે ગયો જ, પાછો આવ્યો જ ન હતો! રૂખડ જેટલે સ્થળેથી સમાચાર મળે ત્યાં દોડાદોડ કરતો હતો.

અંજની જાણે એક અને અજોડ ન હોય અને બહુરૂપી બની ગઈ હોય તેમ એકસામટી વીસ જગ્યાએ ફરતીચાલતી સંભળાતી. દેવલો જાણે એક અને અજોડ ન હોય એમ એક સાથે વીસ જગ્યાએ દેખાતો કહેવાતો.

તારો ગાજતા હતા. છાપાઓ છબીઓથી ઊભરાતાં હતાં. મોટરો ને ઘોડાઓ આડફાટ દોડતાં હતાં. માણસો ખભે ડાંગ ને હાથમાં જોડા

લઈને થાકયાના ગાઉ પછી ગાઉ કાપતા હતા. કુડલાના પાકા સમાચાર હતા. આગગાડીનો માસ્તર કહેતો હતો. એક ડોસી વાત કર્યાનું કહેતી હતી. વૈદ નાડ જોયા સુધીનું કહેતા હતા. વિધવા રોટલા ખવરાવ્યાની વાત કરતી હતી. એ સમાચાર ખાસ હતા. પણ કુડલામાં શેષ માત્ર સમાચાર રહ્યા હતા. મોરબી તપાસ કરો. વાસણજીનું સરનામું લીધું છે ખરું; પણ મોરબી ખાલી નીકળ્યું ! વાસણજી નામનો એક જૈફ વૈદ ત્યાં રહેતો હતો ખરો ! પણ એને મરી ગયે છ મહિના થઈ ગયા છે, ભાઈ! આમ અંજની ભરીભરેલી દુનિયામાંથી ખોવાઈ. મહાસાગરની મધ્યમાં જાણે કો નાનું હોડકું બૂડયું—ન નામ, ન નિશાન, ન એંધાણી . . . .

દિવસો ઉપર દિવસો વીત્યા ને ધણુધણી ઊઠેલો મુલક શાંત પડયો, મોટરો દોડતી બંધ થઈ, તારોના કટકટાટ ઓછા થયા, માણસોના અવરજવર કમી થયા, 'ન ભૂલાતું તું ભૂલી જા'ના ઉપદેશને અનુસરતી દુનિયામાં અંજની ને દેવલો ગર્ફકાલના સ્વપ્ન જેમ બની રહ્યાં.

હવે મોહનભાઈ ઉપર તારો આવતા હતા તે બીજા જ કામ પૂરતા ને એક જ સ્થળેથી આવતા હતા. સંભાવ્ય ગૃહકલેશ, સંભાવ્ય બદનામી, સંભાવ્ય નામચીની વગેરેની ચિન્તાઓથી ઘેરાયેલા મોહનભાઈને એના બીજાં જીવન સમાં બજારોએ આ સમયે સતાવવાનું શરૂ કર્યું. વાંદરાએ દારૂ પીધો હોય એમ બજારોએ કારણઅકારણ મરકટ–નૃત્ય કરવા માંડયું.

અમેરિકામાં દુકાળ પડયો છે—રૂના ભાવ ચડાવો દશ રૂપિયા. આરજેન્ટાઈનામાં તીડ થવાનાં છે—ઘઉંના ભાવ ચડાવો રૂપિયો. દુકાળની વાત તો જૂઠી, ને વરસાદ પાણી સારાં થયાં છે સારાં—બદબખ્ત રૂને પછાડો નીચે. આરજેન્ટાઈનામાં તીડ તો શું પડે ? ત્યાં શું કાંઈ હિન્દુસ્તાનના નધણિયાતા ખેડૂતો વસે છે ? અરે, આકાશમાં વિમાનો ઉડાડીને એવો ઝેરી ગેસ વછોડ્યોને, કે તીડ માત્રનો તો જોતજોતામાં કડૂસલો

—તીડનાં તો ખાતર થશે ને ઘઉંના પાક સવાયા ઊતરશે. ઑસ્ટ્રેલિયાના પાકના આંકડા જાણ્યા . . . ઘઉંને ઢાળી દો નીચે . . . અરે નીચે ! વાત શી કરો છો ? આરજેન્ટાઈના ને ઑસ્ટ્રેલિયા ગયાં જહન્નમમાં—અમેરિકાએ નક્કી કર્યું છે કે અમેરિકાના પરદેશી વેપારના આડતિયાઓને ખોટ ન જાય એટલા માટે આ આખા વર્ષના ઘઉંના પાકને સળગાવી નાંખવો—ભૂખ્યાંને ખાવા પણ ન આપવો ને કાળી મહેનત કરીને ઉગાડનાર ખેડૂતને વેચવા પણ ન આપવો . . . અલ્યા ! ઘઉં તો ફાલ્યા—ચડાવો રૂપિયો પાછો . . . અરે ! એ ગમાર ઘઉંમાં ગાયબ થયો છે ને રૂનું તો જો. જરા અળસી સામે તો જો. આજ કોઈક છાપાએ લખ્યું છે કે છ મહિનામાં લડાઈ થશે . . . અલ્યા ચડાવો રૂ, ચડાવો અળસી . . .! શું જખ મારવા લડાઈ કરે ? હેં નહિ કરે ? ત્યારે રૂમાં ચડાવો કર્યો શું જખ મારવા ? ઉતારો પાછું ઉતારો એને, આ કાળમુખું રૂ તો કંઈકના મોઢાં કાળા કરશે, કંઈકના પાઘડાં અવળાં કરશે ? આ આજથી રૂનું નામ લે એ બે બાપનો ? શું કહ્યું મહેતાજી ! રૂ ચડવા માંડયું છે ? આટલી વારમાં ? હજાર ગાંસડી લઈ લો . . . !

ગામડા ગામમાં તારઑફિસ થઈ ત્યારથી તે આજ સુધી એકંદર જેટલા તારો નહોતા આવ્યા એટલા મોહનભાઈ ઉપર રોજ રોજ આવવા માંડ્યા. તારમાસ્તર કાયર થઈ ગયો. નિરાંતે નોકરી કરી ખાતા હતા ત્યાં વળી આ મુંબઈનું પાપ કયાં આવ્યું ? મોહનભાઈ પણ કાયર થઈ ગયા. એમણે મહાલક્ષ્મીને દરખાસ્ત કરી કે હવે તો મુંબઈ જવું જોઈએ. બજારે અત્યારે દારૂ પીધો છે ને જોતજોતામાં પાઘડીનો ટોપલાઓચ્છવ કરી નાંખશે !

'અંજનીની તપાસતજવીજનું શું ?' મહાલક્ષ્મીએ પૂછ્યું.

'મુંબઈથી તપાસ કરાવશું.'

મહાલક્ષ્મીએ માથું ધુણાવ્યું: 'તમારે જવું હોય તો જાઓ; હું નહિ આવું.'

'ત્યારે ?'

'હું અહીં રહીશ. વહેલી કે મોડી એ અચૂક આંહીં આવશે; ને હવે તો તમે ગમે તે કહો પણ જેવી આવશે એવી હું એને જાળવીશ !'

'હું બીજું કાંઈ કહેવાનો નથી. હું તો એટલું કહું છું કે આંહીં આપણે એવો બંદોબસ્ત કરતા જઈએ કે એ આવે કે આપણને તરત ખબર પડે, તો ?'

'તો તો બા ! તારે આવવું જોઈએ. મારે પણ અભ્યાસમાં ખલેલ પહોંચે છે. હવે કાંઈ પરિશ્રમ કર્યે પત્તો મળે એવું લાગતું નથી.'

'હોનહાર બની ગઈ !' મોહનભાઈએ તત્ત્વજ્ઞાન ઉચ્ચાર્યું.

'કોને વાંકે ?'

'મારા ! મારા ! હજારવાર મારા ! હવે કાંઈ કહેવું છે ?' આળી જગ્યા ઉપર સ્પર્શ થતાં મોહનભાઈ ચીસ જેવા અવાજે બોલ્યા.

'ના, તમારા નહિ; મારા વાંકે એ છોકરી ગઈ, ને અત્યારે કોણ જાણે ક્યાં હશે ? તમારું કહ્યું મેં માન્યું ન હોત તો . . . તો. . .'

'તો વળી કોણ જાણે શું થાત ? જેની કાંઈ કસોટી થઈ જ શકવાની નથી એના ઉચાટ શા કરવા ?' લીલાએ વચમાં વાત પકડી લીધી. 'હવે તો બાપુજીએ ને મારે કામધંધે લાગવું જોઈએ ને !'

'તું જા, તારા બાપુજી પણ ભલે જાય; દુનિયા કાંઈ થોડી અટકી રહેવાની છે ? છોકરી ગઈ તો મારી ગઈ !'

'તું આમ બળાપો કરીશ એટલે બહેન આવી જશે કેમ ?' લીલાએ ચિડાઈને કહ્યું.

'ના, એ તો હવે આવશે પણ નહિ. જાય છે એ કાંઈ આવવા માટે થોડું જાય છે ? પણ હું ભાન ભૂલી તે મને યાદ પણ ના રહ્યું

કે હું કેવળ પત્ની બની રહી ને મા થવાનો વિચાર પણ ના કર્યો. હવે તો હું મા બનીને રહીશ. અહીં રહીશ. તમે જાઓ—ખુશીથી જાઓ.'

મહાલક્ષ્મી બીજી કોઈ વાત માને એમ ન હતું. બીજી કોઈ દલીલ ઉપર વિચાર સરખો પણ કરે એમ ન હતું. પણ બજાર વધારે મોટા હિંચોળ લેવા માંડયું ! કૉલેજ ઊઘડવાના દિવસો પણ ઘણા ઓછા રહ્યા.

ને એકદા મહાલક્ષ્મીને મોહનપુરમાં દેવીપ્રસાદના પુરાતન મકાનમાં મૂકીને મોહનભાઈ અને લીલાએ મુંબઈની વાટ પકડી.

સાવ મૂકીને તો નહિ—મોહનભાઈ આકળા હતા, અધીરા હતા ને પોતાના વર્તુલની વચમાં બજાર ને બજારની વચમાં પોતાનો માનેપાત મૂકનારા હતા. પરંતુ એ મહાલક્ષ્મીને ચાલતાં સુધી નારાજ કરતા નહિ ને હરહંમેશ પોતાના મોભાને વીસરતા નહિ. એટલે ઝૂંપડી ને ઝૂંપડીને ફરતા બે ત્રણ મકાનોની માપણી માસ્ત્રીઓ કરી રહ્યા હતા અને દહાડિયાઓ ધમધોકાર કામ કર્યે જતા હતા.

મોહનભાઈએ લીલા સાથે મોહનપુરને છોડયું અને પિસાતી ચક્કી ને ઘડાતા પથ્થરોના અવાજમાં તેમને લઈ જતી રેલગાડીની સિસોટીનો અવાજ ડૂબી ગયો. અને એ બધા અવાજોની વચમાં મહાલક્ષ્મી એકલી બેસીને એના ભગવાનને ભજતી રહી. નોકર એની ખિદમત ઉઠાવી રહ્યા હતા, મીસ્ત્રીઓ એને માટે આલિશાન મહેલાત ખડી કરી રહ્યા હતા, અને રસોઈયો રસોઈ કરી રહ્યો હતો.

એ બધાની વચમાં મહાલક્ષ્મીનો સંસાર કડવો બનેલો અટલ રહ્યો હતો. હજાર જાતના ધમપછાડા, ભાંગતોડ, તોડજોડના તીણા ને કર્કશ અવાજોની વચમાં એને એક કોમળ અનહત અવાજ સંભળાઈ રહ્યો હતો, ને એ સંભળાતો અવાજ કોઈ બીજા અવાજને માર્ગ દેવા ખસતો નહોતો.

## પ્રકરણ ચોવીસમું

### જેમાં મોહનભાઈ પૂછીને પગલાં ભરવામાં જ શોભા જુએ છે!

બે વર્ષ વીતી ગયાં. લીલા દાક્તરી પરીક્ષામાં પાસ થઈ ચૂકી હતી. એના જેવી તેજસ્વિની વિદ્યાર્થિની માટે પાસ થવા સિવાય બીજો કોઈ રાહ ન હતો. લીલા જો નાપાસ થાય તો પરીક્ષકોની પરિક્ષણ–શક્તિની તબીબી તપાસ કરવી જોઈએ, એમ લીલાના શિક્ષકો કહેતા અને સાચું કહેતા.

આ ભણેલી, માથાફરેલી છતાં વહાલસોઈ પુત્રીનું શું કરવું એ મોહનભાઈને મન ચિન્તાનો વિષય હતો; ને એ ચિન્તા એકલી મોહનભાઈને જ વહોરવાની હતી, કેમકે મહાલક્ષ્મી એમાં કાંઈ સાથ પુરાવતી ન હતી.

મોહનભાઈને બજારની તો સતત ઉપાધિ રહેતી હતી. એમાં એક નવી ઉપાધિ એમને વળગી.

એ પોતે જાણતા હતા ત્યાંસુધી એમની નાતમાં કે બીજી કોઈ નાતના પ્રતિષ્ઠાવંત કુટુંબમાં કોઈ કરતાં કોઈ છોકરી કુંવારી રહી ન હતી.

છોકરીને તો પરણાવવી જ જોઈએ ! છોકરીને કુંવારી રખાય જ નહિ. પરંતુ ફરી વાર કાંઈ અનર્થ થાય તો? ચાક ઉપર ચડાવેલા પિંડામાંથી ગોળીને બદલે ધારો કે ગાગર ઊતરી તો ?

એવામાં એક દિવસે મોહનભાઈને ત્યાં એક મહેમાન આવ્યા. કાંઈક કામ પ્રસંગે એ છેક કાશ્મીરથી આવ્યા હતા અને થોડા દિવસ રોકાવાના હતા.

આ જુવાન દાક્તર એમની જ નાતના હતા ને બધા એને દાક્તર દાક્તર કહીને સંબોધતા ને એ સંબોધનની પાછળ એનું ખરું નામ કોઈનેય ખ્યાલમાં રહેતું ન હતું.

શહેરમાં દાક્તરોની એક પરિષદ હતી, ને એ પરિષદમાં દાક્તરે એક લેખ વાંચ્યો. લેખ હતો 'ગાંડપણ' વિષે. એ લેખમાં આ જુવાન દાક્તરે એની રોમાંચક શોધ વર્ણવી હતી. એ શોધ એમની પોતાની હતી, અને એમના કહેવા પ્રમાણે ઘણા ઘણા ને જાતભાતના કેસોનાં બારીક નિરીક્ષણ પછી એમણે એ શોધ કરી હતી. એ શોધ એ હતી કે, ગાંડપણ એ બીજું કાંઈ નથી; પરંતુ દિશા પલટાઈ ગયેલી યાદગીરી જ છે. આજે એ બનાવ બન્યો હોય એ ગાંડા માણસને છેક બાલપણમાં બનેલો લાગે છે અને છેક બાલપણમાં બનેલો બનાવ એને આજે બનેલો લાગે છે. ઘણી વાર આપણે આખી રાત ઉજાગરો કરીએ છીએ ને વખત ગાળવા માટે જાતભાતની રમતો રમીએ છીએ; પછી ઊંઘ્યા સિવાય આપણે રાતની વાતો યાદ કરવા લાગીએ તો જાણે ઘણા સમય પૂર્વે બનેલી હોય છે એમ આપણને પણ ચિત્તનો ભ્રમ થાય છે. આવો ભ્રમ કાયમ રહે એનું જ નામ ગાંડપણ. એટલા માટે જ ગાંડા માણસો બનતાં સુધી રાતે ઊંઘી શકતા નથી.

જુવાન દાક્તર આ ઉપરથી એમ ફલિતાર્થ કરવા માગતા હતા કે ગાંડપણ કે જ્ઞાનતંતુની કોઈ અવ્યવસ્થા એ અનિવાર્ય અનિષ્ટ સમા નથી; પરંતુ તબીબીરસ્તે સુધારી શકાય એવાં દરદો છે.

આ નવા વિધાને ખૂબ હોહા મચાવી અને તબીબી વિદ્યાની

ચાલાક છોકરી આવો ચર્ચાસ્પદ સિદ્ધાંત રજૂ કરનાર દાક્તર પોતાને ત્યાં મહેમાન છે એ વાતનો પૂરો લાભ લેવાનું ચૂકી નહિ.

ને પછી તો મોહનભાઈ ઘડીમાં લીલા સામે અને ઘડીમાં દાક્તર સામે તાકતા બેઠા રહે, ને એ બે જણાં સ્થળકાળનું ભાન રાખ્યા સિવાય અખૂટ લાગતી ચર્ચાઓ કરે.

દાક્તર તો કામ પૂરું થતાં ગયા—પાછળ સંસ્મરણો મૂકતાં ગયાં. પછી તો લીલાની અને તેમની વચ્ચે પત્રવ્યવહાર શરૂ થયો.

મોહનભાઈ જોઈ શક્યા કે આઝાદ રહેલી ને આઝાદ રહેવા માગતી પંખિણી માટે સોનાના પાંજરાંનું બારણું ધીમે ધીમે ઊઘડતું જાય છે. પરંતુ એ એક શબ્દ ન બોલ્યા. એમણે જોયા જ કર્યું. રખે એમનાથી ન કરવા જોગ કંઈ થઈ જાય ને ન કહેવા જોગ કંઈ કહેવાઈ જાય તો ?

લીલા પરીક્ષામાં પાસ થઈ હતી. હવે શું કરવું એની એને વિમાસણ હતી. એની ઇચ્છા હતી દાક્તર તરીકે ધંધો શરૂ કરવાની; પરંતુ મોહનભાઈ ના નહોતા કહેતા—હા પણ નહોતા કહેતા.

મોહનભાઈની મનોવૃત્તિ હતી કે લીલા એક વાર પરણે, પછી ફાવે તેમ કરે. લીલાને જે કરવું હોય તેમાં સાથ પૂરવા એ તૈયાર હતા, પરંતુ પોતાની કુંવારી ને આઝાદ વર્તનની છોકરી કુમારી અવસ્થામાં ધંધાદારી તબીબ બને એ એમને રુચતું ન હતું. ને એ પોતાને રૂચતું નથી એમ કહેવાને હવે હૈયે હામ ધરી શકતા ન હતા.

પરંતુ એમની જિજ્ઞાસા અતીવ હતી. પેલા જુવાન દાક્તરના ગયા પછી તેની લીલા ઉપર નિયમિત ટપાલ આવતી થઈ હતી. એકના એક અક્ષરોમાં એકના એક સ્થળેથી એકની એક જાતના કવરમાં કાગળો આવ્યે જ જતા હતા અને લીલા નિયમિત જવાબ લખ્યે જ જતી હતી.

એક દિવસ લીલા બહાર ગઈ હતી, ત્યારે મોહનભાઈએ તકનો લાભ લીધો. એમણે લીલાના ઓરડામાં છાનેમાને પ્રવેશ કર્યો; છાના કાગળોની શોધ કરી.

ને એ શોધ ફળી. કાગળો મળ્યા. મોહનભાઈની માન્યતા સાચી હતી. કાગળો દાક્તર જ લખતો હતો. લખનાર દાક્તર હતો, પણ છેલ્લા કાગળોની ભાષા દાક્તરી ન હતી. કુંવારા દાક્તરો કુંવારી દાક્તર ઉપર પત્રો લખતા હશે, પણ એક શિક્ષક પોતાની શિષ્યાને ' ડારલીંગ ' કહીને કાગળ નથી શરૂ કરતો કે એક ધંધાદારી મિત્ર બીજા ધંધાદારી મિત્રને ' સ્વીટ ' કહીને નથી બોલાવતો. આ ભાષા કાંઈ તબીબી ન હતી. અનંત કાળથી જુવાન જુવતીને જે ભાષામાં સંવનન કરી રહ્યો હોય એ એ ભાષા હતી !

' બાપુ !' અચાનક લીલા ખંડમાં દાખલ થઈ અને પોતાના પિતાને પોતાના મેજના ખાના ઉઘાડીને અંદરના કાગળો વાંચતા જોઈને એ આશ્ચર્યમૂઢ બની !

હાથમાં રહેલા કાગળને પીઠ પાછળ છુપાવીને મોહનભાઈ બોલ્યાઃ ' કાંઈ નથી કરતો. અમસ્તો હું તો ભૂલથી આવ્યો હતો.'

સ્ત્રીની આઝાદી તો એટલી બધી તાજી છે કે હજી એની આળપ એના દિલમાંથી નથી ગઈ. લીલાને મનમાં રોષ થયો કે એના બાપુજી ઇરાદાપૂર્વક એ ખંડમાં આવ્યા હતા. ને જો એણે ઇરાદપૂર્વક મેજના ખાનાને ચાવી લાગુ ન કરી હોય તો જેને પોતે ચાવી દઈને ગયેલી એ ખાનું ઊઘડે જ કેમ?

' તમે બાપુજી ઊઠીને દીકરીના કાગળો વાંચવાને એના ખાનાં તોડો છો?' લીલાએ તેના બાપુજીને જાણે ધગધગતો અંગાર ચાંપ્યો!

' પણ મારી વાત તો સાંભળ!' મોહનભાઈને થયું કે વાંચેલા કાગળને પીઠ પાછળ છુપાવવાનો હવે કાંઈ અર્થ નથી.

લીલા ઊભી રહી—રોષે ભરાયલી પુત્રીઓ સદા કાળ જેમ બાપ સામે ઊભી રહે છે તેમ. જે પુત્રીના હિત માટે એમણે આ સાહસ વહોર્યું હતું, એ પુત્રીને એનું હિત કેમ સમજાવવું? મોહનભાઈ થોડી વાર મૌન સેવી રહ્યા, ને પોતાની શુભ દાનતને વાગોળી રહ્યા.

'હું સાંભળું છું!' લીલાએ મોહનભાઈને યાદ દીધું કે જે ખુલાસો એ કરવા માગતા હતા એ પ્રમાણે હજુ સુધી કર્યો નથી.

તરતા શીખવા માગતો માણસ જેમ આંખ મીંચીને હરિનું નામ સ્મરીને પાણીમાં ઝંપલાવે એમ મોહનભાઈએ ખુલાસાના વમળમાં પડતું મૂક્યું: 'વાત એમ છે કે મારે તારા લગ્ન કરવા છે!'

'મારા લગ્ન? ત્યારે તો તમે જેમ બધી વાત ધારી મૂકો છો તેમ વર પણ ધારી મૂક્યો હશે?'

અંતરમાં સંપૂર્ણ જૂનવાણી માનસ ધરાવનાર બાપ જ્યારે પોતાની છોકરીઓને નવમાનસ ધરાવતી જોઈને સામાન્યતઃ બહારથી અભિમાન લે છે, ત્યારે તેઓ કોઈ કોઈ વાર કફોડી દશામાં મુકાય છે. મોહનભાઈ અત્યારે એવી કફોડી દશામાં મુકાયા હતા. લીલાનો આ સીધો સવાલ એમને આઘાતજનક લાગ્યો! છોકરી આટલી બધી બેમરજાદ! અંતરમાં ઊપજેલા રોષને દાબી દઈને મોહનભાઈએ કહ્યું:

'હા!'

'એટલે કે તમે તમારી આ પિતા તરીકેના અધિકારની ધૂનમાં એક છોકરીને વનવગડે રઝળતી કરી; મારી માને પતિ, સંતાન વગેરે તજાવીને 'આરજા' જેવી કરી, છતાં બીજી પુત્રીનેય પહેલીની પાછળ તમારે મોકલવી છે કે?'

'પણ મારી વાત તો પૂરી સાંભળ.'

'તમારી વાત જૂનીપુરાણી છે. હજારો વર્ષથી પિતા પોતાની

પુત્રીઓને કહેતા આવ્યા છે. મારે એ પુરાણકારોની કે મનુની કોઈ વાત નથી સાંભળવી. રૂઢિ, રીત, વહેવાર, નાતનીચે કોઈ વાત નથી સાંભળવી. રસ (Romance) અને રાગ (Sex) કોને કહેવાય, ને જુવાન અને જુવતીના માનસ-ઘડતરમાં એ બન્ને કેવો ને કેટલો મહત્ત્વનો ભાગ ભજવે છે એની નહોતી ખબર મનુને, નહોતું ભાન પુરાણકારોને કે નથી પરવા રૂઢિના મોરચાને અખંડ જાળવવાના વ્રતધારી જરઠ નાતના પટેલોને. તમને તો બસ જ્યારે ને ત્યારે સૂઝે છે લગ્ન. છોકરી સમજણી થઈ એટલે પરણાવી મારો. એને બાળકોના ભારથી કચરી નાંખો, ને કમજોર માબાપનાં પેદાં કરેલાં કમજોર બાળકોનાં અકાલ અવસાનના અફસોસથી એની જિંદગી ઉપર કાયમી નિરાશાનો ઓછાયો છાઈ દો. માબાપોના જીવનમાં રસ ને રાગ રહ્યાં નથી— ભૂલી : રસ રહ્યો નથી, રાગ ભરપૂર પડ્યો છે. છોકરાંઓને પણ એ રાગથી ભરી દો. માને લાગેલો થાક છોકરી ઉપર ઉતારો. બાપને ઊપજેલા કંટાળાનો બોજ છોકરા ઉપર લાદો. ને એમ ને એમ જીવનને સુકાવી નાંખો. સંસારને થાકથી ભરી દો. ઘેરઘેરથી થાકના કંટાળાના સૂરો પૂરી દો. પત્નીઓના આત્મઘાતથી કૂવાઓ પૂરી દો. અકાળ મૃત્યુથી સ્મશાનોને અજવાળો. પતિઓના કંટાળાથી બાળકોને શેકાઈ જવા દો. પતિઓની બહારની રસ-શોધથી ઘરમાં ક્લેશ ભરી દો . . . આ છે તમારાં લગ્ન ને તમારે એ મારા ઉપર લાદવાં હોય તો પિતાજી! માફ કરજો, પણ જેમ એક છોકરીએ એક રીતે તમારી ગણતરી ઊંધી પાડી; તેમ બીજી છોકરી બીજી રીતથી તમારી ગણતરી ઊંધી વાળશે!'

'પણ દાક્તરની સાથે તારાં લગ્ન થાય તો?'

લીલા ચૂપ રહી—થોડી વાર ચૂપ રહી પોતાનો અધિકાર સ્થાપવા માગતી એ આઝાદ છોકરી ક્ષણભર તો અધિકારની રક્ષાનો રાહ નિરંતરરાય જોઈને ચૂપ રહી. પણ લાંબો સમય ચૂપ રહી પોતાના અભિપ્રાયને દાબી દેવાનું લીલાના સ્વભાવમાં પણ ન હતું.

'બાપુજી! તમે એટલા બધા જૂના વિચારના છો કે મારે તમને શું કહેવું એ જ મને સમજાતું નથી. તમને લોકોને બસ છોકરાં-ઓનાં લગ્નની જ વાત કેમ જાણે ગળે વળગી છે? તમે સહુએ જિંદગી એટલી તો સુક્કી રીતે ગાળી છે કે છોકરાંઓનાં જીવન રસમય બની શકે છે એ વાત જ તમારા લક્ષમાં નથી આવતી. તમે તો છોકરી જરા મોટી થઈ કે કહેશો : લગ્ન કરો. છોકરી પરીક્ષામાં પાસ થઈ તો કહેશો કે, હવે એને માટે વર શોધો. છોકરી કોઈ જુવાન સાથે જરા રસશોધન કરતી થઈ કે સલાહ આપશો કે, લગ્ન કરો.

મોહનભાઈ લીલા સામે તાકી રહ્યા. એમને જૂનવાણી માનસ ધરાવતી પહેલી છોકરી બિલકુલ સમજાઈ ન હતી: એને નવયુગનાં સર્જન સમી બીજી છોકરી પણ સમજાઈ નહિ.

'હું તારી વાત જ સમજતો નથી, એટલે તારો ઉકળાટ પણ સમજતો નથી. જેની સાથે તારે લગ્ન કરવાની વૃત્તિ છે એની સાથે લગ્ન કરાવી આપવાની મારી ઇચ્છા છે—તૈયારી છે; પછી તારે બોલવા જેવું શું છે એ હું નથી સમજતો!'

'અને તમને અમારી વાત નહિ સમજાય; કેમકે તમારા મન ઉપર તો એ સંસ્કારો છે કે જે તમને કહે છે કે આઠ વર્ષે છોકરીને પરણાવી દો, નહિ તો પાપમાં પડશો. છોકરીને ન પરણાવો તો શું પાપમાં પડશો એ તો જાણે કોઈ કહેતું નથી, પણ એ વાત બાજુ ઉપર રહેવા દઈએ; તમને મારાં લગ્નની શી ઉતાવળ છે?'

'તો શું બાપે ઉંમરલાયક છોકરીનાં લગ્ન ન કરવા?'

'શા માટે પિતાએ કરવા જોઈએ?'

'આખી દુનિયા કરતી આવી છે માટે મારા બાપે કર્યાં હતાં, ને એની પહેલાં એના બાપે પણ એમ કર્યું હતું, અને મારી આસપાસ હું જે બાપો જોઉં છું તેઓ પણ એમ કરે છે માટે. આજ તું એક નવી નવાઈ જેવા વિચારો ધરે છે. ભલે ધરે. મેં તને છૂટ આપી

છે, અને તેં તને પસંદ પડે એવો જુવાન નક્કી કરી રાખ્યો છે; પછી મને કહે તો ખરી કે તારે વાંધો શું છે?'

'વાંધો એ છે કે, લગ્ન કરવાં કે નહિ એ તો મારી સગવડ ને મુનસફી ઉપર તમે છોડી દો. વાંધો એ કે તમે લોકો હજી રસ અને રાગ વચ્ચે ભેદ નથી દોરી શક્યા. તમારા કોઈ ઋષિમુનિ કે સ્મૃતિ-કારો નથી દોરી શક્યા . . .'

'હું તારી કાંઈ વાત સમજતો નથી. સમજું છું એક કે દાક્તર ને તારી વચ્ચે મીઠો પત્રવ્યવહાર છે. હું તાર કરીને દાક્તરને બોલાવું છું. પછી તું ને એ બે સમજી લેજો.'

મોહનભાઈ તો કમરો છોડીને ચાલ્યા ગયા. આજકાલના છોકરાંને તો કાંઈ ન કહેવાય! આ તો વાત ભારે કે જે વસ્તુ એને પસંદ એ જ આપણને પણ પસંદ છે એમ પણ એને ન કહેવાય!

મોહનભાઈએ તો તાર કર્યો. ઘણી વાર ઘણી વાત આપણને બિલકુલ મહત્ત્વની નથી લાગતી, પણ એકાદ કાંઈ નાનો બનાવ હૈયાં ઉપર એવી તો ચોટ નાંખે છે કે પછી એ જ વાતને વહેલામાં વહેલી ખીલે બાંધવામાં જ સાર દેખાય છે. મોહનભાઈ જ્યારે એ કમરામાં દાખલ થયા ત્યારે એને લીલાનાં લગ્નની ખાસ ઉતાવળ હતી એમ ન હતું; પણ જ્યારે એમણે એ કમરો છોડ્યો ત્યારે તો એ એક જ વાત એમને બીજા જીવ સમી બની ગઈ.

## પ્રકરણ પચીસમું

### જેમાં મોહનભાઈને સૂઝે છે એ દાક્તરને પણ સૂઝતું નથી

તારના જવાબમાં દાક્તર આવ્યા. મોટર લઈને લીલા એને લેવાને સ્ટેશને ગઈ હતી, ને ઘેર લાવ્યા પછી એના સ્વાગતનો ભાર પણ લીલા ઉપર આવી પડ્યો.

એ સોહામણા જુવાનની જ્ઞાનગંભીરતા મોહનભાઈને પ્રિયકર લાગી. લીલાનો એને માટેનો ઉઘાડો અનુરાગ એને પ્રિયદર્શન લાગ્યો.

દાક્તરને પોતાને તારથી બોલાવવાનું કારણ કુતૂહલ હતું. એણે આવતાંવેંત લીલા પાસેથી એ જાણવા માગ્યું, પણ લીલાએ જવાબ ન આપ્યો. 'સાંજે બાપુજીની હાજરીમાં ચોખવટ થશે.'

સાંજે મોહનભાઈ ઘેર આવ્યા. કપડાં ઉતારી હાથમોં ધોઈને જમવા બેઠા. દાક્તર અને લીલા પણ સાથે બેઠાં.

જમતાં જમતાં દાક્તરે પૂછ્યું: 'આપના તારના જવાબમાં હું વહેલામાં વહેલી તકે નીકળ્યો છું. હવે આપની જે આજ્ઞા હોય તે ફરમાવો!'

મોહનભાઈનો કોળિયો હાથમાં રહ્યો. એ તો સમજતા હતા કે તારથી બોલાવવાનાં કારણની ચર્ચા તો લીલા ને દાક્તર વચ્ચે થઈ જ ગઈ હશે, અને પોતે તો પરિણામ જાણવા માટે જ કાનને સરવા રાખીને બેઠા હતા. હવે આ દાક્તરનો સીધા સવાલનો જવાબ શો આપવો?

મોહનભાઈએ લીલા સામે જોયું, પણ લીલા તો જાણે કાંઈ જાણતી જ નહોતી—સમજતી જ ન હોય એવો નિર્દોષ ભાવ કરીને એની સામે બેઠી હતી. એ લુચ્ચી કુત્તી છોકરી નક્કી મનમાં તો હસતી હશે! કદાચ ઉમળકાતી પણ હશે! પણ અત્યારે કેવી ડાહી-ડમરી થઈને બેસી ગઈ છે? જાણે મોઢા ઉપરથી માંખ પણ ઉડાડવાની એનામાં ત્રેવડ ન હોય?

'એ તો લીલા તમને કહેશે!' મોહનભાઈએ દાક્તરના સવાલને લીલા ઉપર ફેંકયો.

દાક્તરે લીલા સામે જોયું. લીલાએ કહ્યું:

'એ તો વાત એમ છે કે હું એક કિતાબ લખું છું—વિજ્ઞાનની કસોટીએ આયુર્વેદ. વાતવાતમાં મારા બાપુજીને મેં કહ્યું કે આ વિષય ઉપર દાક્તરે વાંચ્યું હોય કે ન હોય, વિચાર્યું હોય કે ન હોય તોપણ દવાઓના રાસાયનિક ગુણદોષ સંબંધે એમનું જ્ઞાન એટલું અગાધ છે છે કે એમની સાથે સાત આઠ દિવસ જો વિગતે ચર્ચા કરું તો મારું પુસ્તક વધારે સંગીન બને. આ સાંભળીને મારા પિતાએ તમને તાર કર્યો.'

તત્કાલ સૂઝેલા ખુલાસા તરીકે આ ખુલાસો એટલો તો કાર્ય-સાધક હતો કે દાક્તરને એ સત્ય લાગ્યો. મોહનભાઈ લીલાની સામે તાકી રહ્યા—જાણે કે એ પોતાની સામે બેઠેલી છોકરીમાં પોતાના પુત્રીને નહિ, પણ કોઈ શયતાનને પણ કાન પકડાવે એવી જાદૂઈ પૂતળીને જોતા હોય! એમના મને જાણે એમની બુદ્ધિના કાનમાં કહ્યું: 'હું નહોતો કહેતો કે આ છોકરી ઘણી લુચ્ચી છે!' લીલા તો જાણે મોહનભાઈના જેવી કોઈ વ્યક્તિ જ એ ઓરડામાં હાજર ન હોય એમ કેવળ દાક્તરની સામે નિર્દોષ લાગતી જિજ્ઞાસા માત્રથી જોઈ રહી.

'અલબત!' લીલાએ કહ્યું. 'અચાનક બોલાવવામાં તમને અગવડ પણ પડી હશે, અને કદાચ વિવિધ તર્કો પણ થયા હશે, પણ

મારા બાપુજી મને એટલી ચાહે છે કે મારી જરા સરખી ઇચ્છાને એ શક્ય એટલી પૂરી પાડવાને સતત મથે છે, એટલે એમના વતી હું, તમને કાંઈ અગવડ આવી હોય તો માફી માગું છું!'

મોહનભાઈ તો અવાક જ રહ્યા. એ કાંઈ બોલી શકે એમ હતું જ નહિ! દાક્તરે કહ્યું:

'ના રે ના! અગવડ શાની? હું ક્યાં કોઈની નોકરી કરું છું? તમે તમારા પુસ્તકમાં ક્યાં સુધી આવ્યા છો?'

'પુસ્તક બધી રીતે તૈયાર છે. માત્ર લખવા માંડું એટલી જ વાર છે.' લીલાએ જવાબ આપ્યો.

'જો લુચ્ચી! મને બનાવ્યો, હવે એને બનાવે છે. લખવાની વાર હોય તો પછી તૈયાર શાનું કહેવાય?' મોહનભાઈ મનમાં ને મનમાં ટીકા કરી રહ્યા.

'ત્યારે તમને પણ આયુર્વેદમાં કાંઈક છે એમ હવે સમજાયું ખરું?' દાક્તરે કહ્યું. 'પહેલાં તો તમને એ વિષય તદ્દન જંગલી લાગતો હતો.'

'જંગલી તો હજીયે લાગે છે, દાક્તર સાહેબ!' લીલાએ કહ્યું. 'માત્ર એના જંગલીપણામાં કાંઈક પણ તર્કસિદ્ધ પદ્ધતિ જેવું મને લાગે છે.'

'ત્યાં મારો સાફ મતભેદ છે. મારી નજરે આયુર્વેદ એ પાંચ હજાર વર્ષના પ્રયોગોનું દોહન છે.'

'એ મતભેદ તો મને લાગે છે કે આપણે ઊભો જ રહેવા દઈશું.' લીલાએ કહ્યું. 'જ્યાં વનસ્પતિશાસ્ત્ર જેવું કાંઈ જ નથી, રસાયનશાસ્ત્ર જેવું કાંઈ નથી ત્યાં પ્રયોગસિદ્ધ વૈદકવિદ્યા હોવાનું હું તો નથી માનતી.'

'એનું એક જ કારણ છે. તમને એનું મૂળતત્ત્વ જ નથી સમજાયું. વિલાયતી વૈદકશાસ્ત્ર પૃથક્કરણ ઉપર રચાયું છે; હિન્દી

વૈદકશાસ્ત્ર સંયોગીકરણ ઉપર રચાયું છે. વિલાયતી વૈદકશાસ્ત્ર રક્ત-સંશોધન ઉપર નિર્ભર છે; હિન્દી વૈદકશાસ્ત્ર આહારનિયમન ઉપર રચાયું છે.'

'આપને પ્રવાસમાં કાંઈ તકલીફ તો નથી પડી ને?' મોહનભાઈએ શુષ્ક વિષયની અર્થહીન ચર્ચા બંધ કરવાને વચમાં સવાલ કર્યો.

'જી, ના! ખાસ કાંઈ નહિ.' દાક્તરે મોહનભાઈને જવાબ આપીને લીલાને પૂછ્યું: 'ત્યારે તમે શરૂઆત કેવી રીતે કરશો. આયુર્વેદની તરફદારીમાં કે વિરોધમાં?'

'મારો પક્ષપાત તો તમે જાણો છો—વિલાયતી વૈદકશાસ્ત્ર માટેનો.'

'તો તો તમે ગ્રંથ લખવાની તકલીફ જ શા માટે લો છો? હિન્દમાં કાંઈ સારું હોઈ જ શકે નહિ એવી માન્યતાવાળા અંગ્રેજોએ વિલાયતી વૈદકશાસ્ત્રની એટલી તો આંધળી સ્તુતિઓ કરી છે કે તમારા જેવી એક હિન્દુ નારી એમાં નહિ ભળે તો કાંઈ ખોટ નથી જવાની. ખરી નવાઈની વાત તો એ છે કે અનેક દિશાઓમાંથી એની સામે થયેલા અનેક હુમલાઓની સામે હિન્દી વૈદકશાસ્ત્ર હજી ટકી કેમ રહ્યું છે?'

'કાશ્મીરનાં હવાપાણી તો સારાં ને?' મોહનભાઈ ફરીને વચમાં પુરાયા. દાકતર સમજી ગયા કે આ રસિક વૈજ્ઞાનિક ચર્ચામાં મોહનભાઈને રસ નથી જ પડતો; એટલે મહેમાનગતિના સર્વ સ્થળ સ્વીકૃત કાનૂનને નજરમાં રાખીને એમણે લીલા સાથે વાત બંધ કરી અને મોહનભાઈ સાથે વાત શરૂ કરી.

'હવાપાણી તો સારાં.'

'તમને બીજે ક્યાંય નહિ ને ખાનગી પ્રેક્ટીસ કરવાને કાશ્મીર કેમ સૂઝ્યું?'

'ખાસ કારણમાં તો સ્થળ મને બધી રીતે અનુકૂળ મળ્યું એટલું જ. એક જગ્યા આપણને વધારે કેમ ગમે છે ને બીજી ગમતી નથી એ આખરે તો અંગત ફાવટનો સવાલ જ બની રહે છે ને? ઘણાને મુંબઈ માફક આવે છે; મને ઝેર જેવું લાગે છે.'

'પણ મુંબઈએ એવું તે તમારું શું બગાડ્યું છે?' મોહનભાઈએ મુરબ્બીવટભર્યું હસીને પૂછ્યું. કોઈ માણસને મુંબઈ જેવી મનમોહન-નગરી ગમે નહિ એ એમને સમજાતું જ ન હતું.

'મુંબઈમાં મહારાષ્ટ્ર અને ગુજરાતનું પ્રાધાન્ય ઘણું છે.'

'તો પછી મહારાષ્ટ્ર ને ગુજરાતે તમારું શું બગાડ્યું છે?'

'મહારાષ્ટ્ર એટલે રસહીન વિગતશોખીન પ્રદેશ. ગુજરાત એટલે રસહીન વેપારશોખીન પ્રદેશ. આ વિગતપ્રેમ અને વેપારી કુનેહની વચમાં જીવન સદંતર યાંત્રિક અને રસહીન બને છે એનો ખ્યાલ બહુ નથી રહેતો.'

'વિગતોની બાબતમાં તો નથી કહેતો, પણ વેપાર ન હોય તો ચાલે કેમ? મુંબઈના વેપાર ઉપર તો હિન્દુસ્તાનનો ખેડૂતવર્ગ ઊભો છે ઊભો.'

'હું એમ સમજતો હતો કે ખેડૂતવર્ગ ઉપર મુંબઈ ઊભું થયું છે.' ડાક્તરે મોહનભાઈના દાવાનો અસ્વીકાર કર્યો.

'આપણે જમીને પછી બેસીશું. પિતાજી એમના કામમાં હશે એટલે આપણને ખાસ્સા બે કલાક મળશે.'

મોહનભાઈ મનમાં મલકાયા. એ સમજતા હતા કે આ વિજ્ઞાનની વાતો મારી હાજરી પૂરતી જ છે—મારા ઉપર છાપ પાડવા પૂરતી જ છે; મારી ગેરહાજરીમાં તો આ બે એવી વાતો કરશે કે મારે ગેરહાજર જ રહેવું જોઈએ.

ભોજન સમાપ્ત થયું. પાનસોપારી ખાઈને મોહનભાઈ પોતાના કામ માટે ઊઠ્યા. ડાક્તર અને લીલા લીલાના કમરામાં ગયાં.

મોહનભાઈને ખાનગી ટપાલ લખવાનો સમય રાત્રે મળતો; એટલે દીવાનખાનામાં આવીને બેચાર જગ્યાએ ટેલિફોન કરીને બેત્રણ વસ્તુઓના છેલ્લા બજાર ભાવ જાણ્યા. કલાકેક સુધી એમણે કામ કર્યું, બેત્રણ શેરહોલ્ડરોને એમણે ટપાલ લખી, વતનના સગાં-ઓમાંથી એમણે બેત્રણને પત્ર લખ્યા; પછી કાંઈ કામ વગરના થઈને એ ખાટ ઉપર હીંચકતા બેઠા.

ઋષિમુનિઓને જેમ સમાધિ છે તેમ સાંસારિકને ખાટ છે. દુનિયાભરનાં સર્વ પ્રકારનાં વિરામ–આસનોમાં ખાટનું સ્થાન અનોખું જ છે. ખાટ એ માણસને ભૂતકાળને જીરવવાનું, વર્તમાનકાળને અવલોકવાનું અને ભવિષ્યકાળને યોજવાનું કો અજબ બળ આપે છે. મોહનભાઈ પણ ખાટ ઉપર બેઠા બેઠા વિચારે ચડી ગયા.

લીલાનો સવાલ પણ ઠેકાણે પડતો હતો! આ વાત ખૂબ જ સંતોષકારક હતી. જ્યાંસુધી મહાલક્ષ્મી ઘરમાં હતી ત્યાંસુધી મોહનભાઈ ઘરના વહેવારમાં કેવળ વિધિનિષેધ પૂરતા જ રસ લેતા; પરંતુ જયારથી મહાલક્ષ્મીએ ગ્રામવાસ સ્વીકાર્યો હતો ત્યારથી મોહનભાઈની જવાબદારી વધી પડી હતી. લીલાનો સવાલ એમની સામે ઊભો હતો. એ લીલાના પિતા હતા, ને લીલા એમની નજર સામે એમના ઘરમાં એમની દેખરેખ નીચે જ મોટી થઈ હતી; છતાં મોહનભાઈ લીલાને સમજી શક્યા ન હતા. એમ તો મોહનભાઈને પોતાને કબૂલ કરવું પડયું કે એ મહાલક્ષ્મીને પણ નહોતા સમજી શકયા કે અંજનીને પણ નહોતા સમજી શકયા. એ બેને એ નહોતા સમજી શકયા એટલે તો એ બેને એ ખોઈ બેઠા હતા. અંજનીનો તો સર્વ પ્રકારની ખર્ચાળ, હોંસીલી, જોસીલી તપાસ કરાવ્યા છતાં કાંઈ કરતાં કાંઈ પત્તો જ ખાધો ન હતો, અને હિમના સપાટામાં જેમ એક ફૂલ્યુંફાલ્યું ઝાડ એકદમ રુક્ષ અને નિષ્પ્રાણ બની જાય એમ અંજનીની વિદાય પછી મહાલક્ષ્મી વૃદ્ધ થઈ ગઈ હતી; વૃદ્ધ

થઈ ગઈ હતી એટલું જ નહિ, બલ્કે પોતાની સ્નેહાળ ને ભોળી ભામિનીનો નિત્યયુવા આત્મા જાણે એકદમ જર્જરિત અને અતિશય થાકેલો બની ગયો હતો.

મોહનભાઈના સંસારમાં આજે જે કાંઈ રસ રહ્યો હતો, રાગ રહ્યો હતો એ સર્વ લીલામાં મૂર્ત થયો હતો! એ આઝાદ છોકરીને જો એ સુખી કરી શકે, કોઈ કરતાં કોઈ રીતે પણ જો સુખ, સંતોષ, સલામતી, કુલમર્યાદા જેવી બાબતમાં મૂકછાટ મૂકીને પણ પોતાનાં અને લીલાના ખ્યાલોનું સંયોજન કરી શકે, તો મોહનભાઈને ખૂબ કરતાં ખૂબ સંતોષ થાય એમ હતું.

ઘડિયાળનું લોલક કલાક કાપે એનાં કરતાં પણ વધારે ઝડપથી ખાટના હીંચકાએ કલાક કાપી નાંખ્યો, અને મોહનભાઈ ખાટ ઉપરથી ઊભા થયા.

લીલા અને દાક્તર બે કલાક સુધી બેઠાં હતાં. બે કલાક સુધી એકબીજાંને ચાહનારાં એક યુવક અને એક યુવતી એક જ કમરામાં કશા પણ અંતરાય વગર એકલાં રહે તો એમની વાતો વહેલામાં વહેલી તકે જ સૃષ્ટિના એ સનાતન પ્રશ્નની આસપાસ જ ફરતી થઈ જવાની! વૈદકશાસ્ત્રના દેખાવ પૂરતા ઢોંગ તો ઓરડાની બહાર જ રહેવાના. વિજ્ઞાનની ચર્ચાઓ જીવનના તાત્ત્વિક રસની સામે શુષ્ક લાગવાની, અને વાત જેટલી આડીપહોળી ઊડવી હોય એટલી ઊડીને પણ વહેલામાં વહેલી તકે જ રસમય બનવાની. પરંતુ ગમે તેવી રસમય વાતોને માટે પણ બે કલાક કાંઈ ઓછા ન કહેવાય.

મોહનભાઈએ મનમાં ગણતરી કરવા માંડી. બે કલાકમાં તો ઘણું બધું થઈ શકે. બે કલાકમાં તો બજાર ... જહન્નમમાં જાય બજાર! બે કલાકમાં માણસ ધારે તો શાદીના પક્ષાપક્ષ નક્કી કરી શકે; જુવાન ધારે તો જુવતીની તમામ શંકાઓ નિર્મૂળ કરીને એને વહેલામાં વહેલી તકે શાદી કરવાનું સમજાવી શકે; જુવતી ધારે તો

જુવાનની સામે એક નવી જ દુનિયા ખડી કરી શકે, ને હજારો માંહેની એક જુવતી હોવાને બદલે હજારો માંહે અનન્ય તરીકે પોતાને બતાવી શકે. ગમે તેમ પણ એકંદર સમય કાંઈ ઓછો નહોતો !

મોહનભાઈ લીલાના કમરા તરફ ગયા. બન્ને જણા વાતચીત કરતાં હોય, એમ મોહનભાઈને લાગ્યું. એક જુવાન અને જુવતી બે કલાક સતત વાત કરી શકે એ આશાનું ચિહ્ન હતું. એ નજીક ગયા. વાતનો આગ્રહી સૂર હવે તે પકડી શક્યા. એ વધારે નજીક ગયા અને એ આગ્રહી સૂરની અંદર રહેલી ગરમી પણ એ પકડી શક્યા. મોહનભાઈએ બારણામાં કાન માંડ્યા. શું આ બે જણાં છેલ્લા બે કલાકથી ઝઘડતાં તો ન હતાં ?

'તમે મારું માનશો નહિ એમ મને ખાતરી છે.' દાક્તરનો અવાજ મોહનભાઈએ ટાઢા ડામ જેવો સાંભળ્યો. 'એક પ્રમાણિક વિજ્ઞાનીને હોવી જોઈએ નહિ એવી જિદ્દ તમારા સ્વભાવમાં જ છે. એક સાફદિલ અન્વેષકને ન હોવા જોઈએ એવા પૂર્વગ્રહ તમારા ચિત્તમાં છે, પણ મારી વાતમાં મને તો પૂરી શ્રદ્ધા છે અને એક દિવસ હું એ પુરવાર કરી બતાવીશ.'

'હું જિદ્દી હોઈશ અને મારામાં પૂર્વગ્રહ પણ હશે,' લીલાએ દાક્તરના અવાજથી જરાયે દબાયા સિવાય વળતો જવાબ આપ્યો. 'પણ જિદ્દથી ને પૂર્વગ્રહથી તમે પોતે મુક્ત હો એવું મને નથી લાગ્યું.'

'તમારી દૃષ્ટિમાં રાગ છે, ને તમારી બુદ્ધિમાં દ્વેષ છે. જો એમ ન હોય તો પાંચ હજાર વર્ષથી જે પ્રયોગો થઈ રહ્યા છે ને જે પ્રયોગોએ ચોક્કસ રૂઢ સ્વરૂપ અખત્યાર કર્યું છે એને તમે ભૂલવા કેમ માગી શકો ? તમે કહેશો કે એ બધા અવૈજ્ઞાનિક છે, પણ ખુદ વિલાયતી વિજ્ઞાનના પણ એકેએક ક્ષેત્રના પાયા જેમણે રોપ્યા છે

તેમાંથી કોઈ વિજ્ઞાની ન હતા. બધા જ પ્રયોગ કરનારા, વિજ્ઞાનની પદ્ધતિસરની તાલીમ વગરના, વિજ્ઞાનના નિયમો ને ધોરણોથી બિનવાકેફ હતા.'

'તમે વિજ્ઞાનના વીરો ઉપર આક્ષેપ કરો છો.'

'એમ કે? જેણે આજની વાઢકાપની આખી પ્રથાનો પાયો નાંખ્યો તે લીસ્ટર દાક્તર પણ ન હતો કે દવાનો વેચનારો પણ ન હતો. ચેપી રોગોનાં જંતુઓની શોધ કરીને એનું વારણ જેણે શોધ્યાને આજની 'ઇન્જેક્શન'ની સારવારનો પાયો નાંખ્યો, તે પાસ્ચોર પણ વિજ્ઞાની નહોતો કે દાકતર ન હતો. જેણે મેલેરિયાના મચ્છરોનો નાશ કરવાનો ઉપાય શોધ્યો ને મેલેરિયાના નિવારણ સમું ક્વીનાઇન જાહેરમાં મૂક્યું તે રોસ તબીબ પણ નહોતો કે વનસ્પતિ-શાસ્ત્રી પણ ન હતો. જરા પાછળ જાઓ—રક્તપિત્ત જેવા ભયંકર ને જીવલેણ દરદના ઉપચારો જેણે શોધ્યા અને જગતને આપીને હજારો માણસોને ભયમુક્ત કર્યા તે ફાધર ડેમિયન પણ દાક્તર ન હતો; વિજ્ઞાની નહોતો. હજી જરા પાછળ ચાલો—જેણે વીજળી શોધી તે મિકાયેલ ફેરેડે પોતાની શોધ પહેલાં વિજ્ઞાનની કોઈ તાલીમ પામ્યો નહોતો. જેણે આગબોટ શોધી, જેણે રેલવે શોધી, ગુરુત્વાકર્ષણનો સિદ્ધાંત સ્થાપ્યો, જેણે સૂર્યનાં કિરણોનું પૃથક્કરણ કર્યું. . . . આમાંથી કોઈ કરતાં કોઈ તાલીમ પામેલો વિદ્યાર્થી ન હતો. પદ્ધતિસરનો વૈજ્ઞાનિક અન્વેષક પણ ન હતો. વિજ્ઞાનના સ્થાપિત કે પ્રચલિત નિયમોની પરવા કર્યા સિવાય એમણે તો માત્ર જોયું, ગાંડીઘેલી ને ડાહી કોશિશો કરી, ને એ અવૈજ્ઞાનિક કોશિશોમાં એઓ ફત્તેહમંદ થયા ત્યારે વિજ્ઞાને પોતાના સીમાડા વધારીને એમને પોતાના બનાવ્યા. એમણે કદી વિજ્ઞાનને પોતાના જ્ઞાન તરીકે નથી જણાવ્યું, વિજ્ઞાને એમને પોતાના એકલિયા વીરો તરીકે જણાવ્યા છે.'

'તમે કહેવા શું માંગો છો?'

'હું કહેવા માગું છું એ કે, કોઈ પણ દિશામાં થતા કોઈ પણ પ્રયોગને એ કેવળ પદ્ધતિસરની વિજ્ઞાનની તાલીમ પામેલા માણસોને હાથે નથી થતા એ કારણે ન ઉવેખો. પદ્ધતિસરની તાલીમને અભાવે શક્તિ ને સાધનનો દુરુપયોગ ઘણો થાય છે એ કબૂલ છે; પણ કોઈક વાર એમાંથી ચમત્કારિક લાગે એવું સત્ત્વ પણ મળી આવે છે. દાખલા તરીકે તમને આયુર્વેદમાં ને પ્રયોગપરાયણ ડોશીવૈદાં સામે જબરો પૂર્વગ્રહ છે, નહિતર હું તમને બતાવી આપત કે રક્તપિત્તની વિલાયતી પદ્ધતિના નામથી ઓળખાતી સારવાર અમેરિકામાં શરૂ થઈ તેના પહેલાં સો વર્ષથી એ રોગની સારવાર આપણા દેશમાં એક સ્થળે તો થતી જ હતી. મેલેરિયાનું મારણ રોસે શોધ્યું એના પહેલાં હજાર વર્ષથી આપણા દેશની ડોશી માત્ર જાણતી હતી કે ટાઢિયા તાવ ઉપરની અક્સીર દવા તે આકરી કડવાણી છે. લાખો રૂપિયાના ખર્ચે વિજ્ઞાનીઓએ આજે ક્ષયરોગની જે આખરી સારવારનું ધોરણ ઠરાવ્યું છે, એ ધોરણે આપણા ગામડાનો વૈદ્ય છેલ્લાં પાંચસો વર્ષથી ક્ષયની સારવાર કરી રહ્યો છે.'

'પણ તમે કહેવા શું માગો છો ?'

'હું કહેવા માગું છું કે તમે જે ગ્રંથ લખવા ધારો છો, ને જેની આપણે છેલ્લા બે કલાકથી ચર્ચા કરીએ છીએ એમાં તમારે ડોશી-વૈદાં ને ગ્રામ્ય વૈદકપ્રયોગોને પૂરતું ને સહાનુભૂતિભર્યું સ્થાન આપવું.'

મોહનભાઈ કંટાળ્યા. આ બે જિદ્દી દાક્તરો વચ્ચે બિચારી રસિકતાની ભારે કફોડી દશા હતી. એક તરફથી એને વિલાયતી વૈદકશાસ્ત્ર નડતું હતું ને બીજી તરફથી એને દેશી વૈદકશાસ્ત્ર નડતું હતું. આ બેની વચમાં શાદીની વાતને તો જાણે ઊતરવાનુંયે ઠેકાણું નહોતું દેખાતું; પણ શાદીની સંભાવનાને માટે પણ સ્થાન હતું કે નહિ ?

મોહનભાઈ અંદર ગયા.

'હવે તમે કાંઈ બીજી વાત કરો ને? રાતદિવસની આ માથાકૂટથી તમે જરાયે થાકતા નથી તે તમારાં તે માથાં લોઢાનાં છે ભલા? દાક્તર! મારું માનો! આ છોકરી નથી કોઈ ચોપડી લખવાની કે નથી તમારી વાત ધ્યાન ઉપર લેવાની. એની સાથે બહુ માથાફોડ કરવા બેસશો તો એ તો તમને નિરાંતે બેસવા પણ નહિ દે.'

'હું તો એમને કહું છું કે કાં તમે તમારી વાત મારે ગળે ઉતારો કે મારી વાત તમારે ગળે ઉતારો.'

'હવે વાતને ગળે ઉતારવાનું ને એ બધું મૂકો. ચાલો દશ વાગ્યા છે. મને ઊંઘ નથી આવતી. તમને બેયને પણ ન આવતી હોય તો કોઈ સિનેમામાં જઈએ.'

દાક્તર કપડાં પહેરવા ગયા. લીલા જરા મર્મમાં સ્મિત કરતી પોતાના પિતા સામે જોઈ રહી. એ સ્મિત જોઈને મોહનભાઈ લીલા સાંભળવા ધારે તો સાંભળી શકે એવા બડબડતા સૂરે બોલ્યાઃ 'તું તો મૂળથી જ જિદ્દી છોકરી હતી, પણ એ પણ કોઈ લોઢાનાં માથાંનો જડભરત લાગે છે!'

# પ્રકરણ છવ્વીસમું

## જેમાં મોહનભાઈ આખરે પોતાનો મિજાજ ગુમાવે છે

જોગેશ્વરીની ગુફામાં ત્રણ માણસો ફરતાં હતાં. એમાં એક હતા મોહનભાઈ; અને બીજા બે હતાં લીલા અને દાક્તર.

ગુફા જેવી બહાર વખણાતી હતી એવી તો ન હતી. હકીકત તો એ હતી કે મોહનભાઈએ માત્ર વખાણ જ સાંભળ્યાં હતાં. મુંબઈના નિવાસ દરમિયાન એમણે કદી એ નજરે નહોતી જોઈ.

પરંતુ વારંવાર સાંભળેલાં વખાણવાળી વસ્તુ નજરે જોવાથી એક પ્રકારની નિરાશા જ ઊપજે છે. મોહનભાઈ એક વાર વેપારના કામકાજને અંગે સિંધ ગયેલા ત્યારે જગબહાદુર સિંધુ નદીને જોઈને, 'દરિયા' તરીકે વર્ણવાયેલી સાંભળેલી એ નદીનું મેલું પાણી ને સાંકડો પ્રવાહ જોઈને એમણે ભારે નિરાશા અનુભવેલી. પરંતુ માણસ જ્યારે વખાણ કરવા બેસે છે ત્યારે એની જબાન કાવ્યમય બની જાય છે, ને વખાણેલી વસ્તુને જોવા માંડે છે ત્યારે એની નજર ઇજનેરી બની જાય છે.

છતાં આ ગુફા સાવ ઉવેખવા જેવી પણ ન હતી. એક જ પથ્થરમાંથી કોરી કાઢેલી આ નાની ગુફા અનેક રીતે પ્રાચીન કલા-કૌશલનો નાદર નમૂનો હતી. એની અંદર હવાની આવજાની સગવડ, એમાં પાણી લાવવાની કરામત, એના છત્રને અખંડ રાખવાની જોગ-

વાઈ—બધું મજાનું હતું, ને પ્રાથમિક નિરાશા શમ્યા પછી ધ્યાન પ્રેરે એવું હતું.

મોહનભાઈ આંટો મારીને જાણે કે સામે છેડેથી બહાર નીકળી ગયા ને આસપાસની ઘેરી ઝાડીમાંથી એક ઝાડ નીચે બેઠા. ક્યાંય સુધી બેઠા. કંઈ વાર એ એમ ને એમ બેઠા. નોકરે ચા તૈયાર હોવાની ખબર આપી, એટલે નોકરને જતો રોકીને મોહનભાઈ લીલા અને દાક્તર-ને બોલાવવા ગયા. ગુફાના મુખદ્વારમાં એમણે અંદરથી ઘેરાતા ને રેડિયોના લાઉડસ્પીકરમાંથી નીકળતા હોય એવા અવાજો સાંભળ્યા; મોહનભાઈ થોડી વાર થંભી રહ્યા. લીલાનો ગુફાના પોલાણમાં ઘેરતો અવાજ એમણે સાંભળ્યો:

'મને તો લાગે છે કે આ ગુફા જૂના વખતમાં એક સૅનેટોરિયમ જેવી જ હશે. આમાં પહેલાં તો મૂર્તિઓનો અને કોતરકામનો ભરાવો નથી. વળી ગુફાની અંદર હવાની આવજા માટે ધ્યાન ખેંચે એવી જોગવાઈ છે. વળી પાણીના—વરસાદના પાણીના સંચયની ખાસ તજવીજ છે. સ્થળ રમણીય છે, પણ એકાન્ત નથી. જૂના સમયમાં એ એકાંત નહિ હોય; એટલે આ કોઈ ધર્મસ્થાન કે કોઈ બૌદ્ધ સાધુના સમાધિસ્થાન કે તપઃસ્થાન કરતાં આજાર સાધુઓ માટેનાં આરામસ્થાન સમી વધારે લાગે છે; જો એમ ન હોય તો જે કાળજીથી આ ગુફાને બધી બાજુથી ખૂલ્લી રાખવામાં આવી છે એ કાળજી સમજાતી નથી.'

'તમે કહો છો એ વાત વિચારવા જેવી છે ખરી. માત્ર તમને આ ગુફાનો આવો ખુલાસો સૂઝ્યો તે નવાઈની વાત. જૂના વખતના લોકોને હવા ખાવાનાં ખાસ સ્થળો બાંધવાની જરૂરત લાગતી હતી એમ તમે સ્વીકાર્યું એ ઘણું છે.'

'દાક્તર! કાં તો તમે મને મૂર્ખ માનો છો, અથવા તો તમારી મજાક કરવાની રીત વાંધા ભરેલી છે. દરેક નાની મોટી વાતમાં દરેક

પ્રસંગે તમે મને એકની એક વાત યાદ દેવરાવો છો. એ કદાચ તમારા મત પ્રમાણે બરાબર હશે, પણ એ રીતભાત સારી તો ન જ કહેવાય!'

મોહનભાઈ ગુફામાં દાખલ થઈ ગયા. આ અવાજની સારીગમ એ બરાબર સમજતા હતા, ને જોગેશ્વરીની ગુફા જેવી તદ્દન નજીવી વાતમાં લીલા દાક્તર સાથે તકરાર કરી બેસે એ એમને ફાવતી વાત નહોતી. દાક્તરની લીલા સાથે કામ પાડવાની શક્તિ વિષે મોહનભાઈ ઊંચો અભિપ્રાય બાંધી શકયા ન હતા. 'જડભરત,' 'વેદિયો,' 'નમાલો,' એવાં વિશેષણો એ મનમાં તો આપી ચૂકયા હતા. 'અરે, જુવાન જેવો જુવાન માણસ છે, લીલા તરફ એને પક્ષપાત છે, લીલાના બાપની ગેરસમજૂત ન થાય એ રીતે કોઈ પણ ઝીણી નજર-વાળો માણસ વાંચી શકે એવી ઉઘાડી સંમતિ છે, રમણીય વનમાં રમણીય સ્થળમાં એકાન્ત છે; છતાં જૂના જમાનાના લોકોના હવા ખાવાના રહેઠાણુ માટે બાઝવા ઊભો થાય છે! આ જડભરત કરતાં તો આવડી ઉમરે હું પણ વધારે પ્રગતિ કરી શકું ને કાંઈક સારો દેખાવ કરી શકું.' મોહનભાઈ મનમાં ચિડાતા બોલ્યા.

'દાક્તર! લીલા! હવા પછી ખાજો, હમણાં તો ચા પીવા ચાલો.'

દાક્તર અને લીલા ચર્ચા કરતાં કરતાં જ બહાર નીકળ્યાં. લીલા ખેદ બતાવતી બોલતી હતી: 'એક સમજદાર વ્યક્તિ તરીકે મને ધર્મ ઉપર જેટલી ચીડ ચડે છે એના કરતાં પણ દાક્તર તરીકે ધર્મ ઉપર ઘણી વધારે ચીડ ચડે છે. આખા હિન્દુસ્તાનનાં ગામડે ગામડે જઈને સારામાં સારી, વધારેમાં વધારે સ્વચ્છ, વધારેમાં વધારે લોકોપયોગી થઈ શકે એવી જગ્યાઓ, ધર્મને નામે ટહેલ નાખીને જાહેર પ્રજાના હિતના ઉપયોગમાંથી ખેંચી લેવામાં આવી છે.'

ડાક્તરે જવાબ દીધોઃ 'ત્યાં હું તમારી સાથે સંમત છું. ચાલો, આપણે ત્યારે એક વાતમાં તો એકસરખો મત ધરાવીએ છીએ. મારું જો ચાલે તો આ તમામ ધાર્મિક સ્થળોને હું સેનેટોરિયમ તરીકે જાહેર કરું.'

મોહનભાઈ મનમાં ને મનમાં ચિડાતા જતા હતા. એમણે લીલાને થોડી વાતો કહી દેવાનો મનમાં ઇરાદો કર્યો. ચા લીધા પછી ડાક્તર જંગલમાં ફરવાને ગયા. લીલા અને મોહનભાઈ એકલા રહ્યા. ડાક્તર નજરે દેખાતા બંધ થયા કે મોહનભાઈએ લીલા સામે ફરીને હૃદયમાં સંભારેલી તમામ ચીડને માર્ગ આપ્યોઃ

'છોકરી! તું મૂર્ખ છો કે મને મૂર્ખ બનાવી રહી છો?'

'બાપુ!'

'એ બાપુ બાપુ હવે કાંઈ નહિ. સાફસાફ સીધી વાત કહી દે. હું જૂના જમાનાનો બાપ ઊઠીને આજ નવા જમાનાના બાપ કરતાંયે બે પગલાં આગળ જઉં છું. શા માટે? તને સુખી કરવા માટે. અને મારી ચિન્તા, મારી લાગણી, ને મારી છૂટછાટનો તું મને આવો જવાબ આપે છે? કહે તો ખરી કે, તારા દિલમાં છે શું?'

'મારા દિલમાં? કાંઈ નથી મારા દિલમાં! તમે શાની વાત કરો છો?' લીલાએ પૂછ્યું.

'હું વાત કરું છું તારી ને તારા ડાક્તરની. તમને બન્નેને હું ભેગાં મેળવું છું એ શું ડોશીવૈદાંની ચર્ચા કરવા કે? તમને બન્નેને હું મુંબઈથી આટલે દૂર આવા સ્થળમાં લાવું છું તે શું હવાખાવાના સ્થળ સંબંધી માથાફોડ કરવા? પણ તું એટલી નાદાન નથી. તું ઇરાદાપૂર્વક મને ચીડવવા જ માગે છે એ સાફ દેખાય છે. મારા મનમાં એમ કે, લીલા ને ડાક્તર એકબીજાને મળે, સાથે હરે,

ફરે, ખેલે અને એ રીતે જે હું મારી જિંદગીમાં કે મારી પહેલી પુત્રીની જિંદગીમાં નહોતો લાવી શક્યો તે એની જિંદગીમાં મૂકું કે એ જોઈસમજીને લગ્ન કરે અને સુખી થાય. હું જૂના જમાનાનો બાપ—તારી માનું નામ પણ મારા મોઢામાંથી મેં આજ સુધી નથી લીધું તે તને—મારી જુવાન પુત્રીને આજ એક જુવાન માણસ સાથે છૂટથી ફરવા દઉં છું. હું શેરબજાર ને રૂબજારનો વેપારી—ઘડીની નવરાશ નથી મને મારા કામમાંથી. આજકાલ મારો ધંધો જાણે સંકેલીને તમારી પાછળ સરવા કાન રાખીને ભમું છું કે મારે સાંભળવી છે એવી એક વાત પણ તમે કરો છો કે નહિ? પણ તું હમેશાં મિજાજી છોકરી છે. તોફાની ને આપમતિલી છોકરી છે. તારા બાપને ચીડવતાં તને આંચકો નથી આવતો. તારા બાપને બેવકૂફ બનાવવાનો તને રંજ નથી થતો.'

'બાપુજી!' લીલાએ કહ્યું. 'તમે કેવી વાત કરો છો?'

'હું સાચી વાત કરું છું. જે છોકરી મારી આ દિલચાલને સમજી શકત એને માટે મેં કાંઈ ના કર્યું, ને જેને માટે આજ હું મારી બુદ્ધિ, મારા સંસ્કાર અને મારા ખ્યાલોને કચરીને આજકાલ કરી રહ્યો છું એ છોકરીને એની કદર નથી. કોઈક એવા બારે પગલાનાં પૈસા ઘરમાં આવ્યા છે કે મારું કોઈ કામ સીધું નથી ઊતરતું. છોકરી ગઈ, તારી મા પણ તજીને ગઈ અને તેં મને હેરાન કરવાનું નક્કી કર્યું છે. કરી લે મારા બાપ! કરી લે. એ તું મને હેરાન નથી કરતી; મારું કરમ મને પજવી રહ્યું છે.'

'બાપુજી!' લીલા આવીને મોહનભાઈના ખભા ઉપર હાથ મૂકીને બોલી. 'તમે કેવા માણસ છો? શા ઉપરથી તમે કહો છો કે મને તમારી કદર નથી? શા ઉપરથી તમે કહો છો કે હું તમને ચીડવવાને જ મથી રહી છું?'

'ત્યારે તું આ શું કરી રહી છો? શા માટે તું મને કહેતી

નથી કે દાક્તર તને પસંદ છે કે નહિ? હું શું દાક્તરને છેક કાશ્મીરથી વૈદાંની ને ગુફાની સુફી ચર્ચા માટે બોલાવી લાવ્યો છું?'

'તમને જાણીને સંતોષ થતો હોય તો હું કહું છું કે દાક્તર મને ગમે છે, ને હું લગ્ન કરીશ તો એની સાથે કરીશ.'

'એટલે? કરીશ તો એની સાથે કરીશ એટલે શું? દાક્તર તને પસંદ હોય તો પછી તને વાંધો શો છે?'

'મારે લગ્ન કરવાં કે નહિ એ હજી મેં નક્કી નથી કર્યું!'

મોહનભાઈ ચિડાયા હતા. લીલાના છેલ્લાં વાક્યોથી એમની ચીડ કાંઈક નરમ બની હતી; પરંતુ હવે તેઓ એમનો મિજાજ કાબૂમાં ન રાખી શક્યા.

'છોકરી!' મોહનભાઈનો ગુસ્સો માઝા મૂકતો હતો. 'તને આટલી બધી છૂટ આપી તેનું આ પરિણામ છે. આજકાલનાં છોકરાંને થઈ શું ગયું છે એ મને કોઈ જરા સમજાવશો? તમને નથી તમારા મનની ખબર, નથી તમે જાતે નિર્ધાર કરી શકતાં કે નથી બીજાંને નિર્ધાર કરવા દેતાં. તમારે બેજવાબદાર રહીને ફરવું છે, ને બીજાંને કોઈ જવાબદારી અદા કરવા દેવી નથી. તમારે બધાંને બાપને પૈસે મોજ કરવી છે, ને બાપને મૂરખ બનાવવો છે. આવી છોકરાંઓની આઝાદી બીજાં માબાપોને પ્રિયકર હશે, મને નથી. મારે તો સાફ જવાબ જોઈએ છે તારી પાસેથી. મેં તને તારી પસંદગી કરવા દીધી છે. મેં તને એ પસંદગીમાં પુરી છૂટછાટ પણ આપી છે. તેં પસંદગી કરી છે, હવે તને શો અંતરાય છે?'

પોતાના પિતાનો ઉકળાટ જોઈને લીલા સ્તબ્ધ થઈ ગઈ હતી. અત્યાર સુધી જે રીતે એને એના પિતાએ રાખી હતી એ જોતાં એ પિતાના તરફથી કોઈ ઠપકો પોતાને મળશે એવું એ માનતી જ ન હતી. એ માનતી હતી કે પોતાના પિતાને તો એ આંગળીને ટેરવે

રમાડી શકે છે. ક્ષણભર એ સદંતર અવાક થઈ ગઈ. મોહનભાઈએ આગળ ચલાવ્યું:

'મને તારી વાત જ નથી સમજાતી, ને મને મનમાં શંકા છે કે બહારથી તું ઘણી જિદ્દી ને આપમતીલી છોકરી હોવા છતાં તને પોતાને પણ તારી વાત સમજાય છે કે નહિ? તારી ઉમર થઈ ગઈ છે. વળી છોકરા કુંવારા રહ્યા સાંભળ્યા છે, છોકરી કુંવારી રહી કાંઈ સાંભળી નથી. તારી પોતાની જ્યાંસુધી ઇચ્છા થાય ત્યાંસુધી તારે માટે રાહ જોઈને કોઈ લાયક માણસ બેઠો રહ્યો હશે એમ? છોકરીઓને બહુ ભણાવી, બહુ મોટી કરીને પછી કેટકેટલાં માબાપોને અપાત્રે કન્યાદાન કરવું પડે છે એનો તો કાંઈ ખ્યાલ કર? જો એ ખ્યાલ તું કરીશ તો તને સમજાશે કે એક વાર મનગમતી પસંદગી થઈ ગઈ, પછી વધારે વિલંબ કરવામાં સાર નથી!'

'બાપુ! તમે મને પૂછો છો કે આજકાલનાં છોકરાંને થઈ શું ગયું છે? અને મારાં જેવાં આજકાલનાં છોકરાં પૂછે છે કે જૂના જમાનાનાં માબાપોને થઈ શું ગયું છે? છોકરાંઓને પરણાવવાનું જાણે એકમાર્ગી ગાંડપણ જ એમને વળગેલું છે. લગ્ન સિવાય છોકરાંઓને કાંઈ કામ છે, કાંઈ ક્ષેત્ર છે એ વિચારવાનું જ તમે બધાંએ સાવ માંડી વાળ્યું છે. તમે લોકો તો છોકરી જરાક સમજણી થઈ કે એને પરણાવી દેવાના ઘોડા ઘડશો. પરણશે એટલે એના . . . કાંઈ નહિ. અમને તમારી વાત સમજાતી નથી ને તમને અમારી વાત નહિ સમજાય. તમે મને સવાલ પૂછો છો એનો જવાબ હું એક જ દઉં છું, કે તમને હું જરાય ભારે પડતી હોઉં તો મને ક્યાંક પારકે ઘેર, ખીલે ગાય બાંધો એમ બાંધી દેવા કરતાં મને મારું સ્વતંત્ર ઘર જ જમાવવા દેજો. હું મારી જાતે રળી શકીશ. મારે આ ઘર તો છોડવું જ પડશે, તો પછી કોઈ બીજાને ઘેર વહુ

થઈ ને જવાને બદલે મારા પોતાના જ ઘરમાં કુલ મુખત્યાર તરીકે હું ચાલી જઈશ.'

મોહનભાઈના ગુસ્સાનો તમામ નશો ઊતરી ગયો. લીલાની ઘર છોડીને ચાલ્યા જવાની પ્રગટ ધમકી એમને એકદમ લાચાર બનાવી ગઈ.

'તું ભારે પડે છે એમ પણ કોઈ કહેતું નથી, ને તને ઘર છોડીને ચાલ્યા જવાનું પણ કોઈ કહેતું નથી; પણ તું શું કરવા માગે છે એ તો મને સમજાવીશ ખરી ને? હું કાંઈ સમજીને કામ કરું છું ને અરધે રસ્તે નવું જ તૂત જાગતું જોઉં છું. તારો વિચાર શો છે?'

'મારો વિચાર તો છે ઈંગ્લૅંડ જવાનો.'

'ઈગ્લાંડ? મારી છોકરી?'

'કેમ નહિ? બે વર્ષ અભ્યાસ કરીને આવીશ.'

'ત્યાંસુધી દાક્તર થોભશે?'

'થોભવું ન થોભવું એ તો એની મરજીની વાત છે, પણ એ જો ન થોભે તો એ મારે માટે નથી એમ મારે સમજવાનું રહ્યું.'

'તારો વિચાર મેં સાંભળ્યો. હવે મારો વિચાર સાંભળી લે. તું અને દાક્તર લગ્ન કરી લો, અને તમને બન્નેને બે શું પણ ચાર વર્ષ હું વિલાયત મોકલીશ.'

મોહનભાઈ પોતાનો વિચાર જાહેર કરીને ત્યાંથી ચાલ્યા ગયા. લીલા એકલી ત્યાં બેઠી રહી. એના બાપુજીએ આખરે એની સ્વતંત્રતા ઉપર મર્યાદા મૂકી હતી. કુમારી દશામાં એને એકલીને એ હરગિજ વિલાયત જવા નહિ દે એવો પ્રગટ ભાવ એના આખરી શબ્દોમાં હતો. હવે લીલાને પોતાના પિતાનો એ નિર્ધાર ખ્યાલમાં રાખીને જ નિર્ણય કરવાનો હતો.

લીલાને જણાયું કે સિદ્ધાંતમાં પિતાની દરખાસ્ત એની સ્વતંત્રતા

ઉપર કાપ મૂકતી હોવા છતાં વ્યવહારમાં ડંખીલી ન હતી. એના ઉપર બિલકુલ વિચાર જ ન કરી શકાય કે એને કેવળ પિતાની જોરતલબી કહેવાય એવી એ દરખાસ્ત ન હતી. લીલા પોતે તો લગ્નને કરાર સિવાય જરા પણ વિશેષ લેખતી ન હતી; પણ એના પિતા લગ્નને ધર્મ સમજતા હતા. એને પુત્રીના લગ્ન જીવનની એક તાત્ત્વિક બાબત સમાં હતાં. એ નજરે પિતાની દરખાસ્ત ઉદાર હતી.

બપોરે જ્યારે લીલા ને દાકતર એકાંતમાં મળ્યાં ત્યારે લીલાએ જ વાત છેડી.

'મારો વિચાર વિલાયત જવાનો છે!' લીલાએ કહ્યું.

'બહુ મજાનું. એમ. ડી. થઈ આવો.'

'પણ મારા પિતાજી કહે છે કે, મારે લગ્ન કર્યાં પછી જ જવું.'

'તો તમે શું ધાર્યું?'

'મારું ધારવું શું કામનું?'

'એટલે? નિર્ણય તમારે કરવાનો છે!'

'ના, મારે નિર્ણય કરવાનો નથી.'

'ત્યારે, કોણ કરશે?'

'તમે.' લીલાએ દાકતરની સામે જોયું—એ જોવા કે પોતાના જવાબની એના ઉપર શી અસર પડે છે!

દાકતરના ચહેરા ઉપર નિર્ભેળ અચરજ છાઈ રહ્યું. થોડી વાર એ ચૂપચાપ બેઠો રહ્યો. પછી એ એકાએક હસ્યોઃ 'ઓહ, હું સમજ્યો.'

'શું સમજ્યા?'

દાકતર હસ્યાઃ' કદાચ ખોટું સમજ્યો હોઉં તો, એ ભયે શું સમજ્યો એ હું નથી કહેવાનો.'

'કહેવું જ પડશે.'

'તમારા કહેવાનો ભાવાર્થ હું એવો સમજ્યો કે તમારે લગ્ન કરવાં કે નહિ એ મારે નક્કી કરવાનું છે.'

'જી, હા! તમે આટલે સુધી તો બિલકુલ સાચું સમજ્યા છો.

'એટલે કે... એટલે કે.... તમે મારી સાથે...

દાક્તરની મૂંઝવણ ઉપર લીલા હસી: 'મને લાગે છે કે તમે બધું સમજ્યા છો ખરા.'

'લીલા!'

'નવનીત!'

'પણ લીલા! તમને હું સાચે સમજ્યો હોઉં તો..તો...'

'તો?'

'તમારે બે વર્ષ રાહ જોવી જોઈશે; એથી જ મારા મનની મુરાદને હું બહાર પાડતો ન હતો.'

'બે વર્ષ કેમ?'

'લીલા! હું તમને ચાહું છું. આટલું કહેવાની તમે મને તક આપી એ માટે તમારો આભાર. મારા મન ઉપરનો એક મહાબોજ તમે હલકો કર્યો છે; પણ ખેદની વાત છે કે બે વર્ષ સુધી મારાથી લગ્ન થઈ શકે એમ નથી.'

લીલા ગંભીર બની. દાક્તરનો જવાબ એને ઉડાઉ લાગ્યો.

'કારણમાં મેં એક કામ માથે લીધું છે; એ કામ પાર ઉતારવા માટે મારે બે વર્ષ જોઈએ છે.'

'સારું! તમારે વધારે ખુલાસો ન કરવો હોય તો માંગવાનો મને અધિકાર નથી.'

'લીલા! હું તમને ચાહું છું એમાં તમને શક છે?'

લીલા નિરુત્તર રહી.

દાક્તરે કહ્યું: 'એક સદ્‌ગૃહસ્થના બોલથી હું જો તમને

અત્યારે જ વચન આપું કે બે વર્ષ પછી મારા કે તમારા જે કાંઈ પણ સંયોગ હશે એ છતાં પણ હું તમારી સાથે જ લગ્ન કરીશ અને બીજા કોઈની સાથે નહિ કરું, તો તમે મને બે વર્ષની મહેતલ ન આપો? બે વર્ષ તો વધારેમાં વધારે મુદત છે. સંભવ છે કે હું બે વર્ષને બદલે છ માસ પછી જ તમારી પાસે લગ્નની માગણી કરું.'

'પણ એવું છે શું?'

'હું બે વર્ષ માટે અભ્યાસ કરવા જવાનો છું.'

'ક્યાં વિલાયત?'

'ના, હિમાલયના એક ગામડામાં એક વૈદ રહે છે ત્યાં.'

'તમે મારી મશ્કરી તો નથી કરતા ને?'

'ના. હું પૂરી ગંભીરતાથી વાત કરું છું.'

'તેમાં લગ્ન સામે શો પ્રતિબંધ છે?'

'એ વૈદરાજની શરત છે કે જે કોઈ સુપાત્ર વિદ્યાર્થી આવે તે બ્રહ્મચારી જ હોવો જોઈએ.'

'એવી શરતનું કારણ?'

'એ તો એમને ખબર. પ્રાચીન વિદ્યાના આચાર્યો દૃઢ માનતા આવ્યા છે કે કેવળ બ્રહ્મચર્ય સિવાય કોઈ વિદ્યાનું ઉપાર્જન થઈ જ શકે નહિ; એટલે બે વર્ષ મારે ત્યાં ગાળવાં છે: તમારે વિલાયત ગાળવાં છે, ને મારો કોલ ઊભો છે.'

એટલામાં મોહનભાઈ આવી ચડ્યા, ને વાત અધૂરી રહી.

## પ્રકરણ સત્તાવીસમું

### જેમાં જૂની ઓળખાણ તાજી થાય છે અને અધૂરી રહેલી કહાણી આગળ વધે છે

કુડલા ગામથી રવાના થયેલી અંજનીને ખ્યાલ પણ ન હતો કે એની પાછળ ભારે જબરી શોધાશોધ ચાલી રહી છે. બૂઢા મણિ-શંકરે એને મોરબીના વૈદનું સરનામું આપ્યું હતું અને અંજની ચાલી નીકળી હતી.

જ્યારથી રેલગાડીમાં એક ડોસીએ એને સવાલ પૂછ્યો હતો કે, 'તમારા દીકરાને શો રોગ થયો છે?' ત્યારથી અંજનીને રેલગાડીની સફર ઉપર ભારે કંટાળો આવ્યો હતો; ત્યારથી રેલગાડી એને ઓરમાન સાસુથીયે વધારે કાળજબરી લાગી હતી.

અંજની પગરસ્તે દેવીપ્રસાદને લઈને ચાલી નીકળી. જ્યારે રૂખડ કોળી મોરબીની બજારમાં આંટા મારતો હતો ત્યારે અંજની માથે સામાનનો લબાચો લઈને એક એકલ પગદંડી ઉપર ચાલી જતી હતી, અને ચોમાસાનું પતંગિયું ઊડે એમ આમતેમ દેવલો ઘસડાતે પગે ઊડવા મથતો હતો.

રસ્તામાં વટેમાર્ગુઓ મળ્યા. અંજનીને સથવારો મળ્યો. કોળીની જાન જતી હતી, ને હોંસીલા જાનૈયાઓએ 'ગરીબ બ્રાહ્મ-ણની છોડીને અને એના અપંગ સાથીને' ભર્યા ગાડામાં પણ સમાસ કરી આપ્યો.

દવાની વાત સાંભળીને એક કોળી ડોસો બોલ્યોઃ 'અરે, મોરબીબોરબીની વાત રહેવા દો. વૈદ જોતા હોય તો જાઓ પછે-ગામ. પછેગામના પ્રશ્નોરા ઘડીને તો ધન્વંતરિએ પણ હાથ ધોઈ નાંખ્યા છે. વાઢ્યાં માથાં પાછાં જોડે છે, એવા પ્રશ્નોરા વૈદને મૂકીને વળી તમે મોરબીની પંચાતમાં ક્યાં પડ્યા?'

'પછેગામનું નામ તો સાંભળ્યું છે ખરું!' અંજનીએ કહ્યું.

'અરે આખા હિન્દમાં કોણે પછેગામનું નામ નથી સાંભળ્યું? ત્યાં વૈદ મળશે એક એકનાં માથાં ભાંગે એવા, ને આપણા મારગમાં આવે છે.'

જાનૈયાનો આભાર માનીને અંજની પછેગામને પાદર ઊતરી પડી. પછેગામમાં રામશંકર વૈદ મશહૂર વૈદ ગણાય, ને રાજા-મહારાજાનાં એમને તેડાં પણ આવે છે!

'જોઈએ,' વૈદરાજે દેવલાને જોઈને કહ્યું. 'કોઈ પણ રોગ અસાધ્ય તો નથી જ એમ ધારીને દવા તો કરીએ, પણ ઓછામાં ઓછા ત્રણ મહિને કાંઈ ફેર દેખાય.'

અંજનીએ ગામમાં ઘર લીધું. દેવલાની દવા શરૂ કરી. ગુજરાન ચલાવવાને માગીભીખીને કામ મેળવ્યું.

દિવસ આખો અંજની પરિશ્રમ કરે. રાતે દેવલાને ઊંઘ ન આવે ત્યાંસુધી દેવલાને જંપતો રાખવા પુસ્તકો વાંચે.

આમ ત્રણ મહિના થયા. વૈદે અભિપ્રાય આપ્યોઃ 'આ અર્ધાંગનો રોગ અસાધ્ય જ ગણાય.'

'આપ તો કહેતા હતા ને કે કોઈ રોગ અસાધ્ય હોય જ નહિ!'

'શાસ્ત્રના પાનાં ઉપર રહેલો કોઈ રોગ અસાધ્ય નથી. દરદીને લાગુ પડેલો કોઈ કોઈ રોગ અસાધ્ય છે ખરો.'

'ત્યારે હવે હું ક્યાં જઉં?'

રામશંકરે દાઢી ઉપર હાથ પસવાર્યો. વૈદસભામાં ઉંઝાના નથુરામ વિશ્રામ એની સામે પડતા હતા. નથુરામ વૈદ વિદ્યાભાસ્કર તો હતા, પણ કાંઈક તેજોદ્વેષી પણ હતા, એમ રામશંકરનો મત હતો. એ મતની પાછળ થોડોઘણો અંગત અનુભવ પણ ઊભો હતો. જોઈ એ તો ખરા કે સભામાં મોટાં મોટાં ભાષણો વાંચનાર નથુરામ કેટલા પાણીમાં હતા? ' તો પછી ઉંઝાના નથુરામભાઈ પાસે જાઓ ને? કદાચ તેઓ કાંઈક કરી શકે.'

અંજનીને ખબર ન હતી કે આ દેખાતી નિખાલસ સલાહની પાછળ રામશંકરની મક્કમ માન્યતા હતી કે દેવલાને માટે કોઈ કાંઈ નથી કરી શકવાનું—ને ખાસ કરીને નથુરામ તો કાંઈ કરી જ શકવાના નથી. અંજની ઉચાળા ભરીને ચાલી નીકળી. એક દિવસ ઉંઝા ગામ આવી પહોંચી.

નથુરામભાઈએ જ્યારે જાણ્યું કે અંજનીને રામશંકરે મોકલી છે ત્યારે એમણે રામશંકરની મૂંગી કસોટીનો પડકાર ઝીલ્યો.

અંજનીએ ઘર લીધું, કામ શોધ્યાં, દેવલાની દવા કરી, રાતે રાતે દેવલા પાસે પુસ્તકો વાંચ્યાં. છ માસ પછી નથુરામભાઈએ આ દરદી ઉપરથી પોતાના હાથ ધોઈ નાંખ્યા.

નથુરામભાઈએ ભલે હાથ ધોયા, પણ નડિયાદમાં એક હોશિયાર દાક્તર હતા. એ દાક્તરે ભલે હાથ ધોયા, વસોના વૈદ મશહૂર છે. વસોના વૈદે ભલે હાથ ધોયા, સૂરતમાં હજી વૈદ છે. આમ ને આમ દેવલાને લઈ ને અંજની દેવલાની તંદુરસ્તીની શોધમાં ભમી રહી.

એના મનમાં એક વાત અફર ઠરી ગઈ હતી. ક્યાંક પણ—કોઈક ખૂણે પણ આ અસાધ્ય ગણાતા રોગને આરામ કરનાર કોઈક વૈદ, કોઈક દાક્તર, કોઈક હકીમ હયાત છે અને છે જ.

અને એના મનમાં એક અભિલાષા હતી. એ અભિલાષા હતી

દેવલાને સાજો કરીને—બીજાઓના જેવો બનાવીને જગતની સામે ખડો કરવાની.

જે મંદભાગ્ય એનું થયું હતું ને મંથરગતિએ વાટ કાપતું હતું એની સામે અંજનીએ જીવનની આખરી લડાઈ લડી લેવાનું નક્કી કર્યું હતું. જ્યાં જ્યાં એણે વૈદનું નામ સાંભળ્યું ત્યાં ત્યાં એ ગઈ. જ્યાં જ્યાં દાક્તરનું નામ સાંભળ્યું ત્યાં ત્યાં એ ગઈ.

ગામલોકોને ખબર પડતી કે આ ગરીબ બાઈ દવા કરાવવા આવી છે ત્યારે ત્યારે અંજનીને કામ મળતાં મુશ્કેલી ન પડતી. અંજનીને ઘર મળતું. કામ મળતું, પાડોશી મળતો, વૈદની સાફ હમદર્દી મળતી, એની શ્રદ્ધાના ઝાંખા બનતા દીપકમાં પૂરવાનું નવું તેલ મળતું. અંજનીને બધું મળતું હતું—માત્ર એક વસ્તુ નહોતી મળતી : દેવલાની તંદુરસ્તી.

અંજનીને જીવનમાં હવે એક દેવલો જ હતો : દેવલાને એક અંજની જ હતી. દેવલો જીવનભર અપંગ રહે તોપણ એને પાળવો તો પડશે જ. ગામના ગામમાં રોજી મળતી તે આંહીં મળી રહેતી—બલકે પોતાના ગામમાં જે અવહેલના હતી એ આંહીં જરા પણ ન હતી. શા માટે દેવલાની દવા કરાવવી નહિ ?

અંજની આમ ને આમ ભટકતી ભટકતી ગુજરાતના સીમાડા વટાવી ગઈ. ભટકતાં ભટકતાં એણે ગંગાનો કિનારો જોયો. ભટકતાં ભટકતાં એણે કંઈ નવાં નામો ને નવી વાતો સાંભળી.

એના સરવા કાનમાં ક્યાંક પણ, કોઈક પણ નવા વૈદની વાત પડતી કે તરત જ ધીમે ધીમે વધારે ને વધારે દુર્દમ્ય બનતી—વધારે ને વધારે દૂર ભાગતી દેખાતી આશાના ભણકારા ઊઠતા.

અને ઉચાળો લઈને એ ચાલી નીકળતી. ને આમ ને આમ રઝળપાટ કરતાં કંઈ કાળ ચાલ્યો ગયો.

## પ્રકરણ અઠ્ઠાવીસમું

### 'જોગીરાજ ઊભા રહોને જરી, મને વાટ બતાવો ને ખરી.'

ખભે બગલથેલો લઈને, હાથમાં જાડી ડાંગ સાહીને એક મુસાફર ચાલ્યો જતો હતો.

એની આસપાસ હિમાચળ હસતો હતો.

દૂર અને નજીક જ્યાં નજર પડે ત્યાં હિમાચલની નીલી સફેદ ધારો પથરાઈ હતી. ચોમાસામાં થયેલાં વાદળાંઓ જાણે પથરાયાં હતાં.

દેવદારનાં વૃક્ષોની જલદ ગંધ વહેતો હિમાચળનો વાયુ અતિ આસાનીથી વહી રહ્યો હતો. ચિત્રવિચિત્ર વનસ્પતિઓમાંથી માદક સુગંધ જાણે સદેહે સંચરતી હતી. ચિત્રવિચિત્ર રંગમિલાવટનું માર્દવભર્યું સૌન્દર્ય એટલું તો તાજું લાગતું હતું—એટલું તો તાજગી-ભર્યું, તાકાતભર્યું લાગતું હતું કે એની પાછળ પ્રવૃત્તિના સ્વચ્છંદને બદલે માનવીની કાળજીનો મહાભ્રમ લાગતો હતો.

મુસાફરે નહિ અનુભવેલી ગંધ સૂંઘીને એના અંતરતમ અંતરને જાણે એનો મદ ચડ્યો. મુસાફરે નહિ કલ્પેલા રંગોની નહિ કલ્પેલી મિલાવટ જોઈ અને એની આંખો આનંદની અવધિથી જાણે ઘેનઘેરી બની. મુસાફરે અસંભાવ્ય માનેલી કૌમાર્યભરી કુમાશ જોઈ અને એના પગમાં જાણે ડગ ભરવાની ભીતિ આવી.

ઘડીભર એ ઊભો થઈ રહ્યો. જરા પણ એ આગળ ચાલશે તો વનિતાના વહાલસમો વાયુ, ધૂપસમી સુગંધ અને કલાની કમનીયતા સમી આ રંગમિલાવટ એ સદાને માટે ગુમાવી બેસશે એવો ભય એને લાગ્યો. એ ઊભો રહ્યો, અને આસપાસ એણે નજર નાંખી.

મુસાફરે શિયાળામાં ગિરનાર જોયો હતો. મુસાફરે ચોમાસામાં કાશ્મીર જોયું હતું, ચરોતર જોયું હતું, નર્મદાની ખીણ જોઈ હતી. મુસાફરે કલામંદિરનાં ચિત્રસંગ્રહો જોયા હતા. મુસાફરે કનોજનું ગુલાબનું, જામનગરનું માટીનું, કાનપુરનું હેનાનું અત્તર સૂંઘ્યું હતું. મુસાફરે પાટણનાં પટોળાં જોયાં હતાં, નગરની બાંધણી જોઈ હતી, કાશીનાં શેલાં જોયાં હતાં; છતાં મુસાફરને લાગ્યું કે ગંધ કોને કહેવાય, રંગ કોને કહેવાય, રંગમિલાવટની કરામત કોને કહેવાય, વનસ્પતિની ગહરી લીલાશ કોને કહેવાય એ આજ પૂર્વે એણે જાણ્યું સરખુંયે નહોતું.

એને લાગ્યું કે દૂર દૂર ઊંચો ઊંચો દેખાય છે એ હિમાચળનો પર્વત નથી; પરંતુ અપાર્થિવ ચિત્રકાર છે. મુસાફરને લાગ્યું કે એ ડુંગરાળ ધરતી ઉપર નથી ઊભો : કોઈ ચિત્રકારના દોરેલાં ચિત્રની વચમાં જ ઊભો છે.

એવા હિમાલય ઉપર સવારના સૂર્યની ચંપકપ્રભા ઢળી—જાણે કો મહાશક્તિએ માતા વસુંધરાને ભાવીનો કોલ આપ્યો હોય એવી.

આંખો બંધ કરીને દીર્ઘ શ્વાસ લઈને મુસાફર થોડી વાર ઊભો રહ્યો, અને પછી એ આગળ ચાલ્યો.

એ ચાલ્યો. ચઢાણો ચઢ્યો—ઉતરાણો ઊતર્યો : આખરે એક નાના સરખા ગામના પાદરમાં આવેલાં નાનાં સરખાં મકાન આગળ એ ઊભો રહ્યો.

મકાનનું બારણું બંધ હતું; બહારથી એણે સાંકળ ખડખડાવી.

'કોણ છે?' અંદરથી કો વૃદ્ધ અવાજ આવ્યો.

'વિદ્યાર્થી!' મુસાફરે જવાબ આપ્યો.

'હવે ચાલ રે ચાલ વિદ્યાર્થીવાળા!'

'દૂરથી આવ્યો છું.'

'તો દૂર ચાલ્યો જા.'

'આપની સેવા કરવાની ઉમેદ છે.'

'તારી સેવા પહોંચી. આંહીં કંઈક આવી ગયા સેવા કરવા—કોઈ રોકાયા નથી.'

'હું રોકાઈશ.'

'ચાલ રે ચાલ રોકાવાવાળા. ઘરે તો છોકરાં કળકળતાં હશે!'

'મારે કોઈ છોકરાં નથી, ગુરુદેવ!'

'છોકરાં નાહ હોય તો બાયડી રોશે વધારે.'

'મારે કોઈ પત્ની પણ નથી.'

'બ્રહ્મચારી છો?'

'જી!'

બારણાં ઊઘડયાં. ઊઘડેલાં બારણામાંથી એક અતિવૃદ્ધ લાગતો પુરુષ દેખાયો. એની લાંબી ધોળી દાઢી, એના ધોળા વાળ, અંગ ઉપરની ધોળી રોમરાઈ વગેરેથી જાણે એ હિમાલયના બરફમાંથી કોતરી કાઢેલો દેખાતો હતો.

'શા માટે આવ્યો છે?'

'ગુરુદેવની પાસે અભ્યાસ કરવા.'

'જો સાંભળ! મારી પાસે અભ્યાસ કરવો સહેલો નથી. મારો સ્વભાવ ઘણો આકરો છે; મારી ભાષા ઘણી ખરાબ છે; મારી સેવા બહુ દુસ્તર છે.'

'હિમાલયમાં નિત્ય વસતા આપનામાં હિમાલયનો પ્રાણ હોય એમાં નવું શું?'

'તારો નિરધાર મક્કમ છે?'

'એટલે જ તો આટલે દૂર આવ્યો છું.'

'છ મહિના રહે. છ મહિના હું તને જોઉં, પછી ઠીક લાગે તો અધ્યયન કરાવું.'

'જી!'

'ઠીક, તારો બગલથેલો આંહીં મૂકી દે. મારે સ્નાન કરવાનું જળ ભરી લાવ.'

હૈયાઉકલતની ગુરુદેવની વિદ્યાના અર્થીને દેખાયું કે દૂરથી અને નજીકથી કંઈ કંઈ રોગીઓ આ વૃદ્ધ વૈદની પાસે આવે છે. વૈદને પૈસાની પરવા નથી ને પૈસાની લાલચ ગુરુદેવને કોઈ દરદીની પાછળ દોડાવતી નથી. આ એક દરબાર એવો હતો કે જ્યાં રાય અને રંક સમાન દરજ્જે હાથ જોડીને ઊભા રહેતા.

ગુરુદેવ સ્વભાવે તો એવા ક્રોધી હતા કે વિદ્યાર્થીને એનો રોષ પચાવવો એ પણ તાલીમ હતી. 'મારો સ્વભાવ ઘણો ક્રોધી છે. પહેલા તો તું મારો ક્રોધ જીરવતાં શીખ, પછી બીજી વાત!' ગુરુદેવને ત્યાં પહેલાં છ માસની તાલીમ તો આ જ હતી. કંઈક શીખવા આવતા ને ભાગી જતા.

છ માસ પછી ગુરુદેવે વિદ્યાર્થીને થોડા થોડા વિશ્વાસમાં લીધો. 'જ્ઞાન માત્ર એ અનુભવનો સંગ્રહ છે. વિદ્યા એ પારકાના અનુભવોને સ્વાનુભવ તરીકે સ્વીકારવાની સ્થિતિ છે. પ્રાણરક્ષણની પ્રેરણા કુદરતે દરેક જીવમાં મૂકી છે, ને દરેક જીવ હરકોઈ આપત્તિવેળાએ એ પ્રેરણાને વશ થઈને પ્રાણરક્ષાના રાહ શોધે છે; એટલે જેમાં પ્રાણની રક્ષા ને શરીરની સુખાકારીનો સવાલ છે ત્યાં તો એક ચકલી, એક બકરી, એક ગાય, એક બિલાડી પણ માણસને વિદ્યા આપી શકે

છે. આંખ અને બુદ્ધિના દરવાજા ઉઘાડા રાખ. વિદ્યાના અભિમાનમાં કોઈનેય તારાથી કમઅક્કલ ન માન. જીવ માત્ર કેમ જીવે છે એ જો, એટલે માણસે કેમ જીવવું જોઈએ એ આપમેળે તને સમજાશે.'

એક દિવસ ગુરુદેવે કહ્યું :

'મેં પણ વિજ્ઞાનની દુનિયા જોઈ છે; હું પણ તારી પેઠે દાક્તર હતો, ને મારી કૉલેજના મેજ ઉપર પારકાએ શીખવેલી અંગ્રેજી વિદ્યાના ગુમાનમાં મસ્ત હતો. ઓછા ભણેલાઓ, ઓછું જાણનારાઓ અને ઓછું જીવનારાઓ ઉપર મને ભારે ચીડ હતી—અવહેલના હતી, ને જ્ઞાનની શોધ હું બુદ્ધિના ઉપલા થરમાંથી જ કરતો હતો. મારી પત્નીને ક્ષયનો રોગ થયો. લાખ ઉપાયો કર્યા છતાં એ ન જીવી શકી, ને મેં દુનિયા છોડીને હિમાલયમાં વાસ કર્યો. આંહીં મને વિદ્યાનું એક મહાસત્ય સમજાયું. વિજ્ઞાનની પ્રગતિ અ-વિજ્ઞાનીઓએ જ કરી છે. વિજ્ઞાનના ક્ષેત્રમાં જેણે જેણે માનવજીવનને ઉપયોગી ક્ષેત્રમાં શોધો કરી છે તેઓ બધા એમના સહયોગી વિજ્ઞાની કરતાં ઓછા ડાહ્યા લેખાતા હતા. જ્ઞાનના જેને પૂર્વગ્રહ નથી, પારકી બુદ્ધિના ઉછીના બોજાનો જેને ભાર નથી તેઓ જ માનવજીવનને નિભાવવાના નવા નવા પ્રયોગો કરી શકે છે. માણસ જેટલો કુદરતની વધારે નજીક એટલો પ્રેરણાનો સાદ એને વધારે; એટલો એ અનુભવો મેળવવાની દિશામાં પ્રયોગપરાયણ વધારે. મારું માનજે. આજે જે દરદો અસાધ્ય મનાય છે તેના પાકાં ને અફર ઇલાજો પણ આવી જ રીતે મળશે. ક્ષયની રામબાણ દવા કે કેન્સરના રામબાણ ઇલાજ, પ્રસિદ્ધ વિજ્ઞાનીઓ હજાર પ્રયોગો પછી પણ દુનિયાને નહિ આપી શકે. એ ઈલાજો જ્યારે પણ મળશે ત્યારે કોઈક ભરવાડ, કોઈ મોચી કે કોઈ કુંભાર પાસેથી જ મળશે.'

આવા આ તરંગી વૈદની પાસે વારંવાર અનેક દરદીઓ આવતાં-જતાં હતાં. એમ એક દિવસે સાજા થયેલા દરદીઓની એ બહારની

દુનિયામાં ઊભી કરેલી એક પગદંડી ઉપર ચાલીને અંજની પણ દેવલાને લઈને આવી.

ગુરુદેવે દેવલાને જોયો. કોઈનો સગાઈસંબંધ કોઈને પૂછવાની તો એને આદત ન હતી; પરંતુ અસાધ્ય રોગના દરદી તરીકે હડધૂત થયેલા દેવલાની દવા કરવાની એમણે તત્પરતા બતાવી.

'અત્યાર સુધી આ રોગ અસાધ્ય મનાય છે. મેં આવા રોગની કોઈની દવા કરી નથી; પણ તમે જો અહીં ઠરીને ઠામ રહો તો હું પ્રયોગ કરું. કોને ખબર છે કે તેમને કદાચ આરામ મળે ને મને નવું જ્ઞાન મળે!'

અંજનીએ પૂછ્યું: 'આપ દવા કરશો?'

'એની ચિંતા ન કરો; તમે થાકશો તોપણ હું નહિ થાકું.'

આટલા આટલા પ્રવાસ પછી અંજનીને આખરે એક માણસ એવો મળ્યો કે જે અસાધ્ય દરદની નિષ્ફળ દવા કરીને પોતાને માનનારા સંભાવ્ય અપજશથી ડરતો ન હતો!

અંજનીએ ત્યાં પડાવ નાંખ્યો; ને વૈદે દેવલાની દવા કરવા માંડી.

વૃદ્ધ વૈદના જુવાન વિદ્યાર્થી–દાક્તરનું કામ હતું દેવલાને નવરાવવાનું, દવાઓ આપવાનું, દવાઓ પાવાનું, દેવલાને વનવગડામાં ફેરવવાનું, અપાતી દવાઓની અસર નોંધવાનું.

દેવલો તો આમ ઠેકાણે પડ્યો, પણ પોતાનું શું? આ અજાણ્યા મુલકમાં ખાવું શું? આ વગડાઉ મુલકમાં મજૂરી ક્યાં જઈ કરવી? શું કરવી?

આખરે અંજનીને એક રસ્તો સૂઝ્યો!

વૈદરાજને ત્યાં ઘણા માણસો દવા કરાવવા આવતાં હતાં ને આવીને જતાં હતાં. આમાંથી ઘણાખરા દરદીઓ અને એમના સાથીઓ સૌથી પહેલાં ત્રાસી જતાં ખાવાપીવાની ને રહેવાની અગવડ ઉપર. હિમાલયના ડુંગરાળ પ્રદેશના એક ગામડામાં રહેવું ક્યાં? ખાવું ક્યાં?

અંજનીએ એક વીશી ઉઘાડી: એમાં પોતે રાંધે, પોતે જમાડે, મહેમાનોનાં કપડાં પણ પોતે ધૂએ.

અને જ્યારે પોતાના કામમાંથી એ નવરી થાય ત્યારે એ દરદીઓની સંભાળ પણ લે. ભરબપોરે કે ભરરાતે ઉતારુ દરદીને કાંઈ પણ ભીડ પડે તો સૌથી પહેલી અંજની એની પાસે આવી પહોંચે.

અને રાતે દેવલાનું માથું પોતાના ખોળામાં રાખીને અંજની એની પાસે પુસ્તકો વાંચે.

વિદ્યાર્થી-દાક્તર પણ આ વીશીમાં જમવા આવતો. એને અંજની એક ભલી બાઈ લાગી: વૈદરાજના કામમાં આડકતરી મદદગાર પણ લાગી.

એને જ્યારે ખબર પડી કે દેવલો એ આ બાઈનો ધણી છે ત્યારે દાક્તરને એક વાર તો આઘાત થયો. એણે તો દેવલાને અંજનીનો પુત્ર જ ધારી લીધેલો! જ્યારથી એને ખબર પડી ત્યારથી એણે અંજનીને વધારે બારીકાઈથી જોવા માંડી.

દાક્તરને અંજની સમજાઈ નહિ. અંજનીની મહોબ્બત પણ ન સમજાઈ; પરંતુ અંજની માટે એને માન વધતું ગયું.

અને દાક્તરના મનમાં શ્રદ્ધા ઉત્પન્ન થઈ કે દેવલાને આરામ થવાનો ને થવાનો જ. વૈદરાજની વિદ્યાથી નહિ થાય તો અંજનીની ચૂંદડીના ઓછાયાથી પણ થવાનો. દેવલાને આ જગતમાં મોટામાં મોટું ભાગ્ય સાંપડી ચૂકયું હતું—અંજની જેવી પત્ની પામવાનું. ને જેને આવું મહદ્‌ભાગ્ય સાંપડે છે એને કાંઈ એકાકી નથી સાંપડતું. નસીબ આંધળું છે. એ ઘર ભૂલી જાય છે એ સાચું, પણ એક વાર ઘર જોયા પછી એ વાટ ભૂલતું પણ નથી. આંધળા માર્ગ ભૂલતા નથી, માત્ર અપંગો રસ્તો ડૂકે છે.

નિઃસ્વાર્થ હો કે સ્વાર્થી હો, પણ બીજા માણસના સુખસગવડને ખાતરનો ત્યાગ પોતાની આસપાસ એક જાતની શીળી ઉષ્મા

પસારે છે. એના વર્તુલમાં આવતાં તમામને એ પોતાના રંગે આછા-પાતળા પણ રંગે છે. ને જે જે માનવી અંજનીના સંસર્ગમાં આવ્યું એ એ માનવીના દિલમાં દેવલા પ્રત્યે એક પ્રકારની હમદર્દી થઈ. દેવલાની દવા, દેવલાની કાળજી, દેવલાની સંભાળ જાણે એક સામુદાયિક ચિન્તાનો વિષય બની રહ્યો.

આમ ને આમ કાળ વીતતો ગયો. વૈદરાજ પાસે કંઈક નવા દરદીઓ આવ્યા : જૂના ગયા. કેવળ દેવલો કાયમી દરદી સમો રહ્યો. ને દેવલો રહ્યો એટલે અંજની રહી.

એક દિવસે દાક્તર અને દેવલો હિમાલયના જંગલમાં ગયા હતા. અંજની અનાજ સાફ કરતી હતી અને . . . .

માણસભૂખ્યો માણસમાર સિંહ ત્રાડે એવો ભયાનક અવાજ સંભળાયો. કાનના પડદા થરથરી ઊઠે એવો આ કર્કશ અને ભયકારી અવાજ સાંભળીને અંજની ચમકી : બીજા ચમક્યા.

બધા સફાળા ઊભા થઈ ગયાં—અને પડ્યાં.

અને ભોંય પડેલાઓની ફાટેલી આંખે હિમાલયના મહાતાંડવને જોયું.

હિંચોળ લેતી હોય એમ ડુંગરાળ ધરતી ધ્રુણધ્રુણતી હતી. કો પારાવારની શિરોવેદનાથી પીડાતી મા વસુંધરા જાણે ધૂણી રહી હતી. પંખો ચાલતો હોય એમ ડુંગરોની ધારો ડોલી રહી હતી.

વરુઓનાં ટોળાં બાઝતાં હોય એવો ઘુરકાટ ધરતીના પેટાળમાંથી નીકળતો હતો.

એકાએક એક પ્રચંડ કડાકો થયો. સારુંયે વાતાવરણ જાણે લાલ રંગે રંગાઈ ગયું. જરા દૂર એક ધારનું શિખર ફાટ્યું ને એમાંથી આગનો એક પ્રચંડ સ્થંભ જાણે ઊડીને સૂર્યને બાઝ્યો.

લાલ રંગની રતાશમાંથી શ્યામલ રંગનું ઘેરું ધુમ્મસ જાણે

નીકળતું હોય એમ હવામાં કોણ જાણે ક્યાંથી ઊડેલાં બદબો મારતાં ધુમાડાનાં વાદળાં જાણે ઉખેળાવા માંડ્યાં.

હેબત ખાઈ ગયેલી આંખ, જોયેલું દૃશ્ય પચાવી શકે એ પહેલાં દૂર બીજે સ્થળેથી ભયાનક કડાકો સંભળાયો. ડુંગરની ધાર ફાટી, ને અંદરથી પાણીનો ધોધ ઊની વરાળોનાં વાદળ વેરતો ઊંચે ઊડ્યો; વધારે ઊંચે ચડ્યો—પાછો પડ્યો—શમી ગયો. પલવારમાં એ ઊના પાણીની વરાળમાંથી આખાયે હિમાલય ઉપર મેઘધનુષ્યના રંગવાળો સપ્તરંગી પાલવ છવાયો, ને પછી કોઈએ ખેંચી લીધો હોય એમ શમી ગયો.

પશુપંખીઓના કોલાહલોથી વન ઊભરાઈ નીકળ્યું. નાનામોટા આંચકાઓથી ધરતી નાચી રહી. નાનામોટા કડાકાઓથી હવા ચીસો પાડી રહી.

કાળો કોલાહલ કરીને પશુપંખીઓ ચારે દિશાએ નાસવા માંડ્યાં.

ડુંગરની ધારો ઉપરથી શિખરો તૂટ્યાં—જાણે કો અગોચર કુઠારથી ઊંચાં વૃક્ષોની ટોચો તૂટી. તૂટેલા ખડકો નીચે ગબડ્યા; ઝાડપાનને છૂંદી, ભાંગી, કચરી નીચે ખીણમાં ધસ્યા. ભાંગેલાં ઝાડનાં થડો ચોપાસ ઊડ્યાં, ને કો પ્રચંડ રાક્ષસનાં ઝનૂની તીરોની જેમ ભાગતાં પશુપંખીને હણવા લાગ્યાં.

ને સારોયે એ પ્રદેશ ગેબી કડાકાઓ, ભયાનક પ્રપાતો, ચિત્કારોથી કો ઓથાર જેવો ખદબદી ઊઠ્યો.

સર્વત્ર કાળો કોલાહલ ઊઠ્યો. કંઈક માણસો કંઈ કંઈ નિમિત્તે ડુંગરોમાં ગયા હતા, ને ડુંગરાની ધારો અત્યારે ફાટતી હતી; ભોંયમાં સમાતી હતી, સળગતી હતી.

અંજની ભયથી થડકી ઊઠી. દેવલો ડુંગરામાં ગયો હતો. તેનું શું થશે? ચારે દિશાએ જાતસલામતીના ડર ઘર કરતા હતા, એમાં દેવલાને શોધવા કોણ જાય?

અને અત્યાર સુધી એના હાથ ઉપર, એના માથા ઉપર, એની છાતી ઉપર ભરેલા બોજા સમ બની રહેલા દેવલાની અંજનીના હૃદયમાં ભૂખ જાગી. દેવલો ! મારો દેવલો ! ક્યાં હશે ? એનું શું થશે ? અરે, દેવલો જશે તો સંસારમાં એનું શું રહેશે ? ડુંગરો ભયાનક ધણધણતા હતા; ઝાડીઓ કો ગેબી ત્રાસથી કમકમી ઊઠી હતી; હવા કો અનામ ભવિતવ્યતાથી અભરે ભરી હતી; આસમાન કો દ્વેષીલા તેજથી જાણે માથે તોળાઈ રહ્યું હતું; ધરતીના પેટાળમાંથી કડાકાઓ સંભળાતા હતા; ધરતીના દેહ ઉપરથી ત્રાસકર અવાજો સંભળાતા હતા: ' દેવલા ! ઓ દેવલા ! '

અંજની થરથરી રહેલી ધરતી ઉપર અસ્થિર રહેલા પગો વતી દોડી. દોડીને એ વૈદરાજને ત્યાં પહોંચી. વૈદરાજ આકળા, અધીરા ને બહાવરા બનીને બહાર આમતેમ ફરી રહ્યા હતા.

' બાપા ! બાપા ! મારો દેવલો !' અંજનીએ ધા નાંખી.

' ગભરા નહિ, બેટા ! '

' ગભરાઉં નહિ ? મારો દેવલો ! મારો દેવલો ડુંગરામાં છે, એ ક્યારે આવશે ? એ આવશે ? એનું હવે શું થશે ? પંખી પણ ડુંગરામાંથી જીવ લઈને ભાગી રહ્યાં છે !'

' મારો નવનીત પણ સાથે ગયો છે ને ? ગભરા નહિ, બેટા. નવનીત એને સલામત લાવશે. '

અંજનીને થોડીઘણી ધીરજ આવી: ' નવનીતભાઈ જો સાથે હશે તો તો એ દેવલાને સલામત લાવે ખરા; પણ લાવી શકશે ?'

' કોઈ મનુષ્યનો કાંઈ પણ પુરુષાર્થ ન ચાલી શકે ત્યારે તો ઈશ્વર ઉપરથી શ્રદ્ધા નહિ જ ગુમાવવી. ' વૈદરાજે કહ્યું. ' અત્યારના સંયોગમાં એમની પાછળ ડુંગરામાં જવાને કોણ મળી શકે એવું છે ? ચોપાસ નજર કર. જ્યાં નજર કરીશ ત્યાં ઈમલાઓ પડતા દેખીશ;

માણસોને ભયથી નાસતાં જોઈશ. અત્યારે કોઈને કોઈની ચિંતા રહી શકે નહિ; માટે જ સહુની ચિંતા ભગવાનને છે એવી શ્રદ્ધા રાખીને બેસ.'

અંજની પાછી ગઈ. ન જાય તો શું કરે? વૈદરાજની વાત સાચી હતી. અત્યારે ડુંગરાઓમાં જવાની કોણ હિંમત કરે? અત્યારે કોણ પોતપોતાના નવનીત અને દેવલાને છોડીને પારકા પરદેશીને શોધવા જાય એમ હતું? પોતે જાય; પણ ક્યાં જાય?

કલાક થયો. બે કલાક થયા. ગેબી અવાજો હજી પેટાળમાં ગડગડતા હતા. ધરતી હજી પણ વારેવારે ધ્રૂજી ઊઠતી હતી. નજર પડે ત્યાંસુધી ચોપાસ કુદરતી સૌષ્ટવ ભંગાર બનીને ભોંય સરસું થયું હતું.

અંજનીની ધીરજ ના રહી. એ ફરીને વૈદરાજને ત્યાં ગઈ. વૈદરાજ હતા નહિ. વૈદરાજના બંધ મકાનનાં બારણાં ઉપર લખ્યું હતું—ધોળા અક્ષરે: 'હું નવનીતની શોધમાં જઉં છું. મારી પાછળ કોઈ શોધમાં ન આવશો!'

અંજની ઘર તરફ વળી. રસ્તામાં એણે એક અજબ દૃશ્ય જોયું. ન સમજાય એવા મનોભાવથી એના પગો જમીન સરસાં જડાઈ ગયા!

બેભાન બનેલા ને માથામાં થયેલી ફૂટમાંથી લોહી નીતરતા નવનીતને ખભા ઉપર નાંખીને દેવલો ચાલ્યો આવતો હતો!

પણ કેવો એ દેવલો! અષ્ટાવક્રની ગતિ આપતું એનું નિષ્પ્રાણ અર્ધાંગ જાણે સપ્રાણ બન્યું હતું. એ ટટ્ટાર ચાલતો હતો, જોરથી ચાલતો હતો, અને એની ખાંધ ઉપર નવનીત હતો.

અંજનીને જોઈને દેવલો નવનીતને નીચે મૂકીને દોડ્યો—બે પગે, બે હાથે ને શરીરની સર્વ તાકાતે.

'અંજની! અંજની!' દેવલાએ બૂમ પાડી. 'જો, મારી સામે જો! મને કાંઈ છે?'

અંજનીની હજાર સવાલભરી આંખોનો જવાબ દેતો દેવલો બોલ્યો: 'ધણુધણુતા ડુંગરાઓ, ધ્રૂજતી ધરતી, ને ચિરાતી ઝાડીઓના કડાકા ધડાકા ને ભડાકાના ભયાનક કોલાહલની અંદરથી કોક ધીમા પરંતુ મીઠા સાદ મને કરી રહ્યું હતું: ' દોડ દોડ દેવલા! અત્યારે નહિ દોડ તો તું ક્યારે દોડીશ? જો, તારો રોગ મા વસુંધરા લઈ લે છે, ને જે પીડા તું સહન કરી રહ્યો હતો એ પીડા એ સહી રહી છે, બેટા! તું રોગમુક્ત થયો છે. હવે ભ્રમથી મુક્ત થા અને દોડ! દેવલા દોડ!'

દેવલો અંજની સામે જોઈ રહ્યો: ' અસલ તારો જ એ સૂર ને તારો જ એ અવાજ; ને અંજની! ડોળ પણ હૂબહૂ તારો! ને હું તો દોડ્યો બસ દોડ્યો. દોડતાં દોડતાં એક ચીસ મેં સાંભળી. પાછળ વળીને જોઉં છું તો પડતા ઝાડથી ઘવાઈને દાક્તર નીચે પડેલા ને મને જાણે કોઈએ હિંમત આપી: ' ઉઠાવી લે!' એ અવાજ તારા જેવો જ હતો ને તારો અવાજ મેં કદીયે નથી ઉથાપ્યો. મેં એને ઉપાડી લીધો, ને એને ઉઠાવીને આંહીં સુધી પહોંચ્યો.'

હજીયે અંજનીના મુખમાં કાંઈ વાચા ન આવી. એ જોઈ જ રહી—ને એની ભારે ભરેલી આંખોએ નવા જ દેવલાને જોયો. દેવલાના મુખ ઉપરથી જડતા ઊડી ગઈ હતી; ચંચળતા આવી દેખાતી હતી. હવે એની આંખમાં કો મૂંગા ખોડાં ઢોરની દયાર્દ્રતા ન હતી; પણ જાતપિછાનની ઝલક હતી.

ને દેવલા—દેવલાના પુનરાવતારને જોઈને અંજનીને થયું: ' જે મંગળ ઘડીને હું ત્રણ ત્રણ વર્ષથી ઝંખતી હતી એ આવી પહોંચી ખરી.'

બેભાન દાક્તરને અંજની પોતાના આવાસમાં લઈ ગઈ, ને દેવીપ્રસાદ નવી સાંપડેલી શક્તિની તાજગીની ખુમારીમાં વૈદરાજને ત્યાં ગયો. વાતાવરણમાં ભયાનકતા ભારે ભરી હતી. સચરાચર માત્રનો

જાણે અંતકાળ આવ્યો હોય એવી ગેબી અસ્પૃશ્યતા જાણે વાતાવરણમાં હતી. પૃથ્વી, આકાશ અને હવા વચ્ચે રોજ–બ–રોજ દેખાતો એક રાગ અત્યારે ઓસરી ગયો ભાસતો હતો. આસમાનની આંખમાંથી વસુંધરા પ્રત્યેની માયા જાણે ઊડી ગઈ હતી, ને એને બદલે રોષ સિંચાયો લાગતો હતો.

છતાં નજરે જોનારાઓને દેવીપ્રસાદના રોગનું શમન ચમત્કાર સમું લાગ્યું. ઘડી પહેલાં કેવો હતો એ અપંગ, ને અત્યારે કેવો બની ગયો એ જુવાન! ધરતીકંપે ખુવારી ગમે એટલી કરી, પણ દેવલાના મૂંઢાઈ ગયેલા જ્ઞાનતંતુઓને તો ભયાનક આંચકો મારીને નવા પ્રાણથી કંપાવી મૂકયાં હતાં!

દેવીપ્રસાદ ક્ષણ માત્રમાં ફાંકડો જુવાન જાણે બની ગયો! એ દોડતો દોડતો વૈદરાજના ધામ તરફ બૂમો પાડતો ગયોઃ 'વૈદરાજ! તમારી મહેનત ફળી: મને જુઓ! મારા સામે જુઓ! મારા માથા ઉપર હાથ મૂકો.'

પરંતુ દેવીપ્રસાદની નવી સાંપડેલી નૌજવાની જોવાને કે દાક્તરને થયેલા અકસ્માતથી ખેદ પામવાને વૈદરાજ ત્યાં ન હતા. દેવીપ્રસાદની બૂમો સૂના ધામના ખૂણેખૂણાને શોધીને પાછી વળી.

બસ, પછી વૈદરાજને કોઈએ જીવતા નજરે જોયા નથી, કે કોઈએ એમના મૃતદેહની ઝાંખી કરી નથી: હિમાલયના અનેક ભેદોની જેમ એમનું જીવન અને મૃત્યુ બન્ને મહાભેદ સમા બની ગયાં છે.

દેવીપ્રસાદ જ્યારે પાછો ફર્યો ત્યારે દાક્તરના શરીરમાં તાવ ધીકી રહ્યો હતો.

# પ્રકરણ ઓગણત્રીસમું

## જેમાં દેવીપ્રસાદ અને અંજની પાછાં ફરે છે

જ્યારે દાક્તરને તાવ ઊતર્યો ત્યારે તો અઢાર દિવસનાં વહાણાં વાયાં હતાં.

અઢાર દિવસે દાક્તરે પહેલી વાર અરીસામાં મોઢું જોયું ને એના કંઠમાંથી ધીમી ચીસ નીકળી ગઈ. ક્યાં હતો એ પહેલવાન ને ખડતલ નવનીત? ને અરીસામાંથી કોનું આ મડાં મોં એની સામે દાંતિયાં કરતું હતું? ક્યાં ગયું એ ફાટફાટ થતું લોહી? ને કોનું હતું આ હાડચામનું માળખું!

દાક્તરને વહી ગયેલા અઢાર દિવસનાં સંસ્મરણો ઘણાં આછાં, ને કેવળ આભાસભર્યાં જ હતાં. સ્વપ્નાંની વાત મહાપ્રયાસે જેમ આછી ને અધૂરી યાદ આવે એમ એને કંઈ કંઈ વાત યાદ આવી ખરી. કોઈ કોઈવાર કોઈ તાકાતવાન હાથ એને અધ્ધર ઉપાડી લેતા હતા. કોઈ કોઈ વાર કોમળ ને કેવળ માના જ હાથમાં હોઈ શકે એવા વહાલભર્યા હાથ એના અંગ ઉપર ફરતા હતા.

અંજનીએ અને દેવીપ્રસાદે એની માવજત કરી હોવી જોઈએ. શરીર જોતાં પોતે લગભગ ચાલીસ રતલ વજન ગુમાવ્યું હોય એમ એને લાગ્યું. આટલું વજન જે મંદવાડ ખાઈ જાય એ જમના દરવાજા ઉપર હાથ દીધા પહેલાં તો પાછો વળે જ નહિ. આવા મંદવાડમાં એની સારવાર આ દંપતીએ કરી! મહાભાગ્ય એનાં કે એ એના મંદવાડમાં આવા યુગલને પનારે પડ્યો!

અને દેવીપ્રસાદને જે શક્તિ આવી, આરામ આવ્યો એ દાક્તરને બચાવવા જ કે? ધરતીકંપના ભયકારી આંચકાઓએ દેવીપ્રસાદના મગજમાં પણ ધરતીકંપ ન કર્યો હોત તો પોતે અત્યારે જીવતો પણ શાનો હોય?

અને જ્યારે દેવીપ્રસાદે એને વૈદરાજના ગૂમ થવાની વાત કરી, ત્યારે એને પારાવાર ખેદ થયો. તપાસ કરવાને તત્કાળ નીકળી જ પડવું જોઈએ; પણ દેવીપ્રસાદે ખુલાસો કર્યો: 'અઢાર દિવસ સુધી હું ચોપાસ રખડ્યો છું, ને બીજા પણ કેટલાંય ગામજનો ભમી આવ્યા છે, પણ ક્યાંય વૈદરાજનો પત્તો નથી તે નથી જ.'

અંજનીને કાંઈ રોકત હવે ના રહી. અંજની પાસે સામાનનો તો બોજો ન હતો, ને વીશીમાંથી એણે બસોપાંચસોની મૂડી રળીને પેદા કરી હતી. હવે રોકાવાની જરૂર ન હતી. દાક્તરને એમણે સાથે લીધો. દાક્તરને મુંબઈ જવું હતું.

મુંબઈમાં મોહનભાઈ હતા એટલે પિતા જે શહેરમાં વસતા હોય ત્યાં જવું અંજનીને ના ગમ્યું. અમદાવાદ ધીકતું શહેર હતું. ત્યાં મોટી મોટી ઘણી મિલો હતી—આથી દાક્તરે એમને ખૂબ જ મમત્વથી વિદાય આપી.

અમદાવાદમાં એમણે એક મકાન લીધું.

દેવીપ્રસાદ હવે નૌજવાન હતો, સાહસિક બન્યો હતો, બિલકુલ નહિ ભણેલા માણસોને માટે કયા કામધંધા ખુલ્લા છે એની એણે શોધ માંડી હતી.

અંજનીએ પોતાની બચત એના હાથમાં મૂકી: 'મારા નાથ! મારી શ્રદ્ધા અને તમારા બુલંદ નસીબના પ્રતીક સમી આ બચત તમને યશ આપશે; કેમકે તમારું કિસ્મત તેજ છે. જે નસીબે તમને નીરોગી બનાવ્યા એ તમને ધનવાન પણ બનાવશે.'

—અને દેવીપ્રસાદ પોતાના સસરાની જેમ રૂના ને શેરના કામકાજમાં ધીમે ધીમે ડૂબવા લાગ્યો.

## પ્રકરણ ત્રીસમું

### જેમાં અંજનીને પ્રકાશ સૂઝતો બંધ થાય છે

સાબરમતી નદીને ડાબે હાથ ખંડેરો છે, ને ખંડેરો જેવાં મકાનો છે; સાંકડી પોળો છે ને સાંકડા દિલનાં માનવીઓ છે; કળાનો વેપાર છે અને વેપારની કલા છે. સાબરમતીને જમણે હાથ દેવદારનાં ખોખાં જેવાં મકાનો છે. દેવદારનું અગોચર જંગલ ઊગ્યું હોય એવાં મકાનોની ભીડ અને મોકળાશ છે.

પહોળી જગ્યામાં સાંકડા ઓરડાઓ ઉતારવાની ઘરબાંધણીનાં નમૂના સમા સોસાયટીનગરમાં એક અનામ સોસાયટીના એક મકાનમાં ઝાંખો પ્રકાશ બળતો હતો.

એક મધ્યમ વર્ગના, પણ સુખી માણસને છાજે એવો તમામ સરંજામ એ ઓરડામાં હતો—રોજ રોજના તાજા તાજા ભાવો આવે ને નફામાં રોજ રોજ નવી નવી રેકર્ડ પણ સંભળાય એવો રેડિયો પણ ત્યાં હતો.

રાતના દશ વાગતા હતા; ને મકાનના આગલા ઓરડામાં પાનાં રમવા માટે ભરાયેલી મિજલસ બરખાસ્ત થતી હતી. ઘડિયાળના ટકોરા જોડાના ખડખડાટમાં શમી ગયા.

અંદરના ખંડમાં અંજની કાંઈક વાંચતી હતી. વાંચવામાં એનું ચિત્ત ન હતું, એ વાંચવાનું એણે જે ઝડપથી બાજુ ઉપર મૂક્યું એ જોતાં દેખાતું હતું.

હવે આગલા ઓરડાનું બારણું બંધ થવાનો અવાજ પણ સંભળાયો.

અંજની ઊભી થઈ. પાછી બેસી ગઈ. પાછી ઊભી થઈ.

આગલા ખંડમાં બત્તી બુઝાઈ. દેવીપ્રસાદ પથારીમાં સૂતો. સૂતાં સૂતાં એ બોલ્યો: 'જય સાંબ !'

કાંઈક ન સમજાય એવું અંજનીની છાતીમાં દર્દ થતું હતું! કાંઈક ન સમજાય એવું તોફાન એના માથામાં ગાજતું હતું.

અંજનીના ચહેરા ઉપર ન સમજાય એવો ઉજાશ પથરાયો. ચંચળતા એના પગમાં આવી ને ગતિ માગી રહી. ધીમે ધીમે તે આગલા ઓરડામાં આવી.

એણે બત્તી કરી. બત્તીના પ્રકાશથી દેવીપ્રસાદની મિચાયેલી આંખો ચમક પામીને ઊઘડી.

'કોણ અંજની?' દેવીપ્રસાદે કહ્યું. 'તમે હજી સૂઈ નથી ગયા?'

'ના.'

'અમે પાનાં રમતાં જરા વધારે ઘોંઘાટ કર્યો ને? આજ માફ કરજો. હવેથી એવું નહિ બને.'

દેવીપ્રસાદના અવાજમાં માનભરી અદબ હતી. એ સાંભળીને અંજનીના ચહેરા ઉપર એક આછી વાદળી વહી ગઈ.

'મને એકલાં ઊંઘ નથી આવતી.'

'ચાલો!' દેવીપ્રસાદ એકદમ ઊભો થઈ ગયો. 'તમે ખાટ ઉપર સૂઈ જાઓ! હું તમને હીંચોળું.'

'મારે ખાટ ઉપર નથી સૂવું.'

'ત્યારે?'

'આંહીં!' અંજનીએ પથારી સામે આંગળી ચીંધી.

—અને બત્તી બુઝાઈ. અંજની પથારીમાં સરી.

કઈ કઈ આશાઓ સાથે અંજની! તું એ પથારીમાં સૂતી હતી—સૂવા આવી હતી—છ મહિનામાં પહેલી જ વાર!

કેટકેટલી મહેનતે તેં તારું માન શમાવ્યું હતું! દેવીપ્રસાદ બોલાવે તો જ જઉં, એ કાંટો છ મહિના સુધી તેં કઈ આખરી આશાએ તારા દિલમાં ભોંકી રાખ્યો હતો!

અને . . . અને . . . જવા દો!

સવારે અંજનીએ ઊઠીને જોયું તો દેવીપ્રસાદ ભોંય ઉપર સૂઈ રહ્યો હતો.

પોતે રાતે કોઈ મહામૂલી વસ્તુ દેવીપ્રસાદને ધરવા આવી હતી! પણ એ છોકરવાદ બુદ્ધિનો દેવલો કાંઈ સમજી જ ના શક્યો! દેવલો તો સમજ્યો કે અંજનીને આ પથારી ઉપર સૂવું છે, એટલે એ પથારી ખાલી કરીને ભોંય ઉપર સૂઈ રહ્યો!

બેત્રણ દિવસ તો અંજનીને ભારે શરમ પહોંચી. બે ચાર દિવસ તો એને જમીન માર્ગ આપે તો જમીનમાં સમાવા જેવું લાગ્યું. બે ચાર દિવસ એને ઓછું પણ ખૂબ આવ્યું. એક બે વખત આંસુ પણ આવી ગયાં.

બેચાર દિવસને અંતે અંજનીને એક વાતની ઝાંખી થઇ. એને સત્યનો આભાસ સમજાવા લાગ્યો.

છેક નાનપણથી જ સરખેસરખા દોસ્તોની સોબતથી સદંતર વંચિત થયેલા દેવીપ્રસાદને કાંઈ ગતાગમ જ નથી.

અંજનીને થયું કે બીજી અનેક બાબતોની જેમ દેવીપ્રસાદને એક આ વાત પણ સમજાવવાની રહેશે!

સૌથી પહેલા અંજની હાડેહાડ ને રોમેરોમમાં શરમથી ધ્રૂજી ઊઠી: 'હાય મા!' બીજી ક્ષણે પરિસ્થિતિમાં એને નવો જ રસ ને નવી લહેજત દેખાઈ.

જીવનમાં પહેલી વાર અંજનીએ ત્રાંસી આંખે દેવીપ્રસાદને જોયો, અને જોયા પછી મીઠી નાનપ અનુભવી. દેવીપ્રસાદ ફાંકડો જુવાન હતો. એ જેને અડતો હતો એ સોનું થઈને અંજનીના ઘરમાં વરસતું હતું; પરંતુ એ મહત્ત્વની વાત ન હતી. મહત્ત્વની વાત તો એ હતી કે એ હાથ હવે અપંગ ન હતા; રોગથી કાંપતા ન હતા; ચડતી જુવાનીનું લાલ લોહી એ નસોમાં ધોધમાર વહેતું હતું; સારી દુનિયા સામે બાથ ભીડવાનું એ હાથોમાં કૌવત હતું.

અને એની આંખો ! એક વાર એમાંથી મૂંગા ઢોર જેવી અસહાય ઉજ્જડતા દેખાતી હતી. એક વાર એમાંથી ઓશિયાળાપણાંનાં ઓછપનાં આંસુ આવતાં હતાં. લાચાર બનેલાં ઢોરની આંખના ખૂણામાં જેમ સદાકાળ આંસુનું એક લીલું ટીપું રહે છે તેમ એની આંખોના ખૂણામાં પણ આંસુનાં બિન્દુ પડ્યાં જ રહેતાં. આજે એ આંખોમાં આંસુ ન હતાં—બલકે નિરભ્ર ને ભૂરી આંખમાં કદીયે આંસુ આવવાની કોઈ સંભાવનાયે ન હતી.

દેવીપ્રસાદનું હાડ ઊંચું હતું, પણ જમીન સરસું એ ઝૂકી પડેલું. હવે એ ટટ્ટાર થયું હતું; જોનારની આંખો ભરી દે એવું કદાવર થયું હતું.

ને અંજનીને સકારણ ગર્વ આવ્યો. એણે માટીમાંથી માનવી ઘડ્યો હતો, ને એ માનવી પોતાનો હતો. આજે, કાલે કે મહિના પછી જ્યારે પણ એ બને ત્યારે પોતાનો જ બને. પાંચે આંગળીએ ભગવાન પૂજ્યા હોય તો આવો ભરથાર મળે. ને અંજનીએ પાંચ તો શું વીસે આંગળીઓથી પરિશ્રમ કરવામાં ક્યાં મણા રાખી હતી ?

અરીસામાં જોઈને અંજનીએ શણગાર સજવા માંડ્યાં. અરીસામાં પોતાનું મોઢું અંજનીને દેખાતું હતું. એને ઉદ્દેશીને અંજની બોલી: 'બન્દા ! દુનિયાની ઘડી હવે ચાલી ગઈ. હવે તારી ઘડી આવી પહોંચી છે. જે મહામૂલ અવસરને કારણે તેં ઘર તજ્યું, માતપિતા

તજ્યાં, નાત તજી, ગામનો તિરસ્કાર સહ્યો; કડવી મશ્કરીઓ, દુઃશ્રાવ્ય લાલચો, અકારણ અવહેલના, અકારણ વંચના, વગેરે સહન કર્યાં, એ અવસર આજ તારો થયો છે. આજની ઘડી તારી છે. દુનિયા માત્રનો સામનો કરીને કેવળ એક ભગવાનને ભરોસે ઝઝૂમીને તું એ કમાઈ છે: અંજની! દુનિયાને તેં નારી કેવી હોય એ બતાવ્યું છે. હવે ઘનઘોર મધરાતની પાછળ જે મંગળ પ્રભાત તારે માટે ઊઘડ્યું છે, એ તું માણી લેજે.'

કાળજીપૂર્વક અંજનીએ વાળ ઓળ્યા. કાળજીપૂર્વક એણે માથામાં અત્તર નાંખ્યું. કાળજીપૂર્વક એણે સાડી પહેરી. 'દુનિયાના દેવીપ્રસાદ-ભાઈ...મારો તો દેવલો!' એ મનમાં બોલી ને હસી.

ઘડિયાળ સામે એણે જોયું. સાડાચાર થયા હતા. ઘર બહાર આવીને એણે ગાડી લીધી. ગાડીમાં બેસીને એ શેરબજાર તરફ ગઈ.

શેરબજાર પાસે પહોંચે એ પહેલાં બજાર બંધ થઈ ગયું હતું ને દેવીપ્રસાદ, આસપાસ ફરી વળી વાત કરવા મથતા વેપારીઓને ટૂંકા ટૂંકા જવાબો આપી, તેમનાથી છૂટો પડી, ઉતાવળે પગલે શાકબજાર તરફ આવેલા મોટર-સ્ટેન્ડ તરફ જઈ રહ્યો હતો.

અંજની આ જોઈ વિચારે ચડી: 'જીવનથી, જહેમતથી, થાકી ગયેલા દેખાતા માણસોમાં એનો દેવીપ્રસાદ કેવો દીપતો હતો! જરા આ વિપુલ શેરબજાર-સમાજમાં, વેપારી લોકોમાં એનો લશ્કરી હાકેમ જેવો લાગતો કંથ કેવો શોભતો હતો! કેવો જુદો તરી આવતો હતો! ધનભાગ્ય મારાં કે મારી આંખો આ દૃશ્ય જોવાને રહી! હવે એક વાર મોહનપુરા જઉં; ને મારા આ કંથને એક વાર ગોઝારા માનેલા એના પાદરમાં ઊભો રાખું! ગામનાં માણસો શું, પણ ગામનાં ખોરડાં પણ વામણાં લાગશે!'

અંજનીએ ગાડીને શાકબજાર પાસેના મોટર-સ્ટેન્ડ પાસે લેવરાવી અને ત્યાં જ ઊભી રહેતી પતિની મોટર પાસે ઊતરવાનો

તેણે વિચાર કર્યો. આજે તહેવાર હોવાથી ગિરદી વધુ હતી, એટલામાં ગાડીમાંથી જ અંજનીની નજર મોટર-સ્ટેન્ડ તરફ ગઈ. દેવીપ્રસાદ મોટરમાં બેઠો હતો, તેની બાજુમાં જ એક બાળા બેઠી હતી. અંજનીએ ઝીણી નજરે જોયું: 'અરે! એ તો રેખા હતી!' રેખા પાડોશમાં રહેતી એક બાળા હતી. એના માબાપની અંજનીને ત્યાં બેઠકઉઠક હતી. રેખા સોહામણી હતી, ગરવી હતી, કૉલેજમાં ભણતી હતી. એણે નજર લંબાવી પણ તે થંભી ગઈ. તેની આંખો ફાટી ગઈ! રેખાનો એક હાથ દેવીપ્રસાદના હાથમાં હતો. રેખાનો ચહેરો ખીલી ઊઠ્યો હતો અને દેવીપ્રસાદનો ચહેરો સર્વ ઉપાધિઓ વીસરી જઈ પ્રફૂલ્લ બન્યો હતો. અંજનીને છતાં થવાનું મન થયું, પણ એ વિચારને તેણે દબાવી દીધો. દેવીપ્રસાદ કે રેખાનું પોતાની તરફ ધ્યાન ન હતું; એટલે છુપાયેલા રહેવા, સાડીના છેડાને મોં પર ખેંચી ઘુમટાનો આશ્રય લીધો. ત્યાં તો નજદીકમાં જ થઈ મોટર પસાર થઈ અને દેવીપ્રસાદનો અવાજ પરખાયો:

'હલ્લો ડીયર! આજે ક્યાં જઈશું?'

'આજ તો સિનેમામાં જઈએ.'

અને મોટર ચાલી ગઈ.

અંજનીને ચીસો પાડવાનું મન થયું, પણ એના કંઠમાંથી એક ચીસ ન નીકળી. અંજનીને રડવાનું મન થયું પણ એની આંખમાંથી આંસુનું બિન્દુ ન નીકળ્યું. અંજનીને બેભાન થઈ જવાનું મન થયું, પણ એના મગજે કાબૂ ના ખાયો.

ગાડીવાળાએ જ્યારે પૂછ્યું ત્યારે જ અંજનીને ખ્યાલ આવ્યો કે ગાડીમાંથી ઊતરવાનું છે. પૈસા આપી તે ઊતરી ગઈ અને જ્યાં ઊતરી ત્યાં જ અંજની થંભી ગઈ. એને દોડવાની વૃત્તિ થઈ, પણ એના પગ જમીન ઉપરથી ઊપડ્યા નહિ.

## પ્રકરણ એકત્રીસમું

### જેમાં અંજની અને દેવીપ્રસાદ બન્ને સાચો રાહ શોધે છે

જ્યારે ઘર ઉઘાડીને અંજની કાચના મોટા કબાટ સામે આવીને ઊભી ત્યારે જ અંજનીને ખ્યાલ આવ્યો કે કોઈ પણ રસ્તેથી, ને કોઈ પણ રીતે એ પોતાને ઘેર આવી પહોંચી છે ખરી.

અરીસાની સામે ઊભા રહીને એણે હોંશથી સજેલા શણગાર ઉતારવા માંડ્યા. થોડી વાર એ કાચના તકતા સામે તાકી રહી. આખરે હોઠ પીસીને એ બોલી:

'જૂઠા! દગાબાજ! કલાક પહેલાં તેં જ મને કહ્યું હતું કે તું ખૂબસૂરત છો, તું જુવાન છો, સુડોળ છો, ને તારા એ કોલ ઉપર તો હું ગઈ હતી. ત્યારે જ તેં કેમ મને ન બતાવી—મારા ચહેરા ઉપર પડી ગયેલી આ કરચલીઓ, મારી આંખમાં પડી ગયેલી આ કાળી દાઝયો! ત્યારે તેં કેમ મને ના કહ્યું કે, 'ઓ! બુઢ્ઢી! ઓ અભાગી! નવોઢાના શણગાર સજીને તું આમ કયાં ચાલી નીકળે છે? તારા કપાળ ઉપર પચાસ વર્ષનો બોજો છે; પારકાનાં ઠામ ઘસી ઘસીને તારી ચામડી જરઠ થઈ ગઈ છે; દિનરાતના ઉજાગરા કરી કરીને તારી આંખોનું નૂર શોષાઈ ગયું છે; ધણીની જુવાની પાછી મેળવવામાં તારી જુવાની ભરખાઈ ગઈ છે; હવે શીદને ફાંફાં મારે છે? જ્યાં દીકરા સગી માના પણ નથી રહેતા એવા પ્રીતના બજારમાં તારા જેવી મજૂરણની તે કોણ પરવા કરશે? શા માટે તેં મને મારો બૂઢાપો બતાવ્યો નહિ? શું બગાડ્યું હતું

મેં તારું કે તેં મને આમ દગો દીધો!

'દુનિયામાં ભોળાં થવું એ પાપ છે; વિશ્વાસુ થવું એ પાપ છે; મહેનતનો બદલો વાંછવો એ પાપ છે . . .'

ક્યારે એણે પોતાના સાજ ઉતાર્યા એની અંજનીને ખબર ન હતી. એ ખાટ ઉપર બેઠી.

એની વિકટ મજલનો આ અંજામ! દેવલામાંથી દેવીપ્રસાદ સર્જ્યો આ માટે! અરધા હિન્દુસ્તાનની એણે પગપાળા મુસાફરી કરી આ માટે! સેંકડો માણસોની ખરાબ આંખો ને ખરાબ જીભો એણે જીરવી લીધી આ માટે!

બારણે મોટર આવીને ઊભી રહી; ને અંદરથી દેવીપ્રસાદ નીચે ઊતર્યો.

દેવીપ્રસાદને આંખે જોઈ જ શકતી ન હોય એમ અંદરથી ઊકળી ઊઠેલી અંજની ધૂંધળી આંખોને જમીન સરસી તાકતી ખાટ ઉપર બેઠી રહી. એના મુખ ઉપર નિત્યનું સ્મિત ન ફરક્યું. કંઠમાંથી નિત્યનો આદર ન ફરક્યો!

દેવીપ્રસાદે જોયું કે અંજની આજે ઉદાસ છે. કપડાં ઉતારીને એ આવ્યો; ને નીચે ભોંય ઉપર અંજની સામે બેઠો. ખાટ ઉપર હાથ ટેકવીને અંજનીના ખોળામાં માથું મૂકીને એણે હસીને પૂછ્યું: 'અંજની! શું છે આજે?'

જવાબમાં અંજનીએ બેય હાથે માથું ધકેલી દીધું.

દેવીપ્રસાદ અંજનીના ચહેરા સામે જોઈ રહ્યો. અસહાય પામરતાના દિવસોમાં પણ એ ખોળામાં પડેલાં માથાને અંજનીએ ધક્કો માર્યો ન હતો!

'અંજની!' દેવીપ્રસાદે ધીમે સાદે પૂછ્યું. 'તને શું થયું છે? તને કોઈએ સતાવી છે?'

'હા !'

દેવીપ્રસાદ ઊભો થઈ ગયો: 'તારી સામે કોઈએ આંગળી ચીંધી હોય તો આંગળી કાપી લઉં: તારી સામે કોઈએ જીભ ઉપાડી હોય તો જીભ ખેંચી લઉં: મને એનું નામ દે. તને કોણે સતાવી છે ?'

'તમે ?'

'મેં ? હું તને સ્વપ્નમાંયે દુભવું ખરો ?'

'મને બધી ખબર છે, દેવીપ્રસાદ !'

'મારે કાંઈ તારાથી છાનું છે જ નહિ !'

'માઈ ડીયર રેખાની વાત પણ !' અંજની કડવા તિરસ્કારથી હસી. એ હાસ્યની પાછળ એટલી તો ગમગીની, એટલી તો વેદના, અને એટલી તો આત્મવંચના હતી કે દેવીપ્રસાદ સ્તબ્ધ થઈ ગયો.

'મારી સામે એવા ચહેરાથી ન જો.' દેવીપ્રસાદે આંખો બંધ કરી દીધી.

'હવે તો મારે માટે એ એક જ ચહેરો બાકી રહ્યો છે.' અંજનીએ આગળ ચલાવ્યું. 'દેવીપ્રસાદ ! હું સમજું છું કે હું બુઢ્ઢી જેવી બની ગઈ છું. હું સમજું છું કે મારામાં હવે ચડતી જુવાની નથી રહી. પણ . . . પણ . . . એ છતાં મને તમારા તરફથી આવા વિશ્વાસઘાતની આશા ન હતી.'

'અંજની ! કોણ તને બુઢ્ઢી કહે છે ? કોણ તારી વંચના કરે છે ? પણ મારા તરફની વાત પણ છે.'

'તમારા તરફની વાત ? શા માટે ન હોય ? આ દુનિયામાં કોઈ પુરુષ પોતાની ફરજમાંથી છટકવા માટે પોતાની વાત વગરનો રહ્યો છે ? મેં દુનિયા બહુ જોઈ છે. પુરુષો બહુ જોયા છે. પુરુષોને માટે મને ડર હતો એ મજબૂત થયો છે; માન હતું એ ઓસરી

ગયું છે. પણ કોણ જાણે શા માટે મને એક શ્રદ્ધા હતી કે તમે બીજા કરતાં જુદા નીકળશો. સાચું કહેજો—સાચું ન કહો તોપણ હું તો મારા મનથી સાચું જોઈને જ બેઠી છું: તમે રેખા સાથે મહોબ્બત કરો છો કે નહિ?'

'હા!'

'એટલા માટે મેં મારી જુવાનીને ખાક કરીને બૂઢાપો વહોર્યો! એટલા માટે હું તમને મારી કાંધ ઉપર લઈને ગામેગામ ભટકી ને ગામેગામને પાદર ગોલાપા કર્યા! દેવીપ્રસાદ, આજે જાઓ! સારોયે મુલક ભટકી આવો! એક પણ ખેતર એવું નહિ જુઓ જ્યાં મેં રાતવાસો ન કર્યો હોય! એક પણ ગામ એવું નહિ ભાળો કે જ્યાં મેં મારી જુવાની થોડીઘણી મૂકી ન હોય! એક પણ વૈદ એવો નહિ ભાળો કે જેને આંગણે મેં મારા જીવનના ભોગે તમારા જીવનની ભિક્ષા ન માગી હોય! એ બધું મેં શા માટે કર્યું? શા માટે મેં મારી માની હૂંફ તજી? શા માટે મેં મારા બાપની દોલતને ઠોકરે મારી? શા માટે મેં કાળી ગરીબી ને મૂંગો ભૂખમરો વેઠ્યો?'

'મારે ખાતર!'

'મારે ખાતર? તમારા મનમાં હજી એટલી લાગણી છે તો ઘણું છે. હું તમારી ધર્મપત્ની એટલું મારું ધનભાગ્ય સમજું છું. હવે મારું એક કામ કરો. છેલ્લાં ત્રણ વર્ષમાં મેં તમારે માટે જે કાંઈ કર્યું છે એ તમામની કિંમત તમે મને આપી શકો છો; આપશો?'

'તું માગીશ એ તને આપીશ!'

'તો તમારામાં કાંઈ પણ પૌરુષેય હોય, તો જાઓ; મને એક તોલો અફીણ લાવી આપો!'

'અંજની!'

'મને સ્પર્શ ના કરશો! હું બુઢ્ઢી છું, શરીરે ઘસાઈ ગયેલી છું: તમે જુવાન છો. દૂર રહીને વાત કરો!'

'અંજની! તું મને નગુણો સમજે છે? કહેતી હો તો છાતી ચીરીને બતાવું કે રોમેરોમમાં—લોહીના બુંદેબુંદમાં કેવળ એક તારા નામ સિવાય બીજું કોઈ નામ અગ્રપદે નથી. ભગવાનને મેં જોયા નથી, માનાં વહાલ મેં અનુભવ્યાં નથી; પણ એ બેની ખોટ તેં મારા જીવનમાં પૂરી પાડી છે. તું કેમ મને નથી સમજતી? જ્યારથી મેં તને જોઈ છે ત્યારથી મેં તને મારી માના સ્વરૂપે જ જોઈ છે. મા પોતાના પુત્રને માટે જે કાંઈ કરે એ તેં કર્યું. કિસ્મતની સામે બાથ ભીડી શકે એક માત્ર મા! ભગવાનથી દંડ પામેલા પુત્રને જાળવી શકે એક માત્ર મા! કિસ્મતથી તરછોડાયેલા પામર જીવને સાચવી જાણે એક માત્ર મા! ભૂલી ગઈ એ દિવસો, કે જ્યારે તારા ખોળામાં હું આવીને સૂતો ને ગામના ત્રાસની વાતો કરતો, ને તું મારા માથાં ઉપર હાથ ફેરવતી? મારે મન તો એ જ દિવસો છે; બીજા કોઈ નથી. અંજની! તું બુઢ્ઢી નથી. તને કોણ બુઢ્ઢી કહે? તું હજીયે ખૂબસૂરત છો. પણ તારા મોઢા સુધી મારું મોઢું હું કેમ પહોંચાડું? તારા પગ આગળ જ મારું માથું અટકી જાય છે. લોકાચારે ભલે તું મારી પત્ની હો, પણ મારી નજરમાં તો તું તારા ત્યાગ, તારા ભોગ, તારા વહાલથી મારી જગદંબા છો! ધરતી રસાતાળ જાય—જો હું બીજો કોઈ ખ્યાલ તારા માટે કરી શકતો હોઉં તો?'

ફાટેલી આંખે અંજની દેવીપ્રસાદને જોઈ રહી: 'મા!'

'તેં મને જન્મ આપ્યો છે, તેં મને દેહ આપ્યો છે, તેં મને જુવાની આપી છે, તેં મને લક્ષ્મી આપી છે, આ હાડચામમાં સજીવ બધું તારું છે, ને તું કુલમુખત્યાર એની માલિક છું. એક શું, હજાર રેખાઓને હું તારે ખાતર તરછોડીશ. તું જેમ રાજી રહે એમ કરવું એ એક જ મારું કર્તવ્ય છે. અન્ય કોઈ સાદ મને એ માર્ગમાંથી ચળાવશે

નહિ. કહેતી હો તો તારા પગની અહોનિશ સેવા કરું, કહેતી હો તો આ બધું જે કાંઈ છે એ તને સોંપી દઉં, કહેતી હો તો જીવનભર હું બ્રહ્મચારી રહું; પણ... પણ ... તારી સાથે એક પથારીમાં સૂવાનો, સમાનભાવે વાત કરવાનો, પતિ તરીકે કાંઈ અધિકાર ભોગવવાનો ખ્યાલ સરખો પણ મને તો મહા ઘોરપાતક સમો લાગે છે!'

અંજની થોડી વાર મૌન સેવી રહી: 'તમે રેખાને ચાહો છો?'

'હા. પણ ...'

'સમજી.'

'હવે એ વાત પૂરી થશે.'

'શા માટે?'

'તારી સંમતિ વગર, તારી રજા વગર, ને તારી ખુશી વગર મારે કોઈ કાર્ય કરવું નથી. રેખા પણ એ જાણે છે ને સમજે છે.'

'સારું.'

'આ વાત આજે ઊખળી ત્યારે હવે અધૂરી ના રહે તો સારું. એક વખત કાયમી ઉકેલ કરી નાંખીએ. હું તો પેટમાં જરાયે પાપ રાખ્યા સિવાય કહું છું. આ જગતમાં મારે માટે પવિત્રમાં પવિત્ર વસ્તુ એક જ છે—તારા પગ! એ પગ ઉપર હાથ મૂકીને હું કહું છું કે જે માર્ગ તું કાઢીશ એ હું કબૂલ રાખીશ. તું જે સજા ફરમાવીશ એ હું સહન કરીશ. તું જે ફરમાવીશ તે હું કરીશ. જગતમાં એક માત્ર તારી શાંતિ સિવાય અન્ય તમામ વાતો મારે મન કોઈ વિસાતમાં નથી!'

'સમજી!'

અંજની ઊભી થઈ; ધીમે પગલે અંદર ચાલી: 'તમે ચા પીને આવ્યા છો કે બનાવી આપું?'

'આપીશ તો લઈશ.'

## પ્રકરણ બત્રીસમું

### જેમાં અંજનીને એક રસ્તો સૂઝે છે તો ખરો !

રાત પડી. અંજની પથારીમાં સૂતી હતી; પરંતુ એની આંખો બંધ ન હતી. એનું ચિત્ત વિચાર–જંગલમાં ભૂલું પડ્યું ભમતું હતું !

એ પતિ પ્રાપ્ત કરવા ગઈ હતી અને પુત્ર લઈને પાછી આવી હતી ! એણે આખી રાત દળ્યું; પરંતુ એના કિસ્મતમાં રહ્યું માત્ર કોડિયું ! ને એ કોડિયું ફૂટેલું નીકળ્યું ! એણે ઘર તજ્યું, માતા તજી, બહેન તજી, પિતા તજ્યા, શ્રીમંતાઈ તજી—માનેલા પતિને ખાતર બધું તજ્યું. એણે મજૂરી કરી, અપમાન સહન કર્યાં, વનવન જંગલ-જંગલ એ આથડી, ભયાનક એકલપંથ એણે કાપ્યાં ને ભેંકાર ડુંગરોમાં વાસ કર્યો—માનેલા પતિને ખાતર ! અને માનેલો પતિ એનો તો ન થયો. એણે જુવાની ખોઈ, એણે ઉમળકા ખોયા, એણે શરીર ખોયું, એણે નાજુકતા ખોઈ—માનેલા પતિને ખાતર, ને માનેલો પતિ એનો તો ન જ થયો.

આ દુનિયા ઉપર કોઈ જોનાર છે કે નહિ ? નસીબમાં એણે શ્રદ્ધા રાખી ને નસીબે એને દગો દીધો. છે કોઈ આ દગાનો જવાબ માગનાર ? છે કોઈ આ દગાનો જવાબ દેનાર ?

જુગજુગથી સતીના આદર્શ અંકાયા હતા—સંયમના, સહનશીલતાના, પતિસેવાના, કુટુંબની પ્રતિષ્ઠાના ! એ આદર્શને પામનારી બધી સ્ત્રીઓ સ્વર્ગે જ જાય છે એમ એણે સાંભળ્યું હતું. એણે આ

આદર્શ પાળ્યો હતો—બરાબર પાળ્યો હતો. કોઈ વાતની ક્યાંય કમીના રાખી ન હતી, છતાં નરકની યાતનાની ભાગિની એ કાં બની ? એ આદર્શો શું ઊણા હતા ? બતાવો તો ખરા, ખરી કસોટીને વખતે કથીર કોણ નીકળ્યું ? આદર્શની કસોટીએ સ્ત્રી કે સ્ત્રીની કસોટીએ એ આદર્શો ? કોઈ કાંઈક સમજાવો !

કે પછી સતીઓને પતિઓ હોતા જ નથી; પુત્રો જ હોય છે ! પ્રાચીન કાળની મશહૂર સતીઓમાંથી ઘણા મોટા ભાગની સતીઓ વંધ્યા જ રહી છે ને નિ:સંતાન મરી છે, એનો શું આ ખુલાસો હતો ?

પતિસેવા ! શું છે આ પતિસેવા ? શાસ્ત્રોના આદેશોની વચમાં આડફાટ પડેલા આ આડોડિયા આદર્શના મર્મ શા છે ? પતિ પત્ની-સેવા લેતાં એને નોકરડી માને તો ? તો પતિનું પતિત્વ એ પતિનો વ્યભિચાર છે, ને જો પતિ પત્નીની સેવાં લેતાં પત્નીને માતા માને તો પત્ની . . . ના, ના, એ જૂઠું છે—એ જૂઠું છે. શું કેવળ સેવા કરવાથી જ પત્ની માતા બની જાય કે ? કેવી ભયંકર વાત છે ? એ વાતમાં તથ્ય હોઈ શકે ખરું ? કોઈ આ ભુલભુલામણીમાંથી કાંઈ માર્ગ બતાવશો ?

અંજની ક્યાંય સુધી ખાટ ઉપર હીંચતી રહી ! સમયનું એને ભાન ના રહ્યું ! હવે શું ? બધી વિચારમાળાઓને અંતે માળાના મેર જેવો સવાલ ફરીફરીને અંતરમાં જાગતો હતો: ‘ હવે શું ? હવે શું ? ’

આ ઘરમાં હવે રહેવાય નહિ ! ઘરની ઇંટઇંટ એને જાણે ગૂંગળાવીને મારી નાંખવા મથતી હતી ! આ ઘરમાં ન રહેવાય. એના સ્ત્રીત્વની આ સ્મશાનભૂમિમાં એનાથી હવે વધારે નહિ રહેવાય !

સતિત્વ પામવા જતાં એ સ્ત્રીત્વ ગુમાવી બેઠી હતી. બીજા બધા પુરુષો એને મન ભાઈબાપ સમ હતા, ને હવે પતિ પુત્ર

બનીને બેઠો. એનું સ્ત્રીત્વ તો ગયું! છાતીમાં ઝુલાવેલી સોનાની છરી જેવું સતિત્વ એક માત્ર એની પાસે રહ્યું.

સતીનો ધર્મ શો! પતિના સુખસગવડનો માર્ગ મોકળો કરવો ને મોકળો રાખવો! એ આ ઘરમાં હશે ત્યાંસુધી દેવીપ્રસાદ . . .

હજારો જૂની સ્મૃતિઓ ને નવી યાદગીરીઓના ડંખો અંજનીને જાણે સતાવી રહ્યા હોય એમ, અંજની બે હાથની હથેલીમાં માથું નાંખીને ખાટ ઉપર પડી.

ને ખાટ જ્યાંસુધી આ અર્ધબેભાન નારીનો બોજ વેઠતી ચાલતી રહી ત્યાંસુધી તેણે પૂછ્યા કર્યું: 'ચૂં? ચૂં? શું? શું? શું?'

# પ્રકરણ તેત્રીસમું

## જેમાં મૂળ વાતને જોડતી સાંકળના થોડા પાછલા અંકોડા જોવાના રહેશે

હિમાલયમાંથી વિદ્યાનો અભ્યાસ કરીને નવનીત જ્યારે મુંબઈ ઊતર્યો ત્યારે એ સીધો મોહનભાઈને ઘેર ગયો. મોહનભાઈ સવારનો ક્રમ પતાવીને છાપામાં બજારભાવ વાંચતા હતા.

મોહનભાઈ નવનીતને જોઈને એકદમ ઊભા થયા: 'કોણ તમે?'

'જી હા.'

'આવો આવો! અરે, રામા! જલદી ચા લાવ, જલદી નહાવાનું પાણી ગરમ કર. કેમ બધા કુશળ તો ખરા ને!'

'જી, કુશળમાં તો હું આપની સામે બેઠો છું ને?'

'હા. હિમાલયમાં જ હતા ને?'

'જી, હા.'

'ત્યાંના હવાપાણી તો સારાં લાગે છે!'

'આપ સહુ કુશળ છો ને?'

'આંહીં સહુમાં તો હું એક મૂઓ છું. લીલાની માનું તમે જાણો છો; ને લીલા વિલાયત ગઈ છે. ઘરમાં ઘુવડ જેવો હું એક છું, ને મારું તો તમે જાણો છો. જેવી તબિયત બજારની, એવી તબિયત મારી.'

'બજારની તબિયત સારી લાગે છે.'

'ઠીક છે. સમયના પ્રમાણમાં ઠીક છે. બાકી હવે કાંઈ પહે-

લાંનો જમાનો રહ્યો છે! ભાઈ, પહેલાં તો એક રાતમાં માણસ તાલેવંત થતા, ને હવે તો રળેલું સાચવવાનોય જિંદગીભર ઘસડબારો કરવાનો છે.'

'રળવા કરતાં રળેલું સાચવવાનું કામ વધારે જબરું છે.'

'આ વાત તમે લાખ રૂપિયાની કરી; પણ રળેલું સાચવવાથીયે એક કામ હજીયે વધારે મોટું છે. એ છે રળેલું ભોગવવાનું!'

'જી, આપને શી કમીના છે?'

'મને શું કમીના નથી? મારા સાહેબ! આના કરતાં તો હું મારા મોહનપુરની દુકાનમાં વધારે સુખી હતો. બૈરી હતી; સંતતિ હતી. અહીં આવીને હું પૈસા નથી કમાયો; પથરા કમાયો છું પથરા! એણે તો મને ને મારા કુટુંબને જીવતું દાટી દીધું. રસ્તે ચાલતો ભિખારી બહારથી બંગલો જોઈને મારી અદેખાઈ કરતો હશે. એને એમ હશે કે આ રાજમહેલ જેવડા બંગલામાં રહેનારો શેઠ, જેની તહેનાતમાં પેકાર્ડ ગાડી, પટાવાળા, દરવાન વગેરે ખડા છે એ કેવો સુખી હશે? આ શેઠ જેને પાણી માગતાં દૂધ મળતું હશે, જેને કાંકરો લેતાં પૈસા હાથ આવતા હશે, એના ઘરમાં તે કેવો કિલ્લોલ હશે? આ બંગલાવાળા શેઠને કમીના નહિ હોય કોઈ વાતની! એને નહિ કમાવા જવું પડતું હોય! એને નહિ કોઈ નાતજાત, સરકારદરબારની હરકત હોય! ટાઢ પડે ત્યારે વીજળીની સગડી આગળ એ બેસતો હશે; ગરમી પડતી હશે ત્યારે વીજળીનો પંખો ફરકાવતો હશે! એની કલમના એક એક અક્ષરે એ ધાર્યા પૈસાની વારાફેર કરી શકતો હશે...! એ બિચારા ભિખારીને ખબર પણ નહિ હોય કે આ બંગલો નથી, પણ સ્મશાન છે; ને આ બંગલાનો શેઠ તો એના કરતાં પણ વધારે દુ:ખી છે. એની બૈરી ઝૂંપડામાં દહાડા કાપે છે, ને એની એક છોકરી કોણ જાણે કયા ઠેકાણે જીવતી દટાઈ ચૂકી છે; એની બીજી છોકરી વિલા-

યત ચાલી ગઈ છે ! એ બિચારાને કલ્પનાયે નહિ હોય કે એ શેઠની જેટલી રોમરાઈ છે એટલી એને વ્યાધિ છે, ને એ પોતે આ શેઠ કરતાં લાખગણો સુખી છે.'

નવનીત મોહનભાઈના આ બળાપાથી દિંગ થઈ ગયો. એની સમજણ એ હતી કે મોહનભાઈ પૈસા સિવાય બીજી કોઈ વાતમાં કશો જ રસ લેતા નથી.

'સાચું સોનું લેવા જઈએ ત્યારે ખોટા સોના જેવી આપણી દુનિયા બની જાય છે.' મોહનભાઈએ કહ્યું.

ત્યાં ચા આવી.

મોહનભાઈને યાદ આવ્યું કે અંતરની વરાળ ઠાલવવા માટે પાત્ર વાજબી હોય યા ન હોય—સમય તો નહોતો જ.

'અરે હું તો સાવ વીસરી ગયો. મને ખ્યાલ જ ના રહ્યો કે લાંબા પ્રવાસ પછી તમે થાકી ગયા હશો !'

'ના, ખાસ થાક્યો નથી, કેમકે મુસાફરી ખાસ લાંબી ન હતી. હું અમદાવાદ રોકાઈ ગયો હતો, એટલે આંહીં તો હું અમદાવાદથી આવું છું.'

'અમદાવાદ કોઈ સગું હશે ?'

'સગું ખરું, ને સગું નહિયે ખરું.'

'એટલે ?'

'અમદાવાદમાં મારી એક ધર્મની બહેન રહે છે ?'

'ધર્મની બહેન !'

'હિમાલયમાં હું શીખતો હતો, એ જ વૈદ પાસે એક બાઈ પોતાના આજાર ધણીની દવા કરાવવા આવેલી. ધણીને અસાધ્ય એવો અર્ધાંગનો રોગ થયેલો, ને બાઈ દવા કરાવવા આવેલી !'

મોહનભાઈના કાન એકદમ સરવા બન્યા : 'અર્ધાંગની દવા ! બાઈનું નામ ?'

'નામ તો ખબર નથી, હું તો મોટીબહેન કહીને જ એમને જાણતો, ને બોલાવતો હતો.'

'બાઈની ઉંમર કેટલી હશે?'

'નજરે જોતાં ચાલીશબેતાલીસ લાગે; બહુ તો પિસ્તાલીશ હશે!

'ત્યારે તો નહિ, કોઈક બીજી હશે!'

'કોણ નહિ? કોણ બીજી?'

'કોણ બીજી, એ તો હું થોડો જોશી છું કે જાણી શકું! પહેલાં તો સહેજ ખ્યાલ આવ્યો કે કદાચ મારી મોટી દીકરી ન હોય! એના ધણીને પણ અર્ધાંગ થયું છે, પણ એને પિસ્તાલીસ વર્ષ થયાં હોય તો એ મારી પુત્રી નહિ. મારી પુત્રીને તો વીસ-બાવીસ વરસ થયાં હશે.'

'આ તો જોતાં જ પિસ્તાલીસ તો થયાં હશે. એકાદ બે વધારેય હોય. પણ પોતાનાં અર્ધાંગ પતિની સારવાર કરી છે કાંઈ સરવાર? જો મોંમાંગ્યો અવતાર મળતો હોય તો હું તો મારી મોટીબહેનને પેટ અવતાર માંગું. રાતદિવસ સખત મજૂરી... પતિનાં સુખસગવડ માટે...ગરીબી—કાળી ગરીબીની વૈતરણી પાર ઊતરીને પણ એ બાઈ પોતાના પતિને સુખરૂપ જીવતો પાછી લાવી...પુરાણોમાં તો સતી મોતને દરવાજેથી પતિને પાછી લાવતી માત્ર વાંચી છે—નજરે તો આ જ જોયું!'

તારનો પટાવાળો આવ્યો, ને મોહનભાઈનો તાર આપી ગયો. મોહનભાઈએ તાર વાંચીને નવનીતને આપ્યો.

તાર લીલાનો હતો. લીલા આવતી હતી!

'લીલા આવે છે!' મોહનભાઈએ કહ્યું. 'જાણે મેળ સાધ્યો હોય એમ તમેય આવ્યા ને એય આવે છે!'

જવાબમાં નવનીત માત્ર શરમાળ હાસ્ય કરી રહ્યો.

મોહનભાઈ હસ્યાઃ ‘ મને કોઈક કોઈક વાર વિચાર થાય છે કે તમારું એનું સરખું ચાલશે ?’

‘ આપને શંકા આવવાનું કારણ ?’

‘ કારણમાં તો જુઓને ! વૈદકવિદ્યા શીખવા માટે તમે હિમાલયમાં ગયા, ને એ વિલાયત ગઈ. બધી વાતોમાં તો આવું અંતર નહિ પડે ને ?’

‘ જી. આજ જમાનો આપ ધારો છો એવો નથી રહ્યો. ઘરની અંદર કેવળ એક જ રાગ જોઈએ એમ હવે કોઈ માનતું નથી. હવે તો સમ–રાગની જરૂરત મનાઈ છે.’

‘ એ કાંઈ આપણને સમજાયું નહિ ને આપણે સમજવુંયે નથી.’ મોહનભાઈએ કહ્યું. ‘ આ બધાં ભૂત આજકાલનાં છે, ને આજકાલમાં મરી જવાનાં છે. મારે તો ઝાઝી વાતે ગાડાં ભરાય. એક વાત બસ છે. તમારે ને લીલાને સરખું ચાલે તો મારે તો ગનીમત છે !’

લીલા આવી. એના આવ્યાથી ઘરમાં નવો અવાજ, નવા વિચારો ને નવી ધૂન ભરાઈ.

‘ હું મારી સફરમાં સફળ થઈ.’ લીલાએ આત્મગૌરવથી કહ્યું. ‘ હું સ્ત્રીઓનાં દરદોની સ્પેશિયાલીસ્ટ થઈને આવી !’

‘ હું પણ મારી સફરમાં સફળ થયો. અસાધ્ય દરદોની સારવારનો મને મર્મ સમજાયો !’

‘ ધૂળ સમજાયો ! હિમાલયમાં છે શું ?’

નવનીત હસ્યો ! એ હાસ્ય લીલાને વંચનાસમું ભાસ્યું. એનો લડાયક સ્વભાવ એકદમ જાગ્યોઃ ‘ હિમાલયમાં છે શું ? બરફ છે. સાધુ બાવા . . . !’

‘ ને સતી છે.’

'સતી ? શું હજી વીસમી સદીમાં પણ સ્ત્રીઓ ધણીની સાથે જીવતી સળગી જાય છે ? આ આપણા દેશનાં માણસોથી તોબાહ ! આખી દુનિયા તો સુધરીને પાછી બગડવા પણ માંડી, ને હજી આપણો સમાજ પાંચ હજાર વર્ષ પહેલાંના અર્થહીન ચીલા જાળવી બેઠો છે—મિસરમાં જેમ મુડદાને સાચવી રાખે તેમ ! વિધવાવિવાહના કાયદાને પચાસ વરસ થયાં, તોય આંહીં હજી સતીની વાતો થાય છે !'

નવનીતે સસ્મિત કહ્યું: 'તમે છો તો હજી પહેલાંનાં જેવાં !'

'તે મેં ખોટું શું કહ્યું ?'

'કાંઈ કહ્યું જ ના હોત, તો હું કહેત કે હું જેની વાત કરું છું એ બળી મરનારી ઓલાદની નહિ, પણ જીવતી રહીને જિવાડનારી—સતી સાવિત્રી સમી—આજાર પતિને મોતના મુખમાંથી લાવીને નવજુવાન કરનારી સતી છે : જેના કદમમાં આદરથી માથું નમાવવું પડે એવી.'

'પતિના કદમમાં માથું ઝુકાવનારીના કદમમાં જ પુરુષ માથું નમાવે છે. પુરુષજાતિ—શું ગઈ કાલની કે શું આજની—વાતો ગમે તે કરે, વાંચે ગમે તે, લખે ગમે તે, બોલે ગમે તે, પણ વ્યવહાર ને આચારમાં તો માગશે ગુલામ. એઓ બહાદુર સ્ત્રીઓને પસંદ કરે છે—પોતાની ઉપપત્ની તરીકે. તેઓ ભણેલી સ્ત્રીઓ પસંદ કરે છે—સુધારાના ફર્નિચર તરીકે. તેઓ આગળ પડતી સ્ત્રી પસંદ કરે છે—પોતાની જાહેરાત તરીકે. પરંતુ પોતાની પત્ની તરીકે તો એ પસંદ કરશે એ જ સ્ત્રી—જે આચાર, વિચાર, વાણી, વર્તન, વ્યવહાર તમામમાં એમના પગની મોજડી સમી બની રહે.'

'તમે હજી તમારી પુરાણી ટેવ નથી ભૂલ્યાં—ગમે તે વાતમાં પણ પુરુષજાતિને વચમાં લાવીને એના ઉપર હુમલા કરવાની. મને એક વાત જરા સમજાવશો. એકંદરે પુરુષે સ્ત્રીને શો અન્યાય કર્યો છે ?'

'ન્યાય જ ક્યાં કર્યો છે ?'

'પુરુષે સ્રીને અર્ધાંગી તરીકે સ્વીકારી છે. સર્વ મંગળકાર્યમાં એની સમાન સાથીદારી માની છે. એને છેક બાળપણથી પુરુષ-તતિની કમાણીની વાડમાં રાખી છે . . . . . .'

'બસ, બસ. મારા સાહેબ ! તમે એને, તમે જે કાંઈ કહો છો મે બધું આપ્યું છે: ઘર આપ્યું છે, રક્ષણ આપ્યું છે, માન આપ્યું —બધું આપ્યું છે: નથી આપી માત્ર એક વાત. સોનાનું પાંજરું મે બનાવ્યું છે ખરું, પણ પંખીને ઊડવાની છૂટ તમે નથી આપી.'

'ઊડવાની છૂટ એટલે શું ? એના હરવાફરવા સામે તો કોઈને ંધો નથી.'

'પણ એના છૂટાછેડા સામે તો છે.'

'છૂટાછેડા ?'

'હા. તમે જે બાઈની વાત કરો છો એની જગ્યાએ આજના માનાની કોઈ પણ સમજુ છોકરી હોય, તો એ છૂટાછેડા મેળવી . શા માટે ન મેળવે ? શા માટે એક અશક્ત ને અપંગ પતિની એ ાવજત કરે ? પણ એવી વાતોમાં તમે સ્રીને હરગિજ છૂટ નહિ ાપો. એક પુરુષની પાછળ એક સ્રી પોતાની જુવાની ખરચી ંખે તો તમે એને સતી કહેશો. એક પુરુષની પાછળ એક સ્રી ાતાનું સૌન્દર્ય ઘેસવી નાંખે તો તમે આર્યા કહેશો; પણ ાામાર સ્રીનો ધણી ફરી પરણવા નીકળશે તો તમે એનો બચાવ રશો. તમેના તમે જ એમ કહેશો કે, ભાઈ! એ બિચારો શું રે ? એની સ્રી માંદી અને અપંગ છે !'

'હવે આ ચર્ચા પછી કરજો.' મોહનભાઈ આવ્યા. 'તમે કોને આવી લમણાઝીક કરવી કેમ ગમે છે, એ જ મને થી સમજાતું ?'

'બાપુ! આજકાલ તો આ સવાલો ઘેરેઘેર ચર્ચાય છે.'

'સહુ પારકાના સવાલો ચર્ચે છે એ જ મુશ્કેલી છે.' મોહન-

ભાઈએ કહ્યું. 'તમે આજકાલના જુવાનિયા અમારા કરતાં ભણ્યા છો વધારે, ને અમારા કરતાં તમે વાંચ્યું છે પણ વધારે; બુદ્ધિમાં પણ તમે ચડિયાતા છો, વિચારમાં પણ આગળ છો; છતાં એક વાત એવી છે કે જેમાં જૂનાં જમાનાનાં માણસો તમારા ઉપર પૂરી સરસાઈ ભોગવે છે.'

'તમે બધા વાતો કરો છો—પારકાઓએ કેમ વર્તવું જોઈએ એની. ને અમે લોકોને છેક નાનપણથી સંસ્કાર પડે છે—અમારે કેમ વર્તવું જોઈએ એની સમજૂતના. જૂના લોકોની આ સરસાઈ છે ને એ સરસાઈ રહેશે ત્યાંસુધી એના દીધેલા ધર્મ ને એના કરેલા કાયદા પ્રમાણે તમારે વર્તવાનું રહેશે.'

'પણ બાપુજી. . .'

લીલા કાંઈ કહેવા જતી હતી એને મોહનભાઈએ વારી: 'બસ, મારે વળી ક્યાં માથાઝીક કરવી છે? તમારે કરવી હોય તો નિરાંતે કરજો. હું તો તમને મુદ્દાની વાત પૂછવા આવ્યો હતો. તમારી રાહ જોવાની મુદત પૂરી થઈ છે. હવે તમે શું ધાર્યું છે?'

લીલા અને નવનીત એકમેક સામે જોઈ રહ્યાં. એમાંથી કોઈ કાંઈ બોલ્યું નહિ.

'ત્યારે લગ્નની તિથિ મુકરર કરું ને?'

ફરીને કોઈ કાંઈ બોલ્યું નહિ; પણ બન્નેના ચહેરા ઉપર આછાં રંગનાં સ્મિત હતાં.

'ત્યારે હવે હું મુહૂર્ત જોવરાવું છું,' એટલું કહીને મોહનભાઈ જતા રહ્યા.

લીલાએ કહ્યું: 'જુઓ! બાપુજી મુહૂર્ત જોવરાવે તે પહેલાં મારે સમજવું છે. હું મારી જિંદગી મારી રીતે જીવવાની કોશિશ કરીશ, તેમાં તમારે અંતરાયો નાખવા નહિ.'

'નહિ નાંખું.'

'તમારું કામ કરવાને હું નારાજ છું એમ ના સમજશો. જરૂર પડે તો રાંધવા, તમારાં કપડાં ધોવાનો મને વાંધો નથી; પરંતુ મારું કહેવું બીજું છે. જે કામ નોકરોથી થઈ શકે એ મારી પાસે કરાવવાનું ધણીપણું તમે ના ભોગવશો. ઘરમજૂરીનાં ઘણાં કામો એવાં છે કે સ્ત્રીઓ ના કરે તો ચાલે. એવાં કામોની પાછળ હું મારો સમય બરબાદ નહિ કરું.'

'ભલે, આપણે મિત્રો બનીને રહીશું, પછી ?'

'એ મૈત્રી કહેવા પૂરતી હશે તો ગાડું આગળ નહિ ચાલે.'

'ન રહે, પછી ?'

'તો કહો કે, હું તને બબરચી, ભીસ્તી ને ખરના સંયોજન સમી પત્ની નહિ બનાવું. હું તને મારા ઘરના નોકર તરીકે નહિ રાખું; વાણીમાં દેવી ને વર્તનમાં દેવલી તરીકે નહિ રાખું.'

'કબૂલ છે.'

'તો હવે કહો આપણે 'હનીમૂન' કરવા ક્યાં જઈશું ?'

લગ્નમુહૂર્ત લેવાઈ ગયું હતું.

હવેલીના ઝરૂખામાં તેઓ બન્ને ઊભાં હતાં. સામે સરિયામ રસ્તો દેખાતો હતો.

રસ્તાની સામી બાજુએ એક સ્ત્રી ઊભી રહી હતી. એ ગાંડી જેવી લાગતી હતી.

એ ચેનચાળા કરતી હતી. જમા થયેલાં છોકરાં એને સતાવતાં હતાં.

લીલાએ એ જોયું. નવનીતને ઉદ્દેશીને કહ્યું:

'આ સ્ત્રીને પણ પતિ હશે, પણ એને એણે છોડી દીધી લાગે છે. ધર્મ, ફરજ, શાસ્ત્રાજ્ઞા, લગ્નની પવિત્રતા બધું આજ સ્ત્રીપક્ષે જ રહ્યું છે. પુરુષને તો બારે પડ મોકળાં છે. મને સવાલ એમ થાય

છે કે સ્ત્રીઓ જેટલી મહેનત પોતાના પતિ માટે કરે છે એટલી જો બહાર કરતી હોય તો તેઓ સ્વતંત્ર બની શકે, ને પતિની પરવશતા એમને ના સતાવે. એને માટે તો એક કાયદો થવો જોઈએ.'

'કાયદો? એમાં કાયદો શું કરવાનો હતો?'

'કાયદો એક વાત કરી શકે. કાયદો એમ ઠરાવે કે દરેક પુરુષ પોતાની સ્ત્રી પાસે જે કામ કરાવે, એ કામ બદલ એણે સ્ત્રીને મહેનતાણું આપવું. તો પુરુષને એકદમ ખબર પડે કે એની સ્ત્રી એ ભીસ્તી, બબરચી, ધોબી નથી—પણ માણસ છે.'

'તમારા વિચારો—નવા નવા વિચારોનાં તેજ સામે મારા મગજની રોશની જ જાણે બુઝાઈ જાય છે. મારું માનો તો ચાલો આપણે ફરવા જઈએ.'

'ચાલો.'

બન્ને જણાં નીચે આવ્યાં; મોટરમાં બેઠાં. લીલા મોટર ચલાવતી હતી; નવનીત બાજુમાં બેઠો હતો.

મોટર બંગલા બહાર નીકળી.

લીલાએ બ્રેક દબાવી—ફરી દાબી; વટેમાર્ગુઓએ ચીસ દાબી દીધી. ઝરૂખામાંથી દેખાતી સ્ત્રીથી માંડ એક વેંત જેટલે અંતરે મોટર અસાધારણ પ્રયાસે માંડ થંભી, ને બીજી ક્ષણે પેલી સ્ત્રી મોટરના આગલા ભાગ સાથે અથડાઈ.

રોષમાં ને રોષમાં લીલા મોટરમાંથી બહાર નીકળી; એ સ્ત્રીને એણે પાછળ ગરદનમાંથી પકડી: 'એય હેવાન! ખબર નથી—દેખતી નથી? ચાલ, દૂર હટ.'

લીલાએ આંચકા સાથે એ સ્ત્રીને ધક્કો માર્યો. એનો ચહેરો દેખાયો.

લીલા ચમકી ગઈ. લીલા એ કમતરીન દેખાતી સ્ત્રીને ગળે બાઝી પડી: 'મોટી બહેન!'

## પ્રકરણ ચોત્રીસમું

### જેમાં પિતા પુત્રીનો મેળાપ થાય છે

'મોટી બહેન! તું આંહીં?'

અંજની થોડી વાર જાણે લીલાને ઓળખતી જ ન હોય એમ તેના તરફ જોઈ રહી.

'કોણ મોટી બહેન! તમારી આ હાલત?' નવનીતે અંજનીને જોઈને આશ્ચર્યથી કહ્યું. લીલા તરફ ફરીને એણે કહ્યું: 'પહાડ ઉપરની સતીની હું તમને વાત કરતો હતો, એ જ આ મારાં મોટી બહેન! તમે એમને ક્યાંથી ઓળખો?'

લીલા હસી: 'ક્યાંથી ઓળખું? એ મારી સગી બહેન છે!'

'ત્યારે તમને આજથી મારા બેવડાં વંદન છે; કેમકે એક તો તમે એ તમે છો, અને બીજું તમે મોટી બહેનનાં બહેન છો.'

ખોવાઈ ગયેલી દુનિયાનો એકાદ ટુકડો હાથ આવ્યો હોય એમ અંજનીએ લીલાને પારખી: 'લીલા!'

'હા, પણ તું આમ કેમ, બહેન?'

'મારું નસીબ!'

'પહેલાં તો તું ઘેર ચાલ. આજ તને જોઈને બાપુજી કેટલા રાજી થશે?'

'મારા ઉપર તો એ નારાજ હતા; એટલે તો ઘેર જ જવાની

મારી હામ ના ચાલી, ને બીજે ક્યાં જઉં ? એટલે આંહીં જ ઊભી રહી હતી !'

'આપણે ઘેર નિરાંતે વાત કરશું. પહેલાં તો તું ઘેર ચાલ. અને નવનીતરાય ! તમે તાર-ઑફિસે જઈને મોહનપુરમાં મારી બાને તાર કરો કે મોટી બહેન આંહીં પાછી હેમખેમ આવી છે, માટે તું જલદી આવી પહોંચ.'

નવનીતરાય મોટર લઈને તાર કરવા ગયો.

અને લીલાએ કહ્યું: 'આડી વાતે ભૂલી જઉં એ પહેલાં નવનીતરાયની ઓળખાણ કરાવી દઉં.'

'મેં એમને જોયા છે, ને ઓળખું પણ છું.'

'પણ એમની સાથે મારાં લગ્ન થવાનાં છે એની તને ખબર છે ?'

'બહુ લાયક માણસ છે. મને તો એમણે ખરી મદદ કરી છે. હું તો ભગવાન પાસે માગું છું કે તારા નસીબમાં ઘણું ઘણું સુખ હો. તને સુખી જોઉં તો મારી આંખો ટાઢી.'

લીલાએ કહ્યું: 'બહેન, ચાલ આપણે ઘેર જઈએ. રસ્તા ઉપર તો લોકને કૌતુક થાય છે.'

'મને તો હતું કે બાપુજી મારું મોઢું જોવા નથી માગતા.'

'શા ભાર છે, બાપુજીના ! હું બેઠી છું ત્યાંસુધી બહેન, કોણ તને જાકારો દે ? પહેલાં મને કાઢવી પડે. તને તો ખબર પણ નહિ હોય કે, બાપુજીએ પછી તો તારી પાછળ કેટલી શોધ કરાવી હતી ? અમે બધાં મોહનપુર ગયાં ત્યારે તું ત્યાંથી નીકળી ગઈ હતી. પછી તો બાપુજીએ કાંઈ પૈસા ખર્ચ્યા છે પૈસા—પાણીને મૂલે ને કાંકરાને તોલે ! પણ તું તો કોણ જાણે ક્યાં ગરક થઈ ગઈ કે, બસ તારો પત્તો જ ના લાગ્યો !'

'હું તો પગપાળા રઝળતી હતી જ્યાં ને ત્યાં.'

તેઓ ઘરમાં આવ્યાં ને એમના આગમને ઘરમાં જાણે વીજળીનો આંચકો લાગ્યો. નોકરચાકર વર્ગ અંજનીને લીલાની સાથે જોઈને સ્તબ્ધ બન્યો. શેઠની મોટી દીકરી! ખોવાઈ ગઈ હતી તે! જેની શોધ પાછળ એક મિલકત જેટલું ધન ફના કરવામાં આવ્યું હતું તે!

લીલાએ એક પછી એક હુકમ છોડવા માંડ્યા: 'મોટી બહેનને માટે પહેલાં તો ચા લાવો. પછી નાહવાનું પાણી તૈયાર કરો. પછી તાબડતોબ ખાવાનો બંદોબસ્ત કરો, જલદી!'

નોકરો દોડાદોડી કરી રહ્યા. જૂના નોકર રામસિંહને વધાઈ ખાવાની ઇચ્છા થઈ—જેને આ સમાચારની ખરી તાલાવેલી હતી તેની પાસે. એ બહાર નીકળી ગયો. નજીકની તાર-ઓફિસથી ઘરના પૈસા ખરચીને એણે મહાલક્ષ્મીને તાર કરી દીધો.

લીલા મોહનભાઈને સમાચાર દેવા જતી હતી, ત્યાં કોઈએ એની પાછળ દોટ મૂકી. લીલાએ જોયું તો ઓફિસના કાગળો સહી કરાવવા નટવરલાલ આવ્યો હતો, ને એણે અંજનીને જોઈને શેઠને વધાઈ ખાવા દોટ મૂકી હતી.

'લીલાબહેન!' નટવરે બૂમ પાડી. 'મારો હક્ક છે હો!'

જીવનમાં એક મહાન કાર્ય પતાવ્યાનો સંતોષ લઈને મોહનભાઈ ખાટ ઉપર હીંચકતા હીંચકતા છાપું વાંચતા હતા. છાપું બે દિવસ પહેલાંનું હતું, એ વાત કાં તો એમને મહત્ત્વની લાગી નહોતી ને કાં તો એનો એમને ખ્યાલ પણ ન હતો.

નટવર દોડતો અંદર આવ્યો: 'શેઠ સાહેબ!' દોડવાથી એનું સ્થૂળ થતું જતું શરીર શ્વાસથી ધમતું હતું. 'શેઠ સાહેબ! અંજની-બહેન આવ્યાં?'

'હેં!' મોહનભાઈએ જોરાવર આંચકાથી ખાટ ઊભી રાખી; પણ ધક્કો એવો લાગ્યો કે પોતે ખાટ ઉપરથી ઊથલી પડતા રહી ગયા—એમના ચશ્માં નીચે પડ્યાં ને ચોપાસ તેના કટકા વેરાયાં.

'અંજની! ક્યાં? સાલ્લા હરામખોર! મારી મશ્કરી કરે છે?'

'જી, ના. સાવ સાચું કહું છું. આ નીચે બેઠાં. એ ને લીલાબહેન વાતો કરે છે.'

સહી કરવાના કાગળો ફેંકીને મોહનભાઈ નીચે આવ્યા. અંજનીને એમણે જોઈ. દીકરી ગરીબ લાગતી હતી. દુઃખિયારી લાગતી હતી. એને જોઈને મોહનભાઈનું હૈયું ભરાઈ આવ્યું. 'બેટા! અંજની!' મોહનભાઈ પાસે આવ્યા ને અંજનીના માથા ઉપર હાથ મૂકી રહ્યાઃ 'બેટા! અંજની!'

મોહનભાઈએ બૂમ પાડીઃ 'અરે કોઈ છે કે? બહેનને માટે ચા લાવો. કેટલી વાર? પણ ચા લાવોને. પછી નાહવાનું પાણી મૂકો ને? બહેનનો સામાન એમના ઓરડામાં મૂકી આવો. બહેન, ક્યાં છે તારો સામાન?'

'સામાન નથી!'

'બે દિવસ રોકાવા જેટલોય નહિ? કાંઈ નહિ. બાપને ઘેર આવી છો ને!'

તકનો લાભ લઈ નટવર બહાર નીકળી ગયો હતો. એણે તાર–ઓફિસમાંથી પોતાના નામથી મહાલક્ષ્મીને તાર કર્યો, ને ટેલિફોન મારફત વિમળાને ખબર અપાવી.

તાર કરીને નવનીતરાય પાછો આવ્યો. એને મોહનભાઈએ કહ્યુંઃ 'અરે દાક્તર! જરા એક તાર કરી આવોને!'

દાક્તરે કહ્યુંઃ 'હું એક નહિ, પણ ત્રણ તાર કરતો આવ્યું છું. એક આપના વતી, એક લીલા વતી, ને એક મારા વતી.'

'સારું, સારું.' મોહનભાઈએ કહ્યું. 'કહે બહેન! છો તો કુશળ ને?'

'જી, હા!' અંજનીએ જવાબ આપ્યો.

'દેવીપ્રસાદ પણ કુશળ!'

'જી, હા!'

નવનીતરાય સામે જોઈને અંજનીએ કહ્યું: 'લીલાએ મને સમાચાર આપ્યા. હું બહુ રાજી થઈ. ભગવાન તમને સુખી રાખે.'

'તમારી આશિષ અફર જાય જ નહિ.' નવનીતે કહ્યું.

મોહનભાઈએ પૂછ્યું: 'તમે બે એકબીજાને ક્યાંથી ઓળખો?'

નવનીતે જવાબ આપ્યો: 'હિમાલયમાં મેં આપને એક સતી સમા નારીની વાત કરી હતી ને—જેમણે પોતાની દેહની કણીએ કણીએ કરીને પોતાના અર્ધાંગ થયેલા પતિને કરાર કર્યો હતો—એ આ જ બહેન!'

'પુરુષાર્થથી શું નથી થતું?' લીલાએ કહ્યું. 'નસીબ ઉપર હાથ જોડીને બેસી રહી હોત તો કાંઈ ન થાત. હજી દેવીપ્રસાદ અર્ધાંગ હોત; પણ પુરુષાર્થ કર્યો તો એમને આરામ થયો.'

'પુરુષાર્થનું કાંઈ નથી વળતું. નસીબ બે ડગલાં આગળનું આગળ જ છે. બહેન! મારા નસીબમાં કાંઈ ન હતું તે એ આજાર રહ્યા ત્યાંસુધી મારી પાસે રહ્યા, ને એમને આરામ થયો એટલે એમણે મને કાઢી મૂકી!'

'કાઢી મૂકી? તને?' લીલા ચિડાઈને બોલી. 'ત્યારે તું નીકળી કેમ? આંહીં શા માટે આવી?'

'બીજે હું ક્યાં જઉં?'

મોહનભાઈએ લીલાને ઠપકો આપ્યો: 'કેમ આંહીં એનું ઘર નથી કે ન આવે? જેટલો તારો હક્ક એટલો જ એનો હક્ક. આંહીં ન આવે તો શું રસ્તે ભીખ માંગે?'

નવનીતે વાતમાં સૂર પુરાવ્યો: 'એમણે જેવી એમના પતિની સારવાર કરી છે, એવી તો સગી મા એના એકના એક

દીકરાની પણ નહિ કરે. એવી રીતે સારવાર પામેલો ધણી જો ઘરમાંથી કાઢી મૂકવાની દુષ્ટતા દાખવે તો પછી એ ઘરમાં રહેવાય જ કેમ? હું તો કહું છું મોટી બહેન! કે તમારો વાંક હરગિજ હોઈ જ શકે નહિ; કેમકે મેં તો તમારું ગૃહજીવન હિમાલયમાં નજરોનજર જોયું છે. દીકરા જેમ બાપનું નામ ઊજળું કરે છે તેમ જો દીકરીથી બાપનું નામ ઊજળું થતું હોય તો તમારા પિતાનું નામ વધારેમાં વધારે મશહૂર થવું જોઈતું હતું. લીલા તો અમસ્તી બોલે છે. એનું દુ:ખ ના લગાડશો.'

'હું ખરેખર કહું છું.' લીલાએ જીદ કરી. 'તારી જગ્યાએ હું હોઉં તો હરગિજ બહાર ન નીકળું; બલકે એને બહાર કાઢું.'

'બહેન, જેવું મારું નસીબ!'

'નસીબ! નસીબ! હજી ક્યાં સુધી તમે હિન્દુસ્તાનનાં બૈરાં નસીબ નસીબ કરીને કપાળ કૂટશો? આખરે નસીબ શી ચીજ છે? હરકોઈ માણસ પોતાનું નસીબ પોતાની જાતે ઘડી શકે છે. એનામાં તાકાત હોવી જોઈએ: શ્રદ્ધા હોવી જોઈએ. દુનિયામાં આજની ઘડીએ જેટલાં દુ:ખો છે એ બધાં નસીબ ઉપર હાથ મૂકીને બેસી રહેવાથી થયાં છે, ને સુખસગવડ વગેરે છે તે તો કેવળ પુરુષાર્થથી જ મળ્યાં છે.'

'બહેન!' અંજનીએ કહ્યું. 'તને નવાણુંના ધક્કા હજી લાગ્યા નથી, એટલે જ તું આમ બોલે છે. મારા નસીબમાં જ એમના પગની લાત ખાવાની હતી, તો મેં લાત પણ ખાધી.'

લીલા અંજની સામે ઊભી: 'એ માણસે તને લાત મારી?'

'ના. હું તો એમ કહેતી હતી કે, ત્યાં મારાથી ન જ રહી શકાયું એટલે ચાલી નીકળી. એક રીતે એ લાત પણ ખરી ને!'

'હું તો સમજી કે ખરેખર લાત મારી હશે!' લીલા શાંત પડી. 'બાકી તને લાત મારીને એ જવાનો છે ક્યાં?'

'ગમે તેવો હોય બહેન, પણ મારો પતિ છે ને?'

'પતિ! પતિ!' લીલા ઊકળી ઊઠીને બોલી. 'પતિ તે વળી એવો કયો ચમરબંધી છે કે એને ક્યાંય કાંઈ ન કહેવાય? ધરતીના એક છેડાથી બીજા છેડા સુધી પુરુષની વાત એક જ સરખી. પુરુષો માલિક છે: સ્ત્રીઓ ગુલામ છે. એટલે ગમે તેવો નાચીજ પુરુષ પણ પતિ તરીકે, ગમે તેવી સરસ છતાં પોતાની સ્ત્રીની વંચના કરી શકે છે...'

લીલા આગળ બોલવા જતી હતી, પણ મોહનભાઈ અનુભવે જાણતા હતા કે આ ઘોડા ઉપર લીલા ચડશે તો પછી એ ક્યાં અને ક્યારે અટકશે એ કોઈ કહી શકે નહિ. વળી અંજનીના ચહેરા ઉપર છવાતી તડકીવાદળી ઉપરથી એ જોઈ શક્યા કે અંજનીને આ વાત રુચિકર નથી. વળી આવી વાત નોકરચાકરોની વચમાં ચર્ચાય એ પણ ઠીક નહિ, એટલે એ વચમાં પુરાયા: 'લે હવે બંધ કર હમણાં! હમણાં તો બહેનને કાંઈ ચા પા, ખવરાવ, નવરાવ કે પછી બધું વાતોથી જ પતાવવું છે?'

'એ તો હું ભૂલી જ ગઈ,' કહીને લીલા હસતી હસતી ઊઠી.

'એ જ દુઃખની વાત છે ને! વાત આડે કામ તને સૂઝતું જ નથી.'

'પિતાજી...'

મોહનભાઈએ હાથ ઊંચો કર્યો: 'બસ! તારે શું કહેવું છે એ હું બધું સમજી ગયો. હવે બહેનનો ખાવાપીવાનો બંદોબસ્ત કરાવ.'

## પ્રકરણ પાંત્રીસમું

### જેમાં દેવીપ્રસાદ એક પગથિયું નીચે ઊતરે છે

અંજનીની વિદાય દેવીપ્રસાદને દુઃખકર લાગી.

સૌથી પહેલો વિચાર એને એ થયો કે એણે અંજનીને દુભવી છે. જે સ્ત્રીએ આપમેળે સામેથી પોતાના દુઃખના સમયમાં એને સાથ આપ્યો, એની માંદગીના સમયમાં એની માવજત કરી, એ સ્ત્રીને પોતે દુભવી છે, એ ખ્યાલે એને પારાવારનો અજંપો થયો.

એ બેચેની લઈને એ બજારમાં ગયો. બજારમાં આજ એનું ચિત્ત ચોંટતું ન હતું.

બજારમાં એને માટે બે જુદા જુદા મતો હતા.

એક પક્ષ માનતો હતો કે એ ભારે નસીબદાર છે: બીજો પક્ષ માનતો હતો કે એ ભારે ગણતરીબાજ છે; પણ આજ બેય મત જૂઠા પડ્યા. આજ ન તો એની કોઈ ગણતરી સાચી પડી; ન તો કોઈ નસીબે એને યારી આપી.

સાંજે રેખા આવી. આજે રેખા એને અકારી લાગી. અંજની-ના પરિત્યાગના બીજસમી લાગી.

અને તેઓ બાઝર્યાં, છૂટાં પડયાં. એક જ—પહેલી જ તકરારમાં બન્નેને એકબીજાનાં માપ કળાઈ ગયાં. બન્નેએ એકબીજાને ફરીને નહિ મળવાનો અફર નિરધાર કર્યો.

સમી સાંજે એ એકલો પડ્યો; ઘેર આવ્યો.

એના વિચારોનો ઝોક ફર્યો. હવે એને લાગવા માંડયું કે સ્ત્રી-હઠને કારણે અંજનીએ એને સતાવ્યો હતો !

ભલા ! એમાં દોષ કોનો? અંજનીનો તો ન હતો; પણ દેવી-પ્રસાદનો હતો ખરો !

અંજની એનાથી મોટી લાગતી હતી. એના શરીરને લાગેલો ઘસારો એને અકાળ વૃદ્ધા બતાવતો હતો. એ વાર્ધકયમાંથી પોતાની જુવાની આવી હતી એ વાત સાચી. એ માટે એ અંજનીનો ઋણી પણ હતો. પણ એથી હકીકતમાં તો કાંઈ ફેર પડતો ન હતો કે અંજની વૃદ્ધા થઈ હતી : પોતે જુવાન બન્યો હતો.

અંજનીએ એની માવજત કરી હતી; અંજનીએ એની પાછળ શરીર ઘસ્યું હતું, ભરજુવાનીમાં અંજનીએ એને માટે બૂઢાપો વહોર્યો હતો. સાચું—બધું સાચું. એ માટે એ અંજનીનો ઉપકાર-વશ હતો. એ માટે એના ઘરમાં અંજની માટે કાયમને માટે પૂજનીય સ્થાન હતું. અંજનીની સેવા અને અંજનીનો શારીરિક દેખાવ બન્ને એને પોતાની માને પદે સ્થાપતાં હતાં. ને હાથનાં કાંડાં કરડીને પોતાના છોકરાને ઉછેરનાર મા તરફ એ છોકરાની જે કાંઈ ફરજ હોય એ તમામ એ બજાવવા માગતો હતો !

પણ એટલા માટે શું એની જુવાની એળે જાય?

આ આખું ઝેરી કુંડાળું હતું. એ કુંડાળું ભૂલવું કેમ? એ ચકરાવામાંથી બહાર નીકળવાનો કોઈ માર્ગ ન હતો. ત્યારે એ ચકરાવો ભૂલવો કેમ?

ને અંતરના કો ઊંડાણમાંથી જવાબ આવ્યો: 'તત્ત્વજ્ઞાન એ વાત ભુલાવે, સાધુસંત—સમાગમ એ વાત ભુલાવે . . . ને કાં તો શરાબ એ વાત ભુલાવે.'

વળતે દિવસે એ જ્યારે બજારમાંથી ઘેર આવ્યો ત્યારે એણે દારૂ પીધો હતો !

દારૂ પીને એ અંજનીના ઓરડામાં જઈને વચમાં ઊભો !

'ગોપાલ!' એણે બૂમ મારી.

ગોપાલ આવ્યો. આખા મકાનના પવિત્રમાં પવિત્ર ઓરડામાં શરાબની બદબો આવતી જોઈને એને કમકમાટી ઊપજી. 'આ ઘરમાંથી હવે રામ ઊઠી ગયા,' નોકરે મનમાં ટીકા કરી. બહારથી એ આજ્ઞાધારક સેવક જ દેખાયો.

'તને ખબર નથી, હરામખોર, કે બાઈ માતાજીની છબી પાસે અખંડ દીવો રાખે છે. તું જાણતો નથી કે રાતમધરાતે ઊઠીને પણ બાઈ જાતે એ દીવામાં ઘી પૂરતી હતી ?'

'જી !' ગોપાલે માતાજીની છબી તરફ જોયું. અંજનીના ઓરડામાં નક્કર સોનાની માતાજીની મૂર્તિ હતી, ને એ મૂર્તિ પાસે અંજની અખંડ દીપક રાખતી. નોકરો તમામ અંજનીની આ ભકિતથી વાકેફ હતા—મુગ્ધ હતા. ગોપાલે જોયું કે અંજનીનો અખંડ દીપક બુઝાઈ ગયો હતો !

'બાઈ થોડા દિવસ બહારગામ ગઈ એટલો વખત પણ આ દીવામાં તમારાથી ઘી પણ ન પુરાય ? તમારાં હાડકાં જ સાલાઓ હરામનું ખાઈખાઈને સુસ્ત થઈ ગયાં છે. જા, આ દીવો પ્રગટાવ ને હવેથી રોજ જાગતો રાખજે. જે દિવસે એ બુઝાશે તે દિવસે યાદ રાખજે—તારાં હાડકાં ને નોકરી બેય સલામત નહિ રહે.'

દેવીપ્રસાદની આ પ્રકારની ભાષા ને આ પ્રકારના રંગઢંગ આ ઘરમાં પહેલી જ વાર દેખાયા. ગોપાલ દેવીપ્રસાદના દીદાર ને દિમાગ બેયથી મૂંઝાયો. આજ પહેલાં જે દેવીપ્રસાદને એ ઓળખતો હતો, એ તદ્દન જુદો હતો. એ શેઠ તો સૌમ્ય ને હસમુખો હતો, ને એના મુખમાં ગાળ તો શું, પણ એક કડવો શબ્દ પણ નહોતો. ગોપાલને ચિંતા પેઠી.

'જા, હવે જા. આજ સાંજે કોઈ બ્રાહ્મણને બોલાવી માતાજીની

પૂજા કરાવીને દીવો ફરીને પ્રગટાવજે. જા હવે બહાર, પાજી !'

ગોપાલના ગયા પછી દેવીપ્રસાદ એ ઓરડામાં અંજનીની તસ્વીર સામે જોઈ રહ્યો. ક્યાંય સુધી એ જોઈ રહ્યો. આખરે શરાબી ગંભીરતાથી એ બોલ્યો: 'આટલો શરાબ પીધો છતાં હજીયે જુવાન નથી દેખાતી : હજીયે સુંદર નથી દેખાતી. દારૂ પીધા પછી પણ એ જુવાન અને સુંદર દેખાય તો હું નશામાં પણ યાદ કરી શકું કે, અગ્નિની શાખે તો એ મારી પત્ની છે; ગામની નજરે તો એ મારી વૈરી છે.'

થોડી વાર તે ઊભો રહ્યો, પછી બોલ્યો: 'આવતી કાલે હજી વધારે શરાબ પીઉં. જોઉં તો ખરો કે મારી આંખમાં એ પછી પણ કાંઈ ફેર પડે છે? જોઉં તો ખરો કે નસીબે જેની આકરી તાવણી કરી છે એને શરાબ નવયૌવના બનાવી શકે છે કે નહિ?'

બીજે દિવસે એ વધારે દારૂ પીને આવ્યો. બજારમાંથી ખરીદેલી એક સિનેમા-નટીની એક તસ્વીર એના એક હાથમાં હતી; બીજા હાથમાં શરાબનો શીશો હતો.

અંજની અને નટી બન્નેની તસ્વીરો એણે સામે રાખી. બન્નેને એ નીરખી નીરખીને જોઈ રહ્યો: શરાબનો શીશો ખાલી થયો, ત્યાંસુધી જોઈ રહ્યો.

આખરે એ બબડ્યો: 'સુંદરતામાં શરાબ હશે; શરાબમાં સુંદરતા તો નથી જ.'

ને ભારે ચીડથી એણે નટીની તસ્વીર નીચે નાંખી દીધી. એના ઉપર એણે પોતાનો પગ મૂક્યો: 'શરાબથી નજર સુધરતી નથી, તેમ બગડતી નથી. શરાબ આને સુંદર નથી બતાવતો, તો તેને કુરૂપ પણ નથી બતાવતો.'

ચોથે દિવસે એ શરાબના નશામાં લથડિયાં ખાતો આવ્યો. અંજનીની તસ્વીર સામે જોઈ રહ્યો: 'તને શરાબનાં પીપનાં પીપ કદી નવયૌવના બતાવી શકવાનાં નથી. ને તારી આ છબી કદી મને

ભૂલવા દેવાની નથી કે તું પત્ની તરીકે આવી, પણ...'

અને દેવીપ્રસાદે અંજનીની તસવીરનો છૂટો ઘા કર્યો!

ને છબીના એ હાલહવાલની સાથે એ ઘરમાં એક યુગ પૂરો થઈ ગયો, ને નવો યુગ બેસી ચૂક્યો. આખું ઘર જાણે એક ક્ષણમાં મ્લાન, નિસ્તેજ ને આત્મા વગરનું બન્યું.

પાંચમે દિવસે એ શરાબ પીને ઘેર આવ્યો. શરાબ એટલો વધારે પીધો હતો કે સૌથી પહેલાં જે કમરો મધરાતે એના હાથે ચડ્યો એમાં એ પડ્યો. કમરામાં આછો દીવાનો પ્રકાશ પડતો હતો.

પરંતુ કમરાના બારણામાં જ પહેરેલે કપડે એ ભોંય ઉપર પડ્યો. જેમ એ પડ્યો હતો એમ જ એણે ઘોરવા માંડ્યું.

સવારે ગોપાલે એને એમ જોયો. નોકરના ચહેરા ઉપર કાંઈક રોષ ને કાંઈક તિરસ્કાર છવાયો. દેવીપ્રસાદ ઘોરતો હતો.

ગોપાલ ધીમે પગલે બહાર નીકળી ગયો. થોડી વારમાં એ બંગલાના નોકરોને લઈ આવ્યો.

'જુઓ! ભાઈલા જુઓ! દુનિયામાં હજી ધર્મ છે, હજી સત છે, જોયું!'

નોકરોએ જોયું, ને એમના હૈયામાં ન સમજાય એવો ઊભરો આવ્યો. હજારો વર્ષથી એક વાતના ભણકારા આ દેશમાં પડ્યા હતા. એના પડઘા એમના બાપદાદાઓએ સાંભળ્યા હતા, ને એમનાં સંતાનો પણ સાંભળશે. માણસ પાપ કરીને પણ ભગવાનથી ભાગતો નથી. પાપ તો માણસને ભગવાનની વધારે નજીક ખેંચે છે!

નોકરોએ જોયું કે શરાબી નશાની ઊંઘમાં પડેલો દેવીપ્રસાદ ઊંધો પડ્યો હતો. સાષ્ટાંગદંડવત્ કરતો હોય એમ એના હાથ લાંબા થયા હતા. ગઈ કાલે સવારે દેવીપ્રસાદના હુકમથી સળગાવેલા અખંડ દીપક, ને દીપક ઉપરની માતાજીની મૂર્તિને જ જાણે એ સાષ્ટાંગ કરતો હતો!

'જેને ભૂલવા એ દારૂની લતે ચડયા, એ દારૂએ જ એને સૌથી પહેલા નમસ્કાર કરાવ્યા. આનું નામ કર અને ભર.'

દેવીપ્રસાદના આવા સાષ્ટાંગ પ્રણિપાત ઇરાદાપૂર્વકના હતા કે બિનઇરાદાપૂર્વકના, હોય એની બુદ્ધિને કાંઈ લાભ કરનારા હતા કે નહિ એ વિચારવાની નોકરોને જરૂર ન લાગી. આવી રીતે દેવીપ્રસાદ પડયો હતો, એમાં 'કર અને ભર'નો ન્યાય કયાં ને કેમ આવ્યો એ સમજવાની પણ એમનામાં પહોંચ ન હતી! જૂના, જામેલા ને વંશપરંપરાથી વારસામાં મળેલા પૂર્વગ્રહો એટલા તો મજબૂત હતા કે જરાક પણ ગતિ થતાં એમના તારો ઝણઝણી ઊઠતા. ને કોઇ પણ સાદી કે ગેરસાદી વાત ઉપર જ્યારે પૂર્વગ્રહના ઓછાયા પડે છે ત્યારે તેના ઉપર મનનનો પ્રકાશ પડી શકતો જ નથી.

ગોપાલ થોડી વાર જોઈ રહ્યો. એને લાગ્યું કે નોકરોએ જેટલું જોયું એનાથી વધારે જોવાની એમને જરૂર ન હતી. ધર્મનો જય જોઈ લીધા પછી શેઠની દુર્દશા તરફ નજર કરવાની નોકરોને છૂટ નહિ હોવી જોઈએ.

'જાઓ! કામે વળગો!' ગોપાલને લાગ્યું કે શરાબના તોરમાં સૂતેલી શેઠાઈ પોતે થોડી વાર વાપરી લે એમાં અજુગતું ન હતું! ઘરમાં જૂનામાં જૂનો નોકર તો એ જ હતો ને!

નોકરો ગયા. ગોપાલે દેવીપ્રસાદને ઢંઢોળ્યા.

'શેઠ સાહેબ! શેઠ સાહેબ!'

દેવીપ્રસાદ ઊંઘમાંથી જાગ્યો, બેઠો થયો. આગલી રાતના ક્રમથી એનું માથું જાણે ફાટી પડતું હતું.

ઘેનભરી આંખે એણે ચોપાસ નજર કરી: 'હું કયાં છું?'

'મોટી બહેનના ઓરડામાં!'

'કઈ મોટી બહેન!' હજી દેવીપ્રસાદનું મગજ કામગીરી ઉપર ચડયું દેખાતું ન હતું.

ગોપાલે જવાબ ન દીધો.

દેવીપ્રસાદની નજર ચોપાસ ફરી. કાંઈક આશરો જાણે શોધી રહી. એની નજર અંજનીની ઘીના રંગમાં રંગાયેલી છબી ઉપર પડી.

'ઓહ! હું સમજ્યો! રાતે હું આંકડાં પડ્યો રહ્યો હતો ને?'

'જી!'

'ઠીક. તું જા, મારે માટે ક્રોફી બનાવી લાવ.'

'જી!' કહીને ગોપાલ ગયો.

દેવીપ્રસાદ એ હાથવતી માથું દાબતો ઊભો થયો. અંજનીની છબી પાસે ગયો. છબીને જોઈ રહ્યો.

'તને હું કેમ કરીને પત્ની માનું?' દેવીપ્રસાદને ખબર પણ નહોતી કે એના મોઢામાંથી શબ્દો નીકળી રહ્યા છે. 'મારી મા જેવી છો: મારી મા જેવડી છો. શા માટે—શા માટે અંજની, તેં મારી પાસેથી મારી પત્ની છીનવી લીધી?'

દેવીપ્રસાદથી ઊભા રહેવાતું ન હતું. ધડ ઉપર ભારે દુખાવો માત્ર હતો. ત્યાં માથું હતું કે નહિ એની એને ખબર ન હતી. જાણે કમર નીચે કાંઈક પીગળી જતું, નીતરી જતું હતું. એને પગ હતા કે નહિ એનો એને ખ્યાલ ન હતો.

ખાટ ઉપર એ બેઠો. એની આંખો હજીયે અંજનીની તસ્વીર તરફ હતી.

'મા પોતાના દીકરાને આપે એટલું બધું જ તેં મને આપ્યું. સગી મા સિવાય બીજી કોઈ સ્ત્રીથી ન આપી શકાય એવું તેં મને આપ્યું. ધણી મેળવવા મથી, પુત્ર લઈને પાછી આવી. પછી મારા ઉપર રોષ શાને? મા! મને છોડી જઈને તને શું મળ્યું? તને શું મળ્યું?' દેવીપ્રસાદ અંતરના ઉકળાટના જોરે ઊભો થઈને અંજનીની તસ્વીર સામે ધસ્યો: 'બોલ તને શું મળ્યું?

'શા માટે તેં તારી જુવાની મારી પાછળ ખર્ચી! શા માટે તેં તારું શરીર ઘસાઈ જવા દીધું. અંજની! તારામાં હજી રૂપ રહ્યું હોત, જુવાન રહી હોત તો...તો...તો...કદાચ...કદાચ...'

'કાંઈ નહિ. તને મારું લગ્ન નથી ગમતું ને? નહિ કરું, લગ્ન નહિ કરું. રેખા નથી ગમતી ને? મનેય હવે નહિ ગમે. પણ મારી જુવાની ગમે છે કે? કે એય નથી ગમતી? તું ભાગી ગઈ?... મારી જુવાનીથી તો નહોતી ભાગી, પણ હું ભાગું છું મારી જુવાનીથી. તારે મને માટીમાંથી માનવી બનાવવો હતો તો બુઢ્ઢો કાં ન સર્જ્યો?...મારી જુવાની તને ગમતી હતી! ગમતી હતી? તું નથી; હવે હું વેડરી નાંખીશ...'

દેવીપ્રસાદે અંજનીની તસ્વીર ઉતારી. લથડતે પગલે એ અખંડ દીપક પાસે ગયો. દીપકની પાસે માતાજીની છબી હતી. ધ્રુજતા હાથે એણે માતાજીની છબી ઉતારી. એને સ્થાને અંજનીની તસ્વીર મૂકી. માતાજીની છબી એણે અંજનીની છબી જ્યાંથી ઉતારી હતી ત્યાં ટાંગી ને પછી એ છબી ઊંધી વાળી.

દેવીપ્રસાદ બોલ્યોઃ 'આપણાં લગ્ન જ ખોટાં થયાં. બે બગડતાં એક બગડ્યું. તારાં લગ્ન...લગ્ન...અંજનીને કોઈની પત્ની તરીકે કલ્પી જ કેમ શકાય? કેટલીક સ્ત્રીઓ જાતે જન્મભર દુઃખ વેઠીને પારકાના સુખ માટે તજવીજ કરી શકે છે. એમના દિલમાં પ્રેમ તો જાગતો જ નથી—માયા જ જાગે છે. અંજની! મેં તને અન્યાય કર્યો—તેં મને કર્યો....કોણે કોને વધારે કર્યો?'

ગોપાલ કોફી લઈને આવ્યો.

દેવીપ્રસાદે ગોપાલને કહ્યું: 'આ છબીઓમાં હવેથી ફેરફાર કરતો નહિ.'

ગોપાલે મનમાં ગાંઠ વાળી: 'શેઠનું મગજ મોટી બહેનના ગયા પછી બહુ જ વીસરીલું બની ગયું છે. પણ એક રીતે સારું છે.

શેઠને હવે ખરો પસ્તાવો થાય છે.'

છઠ્ઠે દિવસે મોડી રાતે દેવીપ્રસાદ ઘેર આવ્યો ત્યારે એની સાથે એક સુંદર સ્ત્રી હતી. રાતનો સમય હતો એવે સમયે જરાયે ગેરસમજૂત ન થાય એવી રીતે સુંદર દેખાતી ને સુંદર દેખાવાની કોશિશ કરતી આ સ્રીની હાજરી ગોપાલને મન ભારે ઉલ્કાપાત મચાવનારી લાગી.

બંધ દરવાજા પાછળ શું ચાલી રહ્યું હશે એનું ગોપાલને પારાવારનું કૌતુક થયું. એણે બારણે કાન માંડ્યા, ને અંદરથી અવાજ સંભળાયો. શરાબથી જાડો ને લથડતો બનેલો એ અવાજ બોલતો હતો :

'બસ, હવે મારાથી વધારે નથી પિવાતો. હવે તને જોઉં છું તો તું હજીયે સુંદર જ દેખાય છે—જુવાન દેખાય છે, બુઢ્ઢી નથી દેખાતી.'

જવાબમાં સ્રીનું હાસ્ય સંભળાયું : 'અચ્છી કહી મિયાં ! અચ્છી કહી ! શરાબ જોબન દેતા હૈ : લેતા કભી નહિ.'

શરાબી અવાજને જાણે નવું સત્ય મળ્યું હોય એમ એના અવાજમાં નવો ભાર સંભળાયો : 'હું જ મૂર્ખ હતો.'

નાજનીનનું હાસ્ય ગોપાલને ચાબુકના ફટકા જેવું લાગ્યું. નાજનીનના કંકણનો ખણખણાટ ગોપાલને વીંછીના ડંખ સમો લાગ્યો, અને એ ભાગ્યો !

વળતી સવારે દેવીપ્રસાદ જ્યારે પોતાના કમરાની બહાર આવ્યો ત્યારે ગોપાલે પોતાની નોકરીનું રાજીનામું આપ્યું: 'મને રજા આપો, શેઠ !'

'ક્યાં જવું છે ?'

'મારે નોકરી નથી કરવી. હવે મારા દિલને આંહીં ગોઠતું નથી.'

'સમજ્યો !' દેવીપ્રસાદ ખુરશી ઉપર બેઠો. થોડી વાર એ ભીંત સામે તાકી રહ્યો. થોડી વાર પોતાના હાથની હથેલીઓમાં માથું ટેકવીને એ બેઠો. દેવીપ્રસાદની હાલત અત્યારે કઢંગી હતી. પોતાને

વિચાર કરવો જોઈએ એમ એને સમજાયું. પણ વિચાર કરી શકવા જેટલી એનામાં અત્યારે માનસિક સ્થિરતા ન હતી. આગલી રાતના ભારે બોજા નીચે કચરાયેલું મગજ જાણે કળ વળેલું પડયું હતું. એ સંચરવા માગતું હતું, પણ સંચાર કરવાને કમજોર હતું.

થોડી વાર સુધી ગોપાલ દેવીપ્રસાદ તરફથી જવાબ મળશે એવી આશા રાખી ઊભો રહ્યો. આખરે એને લાગ્યું કે એ જવાબ મળશે જ નહિ, એટલે એણે ફરીને પૂછયું : 'મને શો જવાબ છે ?'

દેવીપ્રસાદે હથેલીઓમાં છુપાવેલું મોઢું ઊંચું કર્યું. શરાબના ઊતરેલા નશાના પ્રત્યાઘાતથી એની લાલ બનેલી આંખો ગોપાલ સામે એ ફેરવી શકયો નહિ. આંખો નીચે રાખીને દેવીપ્રસાદે કહ્યું :

'તારે જવું જ છે ને ?'

'જી, હા.'

'તારી પાછળ દીવો કોણ જાગતો રાખશે ?'

ગોપાલ સ્તબ્ધ બન્યો. દેવીપ્રસાદને અત્યારે દીવાનો વિચાર કયાંથી આવ્યો ? ગોપાલ ચિડાઈને બોલ્યો : 'હવે દીવો કરો તોય શું ને ન કરો તોય શું ? જે ઓરડામાં શરાબ ગંધાતો હોય, પારકી સ્ત્રીઓના કંકણ ખખડતાં હોય એમાં દીવો કરો તોય શું, ને ન કરો તોય શું ?'

'હું એ ઓરડામાં હવેથી પગ પણ નહિ મૂકું.' દેવીપ્રસાદે કહ્યું ને કહીને પોતાનું માથું હથેલીમાં પાછું ઢાંકયું.

ગોપાલ ચૂપ રહ્યો. થોડી વાર ચૂપ રહીને ઊભો રહ્યો. પછી ચાલ્યો ગયો. એ એક શબ્દ ન બોલ્યો. દેવીપ્રસાદે એને એક શબ્દ પણ ન પૂછયો !

# પ્રકરણ છત્રીસમું

## જેમાં દેવીપ્રસાદ અનેક પગથિયાં નીચે ઊતરે છે

જે સુંદર નાજનીન દેવીપ્રસાદની સાથે પહેલી વાર આવી હતી એ ફરી ફરીને આવવા લાગી. એના અવાજમાં મલ્લિકાને છાજે એવો તોર વધારે ને વધારે પ્રમાણમાં ગર્જવા લાગ્યો.

અંજનીના સમયના ઘણાખરા નોકરો ચાલ્યા ગયા હતા. નવા નોકરો આવ્યા હતા.

ઘરમાં રંગઢંગ નવા આવ્યા હતા. એક માત્ર જૂનો નોકર ગોપાલ હતો. આ જ ઘરમાં એક દિવસ એના કાનમાં આરતીના, ભજનના સૂરો અથડાતા. એના કાનમાં ધૂપ ને અગરબત્તીની સુગંધ આવતી. એની આંખો માતાજીની છબી ઉપર ફૂલોના ઢગલા જોતી.

સજ્જનતા ને સંસ્કારના એ જૂના અવાજોના હવે તો આ ઘરમાં ખૂણેખાંચરે રહેલા ભણકારાયે ઊડી ગયા હતા. હવે આ ઘરનાં ગાણાનાં અવાજ જુદા હતા. ગંધનાં મૂળ જુદાં થયાં હતાં. ફૂલોનાં સ્થાન પણ નિરાળાં બન્યાં હતાં.

સજ્જનતા ને સંસ્કારિતા પણ ચાલી નીકળ્યાં હતાં. હવે તો શેઠાઈ, સૌન્દર્ય, શરાબ આવીને વસ્યાં હતાં.

હવે સજ્જનતાની વધારેમાં વધારેમાં નજીક શબ્દ સંભળાતો 'શરાફત,' સંસ્કારની વધારેમાં વધારે નજીક શબ્દ સંભળાતો 'કનૈયાજી,' ને ફૂલોની સુગંધની વધારેમાં વધારે નજીક સુગંધ આવતી 'અત્તર'ની.

અને આત્મા વગરનું શરીર જેમ ગંધાઇ ઊઠે એમ શરાબથી આખું ઘર બદબો મારતું હતું.

સજ્જનતા જેવું ઘરમાં રહ્યું હોય તો માત્ર એક હતું. અંજનીના કમરામાં દેવીપ્રસાદે ફરીને પગ મૂક્યો ન હતો.

એક દિવસ ગોપાલ અખંડ દીપકમાં ઘી પૂરતો હતો : અંજનીની છબી ઉપર ફૂલ ચડાવતો હતો.

ત્યાં બહાર બે ઝઘડતા અવાજો એના કાન ઉપર પડ્યા. એક અવાજ હતો દેવીપ્રસાદનો, તો બીજો હતો પેલી નાજનીનનો—ગોપાલના શબ્દોમાં કહીએ તો નકલી મલ્લિકાનો.

'આ ઓરડો તમે બતાવ્યો નથી.'

'એમાં નથી જવું. ઉપર ચાલ ને!'

'નહિ. એમાં તે તમે હીરા માણેક મોતી ભરો છો કે શું—મારે જોવું છે.'

'એમાં હીરાયે નથી, માણેક પણ નથી. હવે ઉપર ચાલ ને!'

'ના, હું નથી આવવાની. મારે આ ઓરડો જોવો છે.'

'તો લે, જો,' કહીને દેવીપ્રસાદે ઓરડો ઉઘાડ્યો.

નાજનીને નજર કરી. ઓરડો સાવ સાદો હતો. એમાં હીરા નહોતાં ને માણેક પણ ન હતાં; પણ એ બન્નેથી પણ વધારે કૌતુક પ્રેરનારી વાત હતી—એક છબી : એક દીવો.

ગોપાલને પોતાના મંદિર ઉપર અત્યાચાર થતો લાગ્યો. એ આગળ આવ્યો. દેવીપ્રસાદને એણે કહ્યું: 'શેઠ સાહેબ, તમારું વચન!'

'હવે વચન જ છે! આને જોવું હતું તે જરા બતાવ્યું, એમાં તારો શો કટકો ઉતારી લીધો?'

'માફ કરો. આ ઓરડામાંથી કાં તો તમે જાઓ ને ફરી પાછો પગ ન મૂકો, કાં તો હું જાઉં ને ફરી પાછો પગ ન મૂકું.'

'આ તે તમારો શેઠ છે કે નોકર !' નાજનીને નિર્દોષ ભાવે દેવીપ્રસાદને ખુલાસો પૂછ્યો.

'માથાભારે નોકર શેઠથીયે ભૂંડો. લે ભાઈ, અમે જઈએ છીએ.' દેવીપ્રસાદે ચિડાયેલા અવાજે કહ્યું.

'તમે જાઓ—હું નથી જવાની. એક નોકરની તે શી મજાલ કે મને એ તમારા ઘરના કોઈ પણ ઓરડામાંથી કાઢી મૂકે ?' નાજનીને દેવીપ્રસાદ સામે લાડભરી હઠથી જોયું, ને પછી ઉછીના લીધેલા માલિકીના તોરથી ગોપાલને પૂછ્યું: 'બોલ રે બુઢ્ઢા ! તારી શી મજાલ છે, મને કે તારા શેઠને આ ઓરડામાં આવતાં રોકવાની ?'

ગોપાલે કહ્યું: 'મારી મજાલ નથી: મજાલ આની છે !' ગોપાલે અંજનીની છબી તરફ આંગળી ચીંધી.

સુંદરી બે ફાળ ભરીને અંજનીની છબી સામે જોઈ રહી: 'કોણ છે આ બુઢ્ઢી ? તારા શેઠની મા !'

ગોપાલને આ સવાલના સૂર ને તોરમાં અપમાન લાગ્યું. એ પણ જરા કડકાઈભર્યા અવાજે બોલ્યો: 'એમની માથીયે વધારે, એમના બાપથીયે વધારે ને એમના નસીબથીયે વધારે એવી એમની વહુની આ છબી છે, સુંદરી !'

'હાય મા ! આ બુઢ્ઢી તમારી ઓરત !' સુંદરીએ અચરજ બતાવ્યું. દેવીપ્રસાદ બારણાં તરફ મોઢું રાખીને ઊભો હતો એને સુંદરીએ કહ્યું: 'સાચું છે ? તમે આવા જુવાન, ને આ આવી બુઢ્ઢી ?'

ગોપાલ એકદમ આગળ આવ્યો. અત્યારે એને નોકરીની પરવા ન હતી: અંજનીનાં માનની હતી. આ પૈસાને ખાતર દેહ વેચનારી આ સુંદરી શું પેટ અવતાર લેવા જોગ અંજનીની અવહેલના કરી જશે ? તેણે કહ્યું: 'સાચી વાત કહી તમે ! શેઠ આટલા જુવાન ને મોટી બહેન આટલાં બુઢ્ઢાં કેમ ? પૂછો તો તમારા શેઠને કે એ

કેમ બનવા પામ્યું ? પૂછો તો ખરા કે એમની જુવાની ક્યાંથી આવી ને આમનો બુઢ્ઢાપો ક્યાંથી આવ્યો ?'

ગોપાલ ઘરનો નોકર હતો એ તો સુંદરી જાણતી હતી. એક નોકર પોતાના શેઠ સામે આ રીતે બોલે ત્યારે બોલાવનાર ઘટના રહસ્યમય હોવી જોઈએ. એણે દેવીપ્રસાદ સામે જોયું. દેવીપ્રસાદે સુંદરીની સવાલ પૂછતી આંખ સામે આંખ મિલાવવાને બદલે ગોપાલને ચીડિયા અવાજે ધમકાવ્યો : 'બેસ, બેસ ચિબાવલા ! નોકર-જાતને વળી છૂટ આપી એટલે માથે ચડયો કે ?'

સુંદરી તરફ જોઈને દેવીપ્રસાદે કહ્યું : 'આ બુઢ્ઢાની જોડે વળી તું ક્યાં લમણાઝીક કરવા માંડી. ચાલ ઉપર જઈએ.'

દેવીપ્રસાદની દોરાયેલી સુંદરી એ કમરા બહાર નીકળી.

ગોપાલ એમની પાછળ ઓરડાને બંધ કરીને પોતાના કામે ગયો.

બે ત્રણ દિવસ વીત્યા. સુંદરી એ ઘરનું એક સવિશેષ માણસ બની રહી, ને એનું એ સ્થાન ગોપાલને ખંજર જેવું—ઠંડા લોહીની તીખાશભર્યું લાગ્યું.

## પ્રકરણ સાડત્રીસમું

### જેમાં હીનયાનનાં બીજ રોપાય છે

મોહનભાઈએ જ્યારે સવારની મેલગાડીમાંથી ઊતરીને દેવી-પ્રસાદના ઘરમાં પગ મૂક્યો ત્યારે એમણે એ ઘરમાં શું શું જોવાની કલ્પના કરી હતી તે તો એ પોતે પણ કદાચ નહિ જાણતા હોય; તોપણ એમણે જે જોયું એને માટે તો એ તૈયાર જ નહોતા.

દેવીપ્રસાદ હજી સૂતો હતો; પરંતુ જે બદબોને એણે ઘરમાં આયાત કરી હતી તે તો જીવતીજાગતી હતી. ઘરના માલિકની બિનતકરાર શરાબખોરીની ગવાહ એ ઘરમાં ચોમેર નજરે પડતી હતી. મોહનભાઈએ નાકે રૂમાલ દાબ્યો, એથી એ ગંધ દૂર ન થઈ. મોહનભાઈએ આંખે હાથ દીધા, એથી એ ગવાહ નષ્ટ ન થઈ. ઘરના બીજા પ્રાણસમી એ બદબો ઘરના અણુએ અણુમાં ઓતપ્રોત હતી.

ઘરનો બુઢ્ઢો નોકર એક હાથમાં ઘીની ટોકરી ને બીજા હાથમાં રૂની પૂણી લઈને ઉપર ચડતો હતો; પરસાળમાં બિસ્તરા સાથે ઊભેલા વૃદ્ધજનને જોઈને જરા થંભ્યો:

'કોનું કામ છે? મહેમાન આવ્યા છો?' બુઢ્ઢા નોકરે પૂછ્યું.

'હા. દેવીપ્રસાદ ક્યાં છે?'

'એ તો સૂતા છે.'

'હજી સુધી?'

'જી. હા.' નોકરે જવાબ આપ્યો અને સવાલ કર્યો: 'આપ અંદર આવો. ચા પીઓ. સ્નાન કરો. ત્યાં શેઠ જાગશે, ત્યારે આપની ખબર આપીશ. શું કહું?'

'એમને કહેજો કે અંજનીના પિતા મોહનભાઈ આવ્યા છે.'

'મોટી બહેનના બાપુજી!' નોકરે ઘીનું પાત્ર ને રૂની વાટ નીચે મૂકીને બે હાથે નમસ્કાર કર્યા. 'મોટી બહેનની તબિયત તો સારી છે ને?'

'હા.'

'જી.' નોકરે કહ્યું. 'આપ મારી સાથે ચાલો. આપને આપનો કમરો બતાવું. અરે બાબુ! મોટી બહેનના બાપુજીનો સામાન ઉપર લઈ લે.'

બાબુએ સામાન લીધો. ગોપાલે રસ્તો બતાવ્યો, ને અંજનીના કમરામાં આવીને તેઓ ઊભા. 'જી. આ મોટી બહેનનો પોતાનો જ કમરો. અમે કોઈનેય એમાં ઉતારો આપતા જ નથી કે એને કોઈ કામમાં વાપરતા નથી. શેઠ પણ ભૂલેચૂકે આ કમરામાં પગ મૂકતા નથી. પરંતુ આપ તો એમના પિતા. આપને આમાં ઉતારો આપવામાં હરકત નહિ. અરે બાબુ! બાપુજી માટે ચા લાવ, ને નાહવાનું પાણી પણ તૈયાર રાખ.'

બુઢ્ઢા નોકરે અંજની તેમ જ માતાજીની તસ્વીર સામે દીપક જલતો હતો તેમાં ઘી પૂર્યું. રૂની પૂણીમાંથી વાટો બનાવીને નાંખી. પિત્તળની ઊંચી દીવીમાં દીપક જલતો હતો. દીપકની પાંચ વાટો સતીની પાંચ આંગળીઓની જેવી જાણે કિરતાર પાસે દુવા માગતી હતી.

'મોટી બહેનના ગયા પછી સવારસાંજ દીપક નિભાવવાનું કામ મારા ઉપર છે. મોટી બહેન તો એ સિવાય મોઢામાં કોળિયો પણ ન મૂકે કે દાતણ પણ ન નાંખે.'

મોહનભાઈને લાગ્યું કે આ નોકર પાસેથી કાંઈક જાણવાનું મળશે. અંજની પાસેથી કાંઈક વાત તો એ જાણતા થયા હતા, પણ કેટલીક એવી હતી કે જે એમનાથી હજી સમજાતી ન હતી. મોહનભાઈને લાગ્યું કે દેવીપ્રસાદની સવારની ઊંઘમાંયે પોતાને માટે આ એક સરસ તક છે.

મોહનભાઈની વૃત્તિ આ બુઢ્ઢા નોકર સાથે વાત કરવાની હતી. નોકરની વૃત્તિ પણ એમની સાથે વાત કરવાની હતી. હૃદયની વરાળ બધી અંદર ને અંદર ધૂંધવાતી હતી ને નોકરને ઉકળાવતી હતી. આજે સલામતીનો વાલ ખોલવાની તક હતી ને અનાયાસે સાંપડેલી તકનો પ્રયાસે લાભ લેવાની નોકરની મુરાદ હતી.

પરંતુ એ મુરાદને વચમાંથી કાપતો દાદર ઉપરથી આવતો કટકટ અવાજ સંભળાયો. એ અવાજની સાથે બગાસાં ખાવાનો પણ લંબાતો સિસોટી જેવો અવાજ સંભળાયો.

નોકરે મોહનભાઈ સામે જોયું અને કહ્યું: 'શેઠ જાગ્યા. નીચે ઊતરે છે.'

મોહનભાઈ બારણા સામે તાકીને બેઠા રહ્યા. બારણા પાસેથી થોડી વારમાં એક પુરુષ અને એક સ્ત્રી એકબીજાના ગળામાં હાથ નાંખીને પસાર થતાં દેખાયાં. દર્શન હતું તો ક્ષણમાત્રનું, પણ ક્ષણમાત્રના સ્વપ્નમાં જેમ એક નવી દુનિયા દેખાઈ જાય છે તેમ મોહનભાઈને પણ એક નવી જ દુનિયા દેખાઈ ગઈ!

પુરુષ જુવાન હતો! બદનદાર હતો! શરાબી હતો! બોકડો જ્યાં જાય ત્યાં પોતાની અનોખી ગંધ લઈ જાય છે, તેમ શરાબી પણ જ્યાં જાય ત્યાં પોતાની ગંધ લઈ જાય છે. સ્ત્રી જુવાન હતી, પણ એની જુવાની ઉપર કુદરત કરતાં કૃત્રિમતાની છાપ વધારે હતી. ઈશ્વરે એ બાઈને શરીર આપ્યું હતું ને દુકાનદારે એને રૂપ આપ્યું હતું. નિર્લજ્જ સૌન્દર્ય કદી નરી આંખે નથી દેખાતું. જેઓ એના આશક છે તેની આંખો એ આંધળી કરે છે. જેઓ એના નફરત કરનારા છે એની

આંખો એ બંધ કરી દે છે. મોહનભાઈની આંખો બંધ થઈ ગઈ. ક્યાંય સુધી એ આંખો બંધ જ રહી ને એ બંધ આંખોએ ક્ષણમાત્ર જોયેલી દુનિયામાં ભૂતકાળના વર્ષોના રંગ પૂરવા માંડયા.

જે ચિત્ર એની સામે ખડું થયું એ એમનાથી ન જિરવાયું. એ ઊભા થયા. નોકરની સામે એમણે જોયું ને નોકરે આંખ તારવી લીધી. એમણે નોકરને કહ્યું: 'હું જાઉં છું.'

'શેઠને મળ્યા સિવાય?'

'મારે નથી મળવું.'

'મને પૂછે તો શું કહું?'

'કહેજે એમને કે આ કસાઈવાડે મારી ગાય જેવી દીકરીને એમણે બાંધી ન રાખી એ બદલ એમનો ઉપકાર!'

'મને તો આશા હતી કે તમે કાંઈક કહેશો શેઠને?'

'જેને કહેવાવાળી મળી જાય છે તેને કહેવાવાળો કાંઈ કહી શકતો નથી.'

'હું શેઠને ખબર તો કહું; પછી આપ જાઓ.'

નોકર દીવા પ્રગટાવીને દેવીપ્રસાદને કહેવા ગયો.

સ્ત્રીએ પૂછ્યું: 'એ બુઢ્ઢાનું આંહીં શું કામ છે?'

દેવીપ્રસાદે નોકરને પૂછ્યું: 'હા. એનું શું કામ છે? એની દીકરી ક્યાં ગઈ છે એની મને ખબર નથી.'

'જી. મોટી બહેન તો એમના બાપને ઘેર પહોંચી ગયા છે.' નોકરે માહિતી આપી.

'ઠીક થયું.' દેવીપ્રસાદે ઉમેર્યું. 'હું જરા જઈ તો આવું.'

દેવીપ્રસાદ જ્યારે ઓરડામાં આવ્યો ત્યારે મોહનભાઈ એ કમરામાં હતા નહિ.

નોકરે ખુલાસો કર્યો: 'એ જવાનું કહેતા હતા તે ગયા હશે.'

'સારું થયું. રાતના ઉજાગરા પછી સવારે તે કોઈ ને મળવાનો વખત છે?'

મોહનભાઈ દેવીપ્રસાદને મળ્યા સિવાય જ મુંબઈ પાછા આવ્યા.

સ્ટેશને લીલા અને નવનીત બેય એમની સામે આવ્યાં હતાં. મોટરમાં જ લીલાએ વાત છેડી: 'શું કહે છે દેવીપ્રસાદ?'

'કાંઈ કહેતો નથી.'

'એની પાસે પરાણે કહેવરાવવું હતું ને? તમે શું કહ્યું?'

'હું એને મળ્યા સિવાય જ આવ્યો.'

'કેમ?'

'એને મળવામાં સાર નથી.'

'કેમ?' નવનીતે સવાલ કર્યો.

'એ દારૂ પીએ છે. ને . . . ને . . . ને . . .' મોહનભાઈએ સંકોચથી લીલા સામે જોયું.

લીલાએ પૂરું કર્યું: 'શરાબ ને સુંદરી બેય સાથે જ જાય ને?'

'હા. એમ જ!'

'તોપણ તમે એને કાંઈ કેમ ન કહ્યું?'

'એને ને એની રીતભાત જોઈ ને મને લાગ્યું કે, થયું છે એ સરવાળે ઠીક જ થયું છે.'

'તમે મોટી બહેનને માટે લડવાના નથી?'

'લડીનેય એ ઘરમાં મોટી બહેન જાય તો પાછી નહિ આવે!' મોહનભાઈએ અભિપ્રાય આપ્યો. 'લીલા! કોણ જાણે, ગમે તેમ હોય પણ એક જ ક્ષણમાં એ ઘર મને બહુ જ નિર્મળ લાગતું હતું, ને એ ઘરને તારી બહેને ત્યાગવા બદલ મને રંજ થતો હતો. બીજી ક્ષણે મને લાગ્યું કે એ ઘર કસાઈખાનું છે, ને તારી બહેન ભાગીને આવી એ એણે બહુ જ ડહાપણનું કામ કર્યું છે.'

ઘર આવ્યું. બધાં ઊતરીને અંદર ગયાં.

## પ્રકરણ આડત્રીસમું

### જેમાં પ્રશ્ન ચર્ચાય છે—કોણ બળવાન : પુરુષાર્થ કે નસીબ ?

ઘરના વાતાવરણમાં તત્કાલ ઊભરો આવ્યો હતો એ શમી ગયો.

અને પછી લીલા અને નવનીત એકાંતે પડયાં.

દરદી માણુસ મળે ત્યારે સિવાય દરદ બીજી વાત નથી કરી શકતાં. પ્રેમ પણુ દરદ છે. લીલા અને નવનીત પોતાની જ વાતોમાં પરોવાઈ ગયાં, ને એમની વાતોએ કાંઈક કાંઈક ગરમ રંગ પણુ પકડવા માંડ્યો.

વાત એમ હતી કે લગ્ન પછી નવનીતે ઘડેલો ભવિષ્યનો ક્રમ લીલાને સ્વીકાર્ય ન હતો. એ ક્રમમાં નવનીતે પોતાની રીતે આવતી કાલનો વિચાર કર્યો હતો. પરંતુ લીલાની ફરિયાદ એ હતી કે એ તેમનો બહારનો તમામ દેખાવ ચીરી નાંખવામાં આવે તો લીલાને માટેનું સ્થાન કેવળ બબરચી, ભીસ્તી અને ખરનું હતું. અને આ ત્રિમુખ પરવશતા કબૂલ કરે માટે નવનીત એને પીર તરીકે પૂજવાની પણુ તૈયારી બતાવતો હતો.

નવનીતની યોજના આવી હતી કે, લગ્ન પછી બંન્નેએ થોડો સમય ફરવાને જવું. ફરીને આવ્યા પછીના ક્રમમાં નવનીતની નજરે કેવળ ત્યાગ ગણી શકાય એવી વાત હતી. એ વાત એ હતી કે નવનીત મોહનભાઈના પૈસા ઉપર કશોય મદાર બાંધવાને બદલે એક સ્વતંત્ર દવાખાનું ખોલશે અને આપમહેનતે આગળ વધશે. અને

આવી રીતે આગળ વધવામાં લીલા એને સંપૂર્ણ સહારો આપશે એવી એને શ્રદ્ધા હતી. એ આત્મશ્રદ્ધાની પેલી પાર મોટર અને બંગલો ઊભાં હતાં. પરંતુ નવનીતને બોલી રહ્યા પછી ભાન આવ્યું કે એક નૌજવાનને શોભા આપે એવા સ્વાશ્રયના આ ગુલાબી ચિત્રની ભભક લીલાને જરા સરખીયે ઉષ્મા આપવાને અસાર નીવડી હતી.

લીલાએ કહ્યું: 'તમારી વાત તો છે મજાની; પણ આમાં મારો સમાસ ક્યાં છે?'

'હું અને તું ક્યાં જુદાં છીએ?'

'આપણે જુદાં નથી એમ તમે બરાબર માનો છો?'

'ભલા, આ શંકા થવાનું કારણ?'

'કારણ તો એ કે મને ભય છે કે મારા કરતાં વહેલી તમને શંકા થશે.'

'મને તો હરગિજ શંકા થાય નહિ; આજે નથી, ને ભવિષ્યમાં થશે પણ નહિ. પણ તારી શંકા નિર્મૂળ કરવાનો રસ્તો મને સૂઝતો નથી.'

'બતાવું?'

'હા. તો તો તારો ઉપકાર.'

'તમે કબૂલ કરશો?'

'તારી કોઈ પણ વાત નાકબૂલ નહિ કરવાનો મારો મક્કમ નિરધાર છે.'

'તો એમ કરો. આપણા લગ્ન પછી જે ક્રમ તમે તમારે માટે યોજ્યો છે એ મને આપો. જે ક્રમ મારે માટે તમે યોજ્યો છે એ તમે રાખો. આપણે જગ્યાની અદલબદલ કરીએ.'

નવનીત અવાક્ થઈ ગયો.

લીલા નવનીતના મૌન ઉપર હથોડા મારતી હોય એવી ઢબે

બોલવા લાગી: 'તમે જોયું ને કે તમારી પાસે કાંઈ જવાબ નથી. હકીકતમાં જવાબ આપી શકાય એમ જ નથી. તમારા ક્રમમાં મારા શરીરનું સ્થાન છે, બુદ્ધિનું સ્થાન નથી. કદાચ આપણા સમાજમાં સ્ત્રીનું સ્થાન કેવળ એના શરીર પૂરતું જ હોવાથી અને એની બુદ્ધિનો કંઈ કરતાં કંઈ ઉપયોગ નહિ હોવાથી એને અર્ધાંગી કહેતા હશે. તમારા ક્રમમાં મારું સ્થાન ક્યાં છે? તમારા રસોડામાં. ને માફ કરજો તમને અપ્રિય લાગે તોપણ તમારા બિછાનામાં હું લગ્ન કરીને બુદ્ધિની આપમેળે આત્મહત્યા નોતરવા નથી માગતી.'

'તમે માગો છો શું?' નવનીતનો લાંબા કાળનો તુંકારો અદ્રશ્ય થઈ ગયો—લીલાના નવતર સ્વરૂપ સામે.

'હું માગું છું એ કે લગ્નનો અર્થ જો આપઘાત થતો હોય તો તે મારે કરવાની જરાય ઇચ્છા નથી. મારામાં જે બુદ્ધિ છે, જે આવડત છે, જે શક્તિ છે એ થકી મારે પણ પુરુષાર્થ કરવો છે. જેમ તમને ઘરજમાઈ રહેવામાં અપમાન લાગે છે તેમ મને પણ આત્મવિસર્જન કરવામાં અપમાન લાગે છે. જેમ તમને તમારી શક્તિ અને લાયકાતથી ધન મેળવવામાં સ્વમાન લાગે છે તેમ મને પણ મારી લાયકાત ને તાકાતથી મેળવેલી કમાઈ કરવાનું અભિમાન છે. હું તમને પરણું છું એ મારા બાપના પૈસાના પડછાયામાંથી મુક્ત થવા માટે.'

'આખર ત્યાગ જેવી કોઈ વસ્તુ છે ખરી ને?'

'છે.'

'સંપીજંપીને જો રહેવું હોય તો બેય પક્ષે છુટછાટ પણ મૂકવી જોઈએ ને?'

'હા.'

'તો બસ.'

'શું બસ?'

'હવે, તમારે તમારી હંમેશની આદત મુજબ હઠ કરવી હોય તો ભલે, પણ મારી દલીલો તમે સ્વીકારી.'

'કઈ દલીલો ?

'ત્યાગ અને મૂકછાટની.'

'હા, સ્વીકારી. ત્યાગ અને મૂકછાટ બેય જરૂરનાં છે; પણ એ બધું સ્ત્રીએ જ કરવું જોઈએ એમ તમે શા ઉપરથી કહો છો ? પુરુષ શા માટે ત્યાગ ન કરે ?'

'કેમ ? મારી તો પહેલી શરત છે કે મારે તમારા પિતાના પૈસાને હાથ નથી લગાડવો.'

'એ ત્યાગ તમારો છે કે મારો ? પહેલાં તો એ પૈસા જ છોડવાના છે મારે—તમારે નહિ. બીજું એ પૈસા છોડવાનું વધારેમાં વધારે અઘરું પરિણામ પણ ભોગવવાનું રહે છે મારે—તમારે નહિ. તમારી સ્થિતિ તો આજ છે એનાથી રજ પણ ખરાબ નથી થવાની. જ્યારે મારે જ મારી તાકાત, લાયકાતનો ત્યાગ કરવાનો છે. રસોડામાં આંખો આંધળી થાય તો મારી થાય. કચરો સાફ કરતાં હાથ છોલાય તો મારા છોલાય. મારા સાહેબ ! મારા બાપના પૈસાને છોડવામાં તમારો તે એવો મોટો કયો ત્યાગ છે કે આજથી માથે છોગું રાખીને ફરવા માંડ્યા છો ?'

'આપણને જ્યારે પરવડી શકશે ત્યારે રસોઈઓ રાખશું.'

'તો એમ કરો. એ પરવડી શકે ત્યારે જ આપણે લગ્ન કરશું.'

'એટલી રાહ જોવાની મારી તૈયારી નથી !'

'ને જૂના જમાનાનું સતીપણું આચરવાની મારી તૈયારી નથી.'

'આનો અર્થ તો એમ જ થયો કે મારી પાસે જો પૈસા હોય અથવા તો તમારા પૈસા ઉપર તાગડધિન્ના કરવાની મારી તૈયારી હોય તો જ તમે મને પરણો, એમ જ ને ?'

'અથવા તો બીજી રીતે મૂકીએ તો એનો અર્થ એમ થયો કે પાંચ વરસે મહાશ્રમે રાતના ઉજાગરા કરીને જે વિદ્યા હું શીખી, જે કાબેલિયત મેં કેળવી એને કૂવામાં ડુબાડી દઈને હું કેવળ ઢોર થવાને તૈયાર હોઉં તો જ તમે મને પરણો, એમ જ ને? મારી બુદ્ધિને, મારી શ્રદ્ધાને અને મારાપણાંને ડુબાવી દેવા કરતાં તો હું જ ભલે કૂવામાં ડૂબી મરું, એ શું ખોટું છે?'

પ્રણયકલહ આમ ગંભીરમાંથી ગરમ બનતો હતો. એ ક્યાં જઈને અટકત એ કહી શકાય એમ નહોતું; પરંતુ ત્યાં અંજની આવી, ને જેવી એ આવી તેવા જ બન્ને પ્રેમી એની એક એક બાજુએ જઈ ચડ્યાં.

'મોટી બહેન!' નવનીતે આરંભમાં ફરિયાદ કરી. 'આ લીલાને જુઓ, ને એની વાત સાંભળો. પછી કહો મારે શું કરવું? કહે લીલા મને કહેતી હતી તે.'

'કહેવામાં મને કાંઈ નહાનમ નથી, ને હું કાંઈ ખોટું કહેતી પણ નથી. મારી વાત સાવ ઉઘાડી છે. જેઓ મને ઓળખે છે તેઓ ક્યારનાયે જાણે છે. પછી પોતાના સ્વાર્થને ખાતર ન જાણવાનો ડોળ કરતા હોય તો ભલે કરે.'

'કોઈનાયે ઉપર કાંઈ પણ આરોપણ કર્યા સિવાય જ તારી વાત તું કર્યે જા ને! મોટી બહેન સાર સમજી લેશે.' નવનીતે ટીકા કરી. એના મનમાં લવલેશ પણ શંકા ન હતી કે અંજની એની પોતાની જ વાત સાચી ઠરાવશે.

'મારી વાત એ છે કે પુરુષને જેટલો પુરુષાર્થ કરવાનો હક્ક છે એટલો જ સ્ત્રીને છે: અને એટલી સગવડ જે લગ્નમાં રહી શકે નહિ એવાં લગ્ન જ કરવાં નહિ.'

નવનીત લડાયક અવાજે બોલ્યો: 'હં, પછી?'

'બસ, મારે કહેવાનું છે એ એટલામાં આવી ગયું.'

અંજનીએ બન્ને સામે જોયું અને કહ્યું: ' બહેન ! પુરુષ કે સ્ત્રી પુરુષાર્થ ગમે એટલો કરે, પણ નસીબ બે ડગલાં આગળનું આગળ રહેવાનું છે.'

' લ્યો, તમે તો વળી ત્રીજી જ વાત કરી નાંખી. નસીબની વાત જ કોણ કરે છે ? આખર નસીબ ચીજ પણ શું છે ?'

' નસીબ જ મોટી વાત છે. હોનહાર મિથ્યા નથી થતું, બહેન !'

' મારે એક ઝઘડો ઊભો રાખીને બીજો ઝઘડો વહોરવો પડશે એમ લાગે છે ?'

' નસીબની સામે ?' નવનીતે મજાક કરતા સૂરે પૂછયું.

' ના, મોટી બહેન સાથે. નસીબ નસીબ નસીબ ઉપર હાથ દઈને બેસી રહેવાથી તો હજારો વર્ષના રસોડાના ધુમાડાએ હિન્દુ સ્ત્રીની આંખો આંધળી કરી મૂકી છે. મોટી બહેન, નસીબ કાંઈ માથાને દાબી દેનારો બોજો નથી, પણ પગના અંગૂઠાવતી આપણી ઇચ્છા મુજબ દોરાતું ચિત્ર છે. માણસ જેવું ધારે તેવું પોતાનું નસીબ ઘડી શકે છે !'

' અરમાન ના કરીએ, બહેન ! મારો જ દાખલો લે. મેં શું મારું નસીબ આવું ઘડવા ધાર્યું હશે ? મેં તારા બનેવીની માવજત કરી તે એની લાત ખાવા માટે ? મેં મહેનત કરી ને નસીબે આવીને મારી તમામ મહેનત ભૂંસી નાંખી !'

' તારા નસીબે એ નથી ભૂંસી નાંખી !'

' ત્યારે કોણે ?'

' તેં જાતે ભૂંસી છે.'

' એમણે બિહારીલાલને મને લાગે છે કે એમ જ કહ્યું હશે કે, હે ! પતિદેવ ! મારી સેવાથી આપને હવે સંપૂર્ણ તંદુરસ્તી મળી છે તો હવે આપ મને કૃપા કરીને લાત મારો.' નવનીતે કહ્યું.

'હા એણે એમ જ કહ્યું.' લીલાએ ઉશ્કેરાટભર્યા સૂરે કહ્યું.

'ભાઈસાહેબ! તમારી તકરારમાં મને કાં ઘસડો?' અંજનીએ કહ્યું. 'બાકી હું તો કહું છું કે એમના નસીબમાં શરીર સુધર્યા પછી મનથી બગડવાનું હતું, ને મારા નસીબમાં છંડાવાનું લખ્યું હતું, એ કોનાથી મિથ્યા થાય?'

'તારાથી આજકાલ એ કુછંદે ચડ્યો છે, પણ એનો કુછંદ પૂરવાના પૈસા ક્યાંથી આવ્યા? શા માટે તું એને ન કહી શકી કે મારો પૈસો આવી રીતે ઉડાડી કે વેડફી શકાશે નહિ?'

'મારાથી એમ કેમ કહેવાય? સ્ત્રીને પતિ સિવાય બીજું છે શું?'

'નસીબ ભોગવવાનું! બાકી કહેવાય નહિ શા માટે? પણ તેં પહેલેથી જ તારી જાતને એટલી બધી તો વિસારે પાડી દીધેલી હતી કે હવે એ સાબિત કરતાં તને ફાવે એવું ના રહ્યું.'

'એ બધી વાતો છે. તે ટાઢા પહોરમાં સારીયે લાગે.'

'ટાઢો પહોર! જીવનભર કદી તમે મધ્યાહ્ન લાવવાની કોશિશ સરખી કરી છે? હજારો વર્ષની પરવશતાએ સ્ત્રીની આંખો જ એવી આંધળી કરી મૂકી છે અને બુદ્ધિને એવી જરઠ બનાવી છે કે એ પોતાનું હિત પણ આજ સમજતી નથી, ને પતિ જ્યારે દેખીતી રીતે એનું અહિત કરે ત્યારે નસીબને માથે હાથ દઈને રોવા બેસે છે. પુરુષાર્થથી સ્ત્રી પોતાની જિંદગી પોતાને હાથે ઘડી શકે છે; પણ પાશેરામાં પહેલી જ પૂણીની ખોટ છે કે સ્ત્રીમાં પુરુષાર્થ કરવાની હામ નથી.'

'બીજાની વાત હું નથી જાણતો પણ તમારી બહેનને માટે તો એ વાત સદંતર જૂઠી છે.'

'જૂઠી જ છે, કેમ? મારી બહેને જે કર્યું એ જ સાચો પુરુષાર્થ હતો કેમ? તમે પુરુષ ખરાને એટલે જ સ્ત્રીના પુરુષાર્થની તમારી કલ્પના પણ પતિસેવા ને સતીધર્મની બહાર નથી જતી. હું તો કહું

છું કે એણે જે કર્યું તે હરગિજ પુરુષાર્થ હતો જ નહિ. એ પુરુષાર્થથી એનું નસીબ પણ ઘડાવાનું હતું નહિ.

'ત્યારે વળી સ્ત્રીનો પુરુષાર્થ કેવો હોય ?'

'એ હું બતાવીશ. મારી બહેનને જે અન્યાય થયો છે અને તમે મને તમારી કલ્પનામાં જે અન્યાય કર્યો છે એ બન્નેનું વારણ હું એકસામટું કરી બતાવીશ. અત્યાર સુધી મેં કેવળ વાતો કરી છે, પણ હવે હું તમને બતાવીશ કે જો પુરુષનો પુરુષાર્થ સ્ત્રીનું નસીબ બની શકે છે તો સ્ત્રીનો પુરુષાર્થ પુરુષનું નસીબ બનશે.'

# પ્રકરણ ઓગણચાલીસમું

## જેમાં લીલા મુબારકબાદી આપે છે

વળતે દિવસે નવનીતે સવારમાં લીલાની તપાસ કરી ત્યારે એને ખબર પડી કે એ આગલી રાતે જ ક્યાંક ચાલી ગઈ છે. એ ક્યાં ગઈ છે એની કોઈને એણે ખબર નહોતી કરી, માત્ર એક નોકર જાણતો હતો કે એ કેવળ એક નાની હેન્ડબેગ લઈને જ ગઈ છે. અને પછી લીલાની ઝીણવટભરી પૂછપરછ કે તપાસ કરવાનો કોઈને અવસર ના રહ્યો; કેમકે સવારની ગાડીમાં મહાલક્ષ્મી ઊતરી.

મહાલક્ષ્મી સાથે ઘણાંને ઘણી વાતો કરવાની હતી. કંઈક આગલીપાછલી વાતો સંભારવાજોગ દેખાતી હતી. એમાં લીલા ક્યાં ગઈ ને શા માટે ગઈ એની તજવીજ કરવાની કોઈને ફુરસદ ન હતી.

લીલા રાતની ગાડીમાં અમદાવાદ ચાલી નીકળી હતી. એ શા માટે ગઈ હતી એ વાત છૂપી રાખવાની એની કાંઈ ઇચ્છા જ ન હતી; પરંતુ અમદાવાદ જવાનો વિચાર સૂઝ્યા પછી એને નવનીત કે મોહનભાઈ એમાંથી એકેય મળ્યાં ન હતા, ને અંજની સાથે વાત કરવાની એની જરા સરખીયે ભાવના ન હતી.

સવારના પહોરમાં જ્યારે એ દેવીપ્રસાદને બંગલે પહોંચી ત્યારે એને પણ એ જ બુઢ્ઢો નોકર પહેલાં મળ્યો. પરંતુ જે હોંશથી એણે મોટી બહેનના પિતા મોહનભાઈને આવકાર આપ્યો હતો, એમાંની અર્ધી હોંશથી પણ એણે આ અજાણી યુવતીને આવકાર ન આપ્યો.

લીલાએ પોતાની વરદી કહેવડાવવાને બુઠ્ઠા નોકરને કહ્યું: ‘ તમારા શેઠને જઈ ને કહો કે તમારાં સાળી તમને મળવા આવ્યાં છે.’

બુઠ્ઠો નોકર સ્તબ્ધ બન્યો. લીલાને જોઈને એના મનમાં જે બૂરા વિચારો આવ્યા હતા તે લીલાની ઓળખાણથી દૂર થયા. બુઠ્ઠા નોકરે આજ સુધીમાં નહોતું કર્યું એવું આજે કર્યું. એ જાતે જઈ ને દેવીપ્રસાદના સૂવાના કમરા પાસે ગયો. બંધબારણા પાછળથી આવતા કંકણના ખડખડાટ ઉપર એણે પોતાના કાનમાં આંગળીઓ દબાવી, અને બહારથી જ મોટે સાદે બૂમ પાડી: ‘ આપને તમારાં સાળી મળવા આવ્યાં છે. ’

‘ સાળી ! સાળીનું વળી આંહીં શું કામ છે ? ’

‘ જરૂરી કામ તો હશે જ. ’ બુઠ્ઠા નોકરે પોતાના મનમાં બાંધેલા ઘોડા ઉપર સવારી કરી.

‘ સારું. એમને બેસાડો. હું આવું છું. ’ બંધબારણા પાછળથી અર્ધો ઘેનભર્યો અવાજ આવ્યો.

‘ તમારાં સાળી પણ તમારી પત્ની જેવાં જ હશે. ’ યોષિતાએ ટીકા કરી.

‘ મૂળમાં બીજું એક ને ? એ બીજું જ ઊંચું મૂકી દેવું જોઈએ છે; ને એ બીબાનાં નમૂનાઓને સ્ત્રીજગતમાંથી પાછા ખેંચી લેવા જોઈએ છે. ’ દેવીપ્રસાદે ટીકા કરી.

‘ એ મનામણાં કરવા આવી હશે. તમે તો રહ્યા સાવ ભોળા દિલના અને ઊર્મિલ માણસ. તમારા હૃદયને એ જરા ઝણઝણાવશે ને ફરીને આ ઘરમાં પેલી બુઠ્ઠીનાં રાજ શરૂ થશે. ’

‘ આ ભવમાં તો નહિ. ’ દેવીપ્રસાદે મક્કમ અવાજે કહ્યું.

‘ આશા ન હોય તો સાળી આવે જ શા માટે ? ’ યોષિતાના અવાજમાં સંશયશીલતા હતી.

‘ આશા હોય તો હું હમણાં જ એ દૂર કરું છું. ’

દેવીપ્રસાદ ઊઠ્યો ને એની પાછળ ચેષ્ટિતા પણ ઊઠી.

દાદર ઉપરથી કટકટ પગલાંનો અવાજ કરતાં બન્ને નીચે ઊતર્યાં. ઊતરતાં દેવીપ્રસાદે ટીકા કરી: 'સાળીઓને બનેવીની પાછળ પડવા સિવાય બીજો ધંધો જ નથી, પણ હું આ સાળીને તો સમજાવીશ કે આ બનેવી તો કોઈ નોખી માટીનો છે.'

દાદરમાં ખૂણો પડ્યો, ને ખૂણામાંથી વાંક આવ્યો. એ વાંક ઉપરથી દેવીપ્રસાદે પોતે તિરસ્કાર ને રોષને પાત્ર માનેલી સાળીનાં પ્રથમ દર્શન કર્યાં. પણ કેવી એ સાળી ?

વેરાન બનેલા કો બાગમાં જાણે એકલું ગુલાબ ઊગ્યું હોય, અમાવાસ્યાની રાત્રે જાણે શુક્રતારો ઊગ્યો હોય, કે ગ્રામ્યનારીઓની વચમાં કો સિનેમાસુંદરી ઊભી હોય એવી લીલા એની ભૂખી નજરે લાગી. વાસનાએ એની આંખો ભૂખી બનાવી હતી. જુવાનીએ એના શરીરમાં લોહી આપ્યું હતું, અને શરાબે એને રંગ આપ્યો હતો. એ ભૂખે, એ લોહીએ, એ રંગે, લીલાને દેવીપ્રસાદે જોઈ.

શેષ પગલાં એ ક્યારે ઊતર્યો એનો એને ખ્યાલ ના રહ્યો: એ લીલા પાસે ક્યારે પહોંચ્યો એનો એને ખ્યાલ ના રહ્યો.

'તમે તો ફરિયાદ કરવા આવ્યા હશો ?' દેવીપ્રસાદને સૌથી પહેલાં આ સવાલ સૂઝ્યો. આવી નાજનીનને પોતાના સામે કાંઈક પણ ફરિયાદ કરવા જેવું હોય એમાં દેવીપ્રસાદને પોતાના પૌરુષેયની ઝાંખપ લાગી.

'હું તો તમને મુબારકબાદી દેવા આવી છું.' લીલાએ જવાબ આપ્યો. એ જવાબ દેવીપ્રસાદને માટે એટલો તો અણધાર્યો હતો કે એને સમજાયો નહિ.

'મુબારકબાદી શાની ?'

'વીસમી સદીમાં મેં માણસો તો કંઈક જોયા; માત્ર પુરુષ એક તમને માન્યા.'

'મને ?'

'હા, તમને. મારી બહેન ઘેર આવી ને એની વાત સાંભળી કે તરત જ હું ઉમળકાભેર આંહીં આવી. મને એકદમ થયું કે આખરે એક પુરુષ જેને પરમેશ્વરે સર્જવા ધાર્યો હતો એવો પેદા થયો ખરો.'

દેવીપ્રસાદને લાગ્યું કે લીલા મશ્કરી કરે છે: 'તમે મશ્કરી કરો છો ?'

'મશ્કરી શા માટે ? ને તમને આડકતરી રીતે ઠપકો આપવા જેવું પણ તમે કર્યું છે શું ?'

'તમારી બહેનને . . .'

'મારી બહેનની વાત મૂકો ને ! સ્ત્રી બુઢ્ઢી થાય પછી એનો ઉપયોગ શો છે ? જેનામાં સૌન્દર્ય ન હોય એને સ્ત્રી કહેવાય પણ કેમ ?'

'તમારે માટે તો એ સવાલ ઊભો થવાનો નથી.'

'એ સવાલ ઊભો ન થાય ત્યાંસુધી જ જીવ્યું સાર્થક છે.' લીલાએ ઠંડે કલેજે કહ્યું. 'સામાન્ય રીતે પુરુષ લગ્નસંસ્થા સામે બળવો નથી કરતો: તમે એ બળવો કર્યો. લગ્નમાંથી જેવી ઉપયોગિતા ઊડી ગઈ કે તમે એને રદ કર્યાં. અને હું તમને બીજી વાત માટે પણ મુબારકબાદી આપું છું કે, તમે બીજાં લગ્ન કરી લેવામાં પણ રાહ નથી જોઈ.'

'મેં બીજાં લગ્ન કર્યાં નથી.'

'Oh, I am Sorry ! આ તો તમારાં પત્ની નથી એમ ? તમારા જેવો હિંમતવાન માણસ બીજાં લગ્ન કરી લીધા સિવાય ના રહે, એમ સમજીને મેં ધારેલું. કદાચ એ તમારાં બહેન હશે ! મનમાં એમ કે ભાઈનાં ભર્યાં ઘરને છોડીને ભાભી રીસ ને રોષમાં ચાલી ગઈ છે, એટલે ઘરની ભાળ લેવા આવ્યાં હશે !'

'હું તો જે છું તે છું;' યોષિતા વાતને પોતાના તરફ આ રીતે બળેલી જોઈ ચિડાઈ. 'એનું તારે શું કામ?'

'મારે?' દેવીપ્રસાદના ઉશ્કેરાટ ને યોષિતાના રોષ સામે સદંતર સ્વસ્થ ચિત્તે લીલાએ કહ્યું. 'મારે શું? તમે એમના બહેન હો, મા હો, પત્ની હો કે પછી પૈસા માટે પારકાં ઘર ભાંગતી વેશ્યા હો—જે હો તે હો, તેમાં મારે શું?'

દેવીપ્રસાદ ઊઠ્યો; યોષિતાને બહાર લઈ ગયો: 'તું હમણાં જા.'

'હું નહિ જાઉં. એ... એ... ચિબાવલી...!'

'હવે જાને—' દેવીપ્રસાદે ચીડમાં કહ્યું.' 'અમારી ખાનગી વાતમાં તારું શું કામ છે?'

'મારે કામ છે, ને હું નથી જવાની.'

'તો... તો... નીકળ...' દેવીપ્રસાદે યોષિતાને લાત મારી ઘર બહાર કાઢી અને બારણું બંધ કર્યું. લીલા પાસે આવીને એ ખુરશી ઉપર બેઠો.

'તમે આવ્યાં છો તે રોકાશો ને?' એણે પૂછ્યું.

'હું તો જવાની છું—આજે જ.'

'એમ હોય? આવ્યાં છો તે બે ચાર દિવસ તો રોકાઓ. પણ એ વાત પછી. પહેલાં તો ચાપાણીનો બંદોબસ્ત કરાવું.'

દેવીપ્રસાદ નોકરોને યોગ્ય વરદી આપવા ઊઠ્યો. લીલા દેવીપ્રસાદની પાછળ એકાગ્ર ચિત્તે જોઈ રહી.

દેવીપ્રસાદ ફરીને લીલા સામે બેઠો.

'તમારી બહેન સાથે રાગ રાખી શકાય એવું રહ્યું જ નહિ.'

'એમાં મને નવાઈ નથી લાગતી. એની સેવાપરાયણતા માણસને ગૂંગળાવી નાંખે એવી છે.'

'મારી પણ એ જ ફરિયાદ છે. સેવા કરવા માટે સ્ત્રી નથી, માતા હોઈ શકે, બહેન હોઈ શકે—પણ પત્ની કદી હોઈ શકે નહિ. જુવાન પુરુષની માતા વૃદ્ધ હોઈ શકે છે; પત્ની વૃદ્ધ હોઈ શકે નહિ.'

'તમારી વાત ખોટી નથી.'

'ખોટી તો નથી એમ નહિ, બલ્કે સાચી છે. માત્ર હું વધારે પડતો પ્રમાણિક છું—જોકે તમારી બહેનની હાજરીમાં તો પ્રમાણિકપણાની હિંમત પણ ચાલી શકે નહિ.'

'કહું છું ને કે એની હાજરી ગૂંગળાવે એવી તમને લાગી હશે.'

'હા. તમે જ કહો કે લગ્ન કરીને અમે પુરુષો લાવવા શું માગીએ છીએ? દેવી? દેવીઓ તો છબીમાં પૂરીને પૂજવામાં જ સારી લાગે છે. માતા? દરેક માણસને એક મા હોય છે, ને એ પૂરતી છે. પુરુષને પોતાની પત્ની જોઈએ છે—મા કે બહેન નહિ.'

'સાચું છે. સ્ત્રીની ઉપયોગિતામાં સૌન્દર્ય નથી: સ્ત્રીના સૌન્દર્યમાં ઉપયોગિતા છે.'

'તદ્દન સાચી વાત. મને ખેદ થાય છે કે તમારી બહેન આ વાત ન સમજી શક્યાં.'

'બધા જ માણસો જો સમજદાર હોય તો પછી સામાજિક પ્રશ્ન જેવું જ કાંઈ ના રહેત.'

'મને તો અદેખાઈ આવે છે—તમારા પતિની.'

'હું પરણી નથી.'

'તો તમારા પ્રેમીજન નથી?'

'મારે કોઈ પ્રેમીજન નથી.'

'ત્યારે આ રૂપ શું અત્યાર સુધી કદર વગરનું રહ્યું છે?'

'કેમકે મારું ધોરણ ઊંચું છે. મને તો એવો માણસ જોઈએ કે જે રસોડામાં મારી આંખો આંધળી ના કરે; જે સેવા કરાવીને મારા હાથ ઘસવી ના નાંખે; જે મને ગુલામ બનાવીને ઘરના વાડામાં પૂરી ના રાખે.'

'એ તો ન્યાયનું ધોરણ છે. સ્ત્રીઓનું સૌન્દર્ય ઘસવી નાંખવા માટે છે જ નહિ.' દેવીપ્રસાદે ઉમેર્યું. એને લાગ્યું કે લીલા ઘણી જ સમજદાર છોકરી છે.

બે કલાક પછી નવનીતને એક જરૂરી તાર મળ્યો: 'ખાસ કામને માટે અમદાવાદ આવો. બાપુજીની પાસેથી હજાર રૂપિયા સાથે લેતા આવો—લીલા.'

નવનીતને આ તાર મળતાં નવાઈ તો લાગી; પરંતુ લીલા તરફથી નવાઈ ઉપજાવે એવા વર્તનને માટે તે તૈયાર પણ રહેતો હતો. એટલે મોહનભાઈ પાસેથી હજાર રૂપિયા લઈને એ અમદાવાદ આવ્યો.

રેલવેના સ્ટેશને જ લીલા એને મળી. લીલાએ એની પાસે પૈસા માગ્યા. પૈસા લીધા પછી લીલાએ નવનીતને કહ્યું: 'તારે મને ઘણા સવાલો પૂછવાના છે ને? મારે તને એક જ સવાલ પૂછવો છે: તું મને ખરેખર ચાહે છે?'

'જેનો જવાબ આપણને માલૂમ હોય એને સવાલ ન કહેવાય.'

'મને હા કે ના કહે.'

'હા. હા. હા. હા. હજી વધારે વખત 'હા' કહું?'

'ના, તો પંદર દિવસ તારે ચૂપ રહેવું. પંદર દિવસ તારે મને સવાલ ન પૂછવો, ને અત્યારે જ વળતી ગાડીએ પાછા જવું.'

'પણ એનું કારણ?'

'કેમકે હું અહીં પંદર દિવસ રહેવાની છું.'

'તો મારે શા માટે જવું જોઈએ?'

'તું મને ચાહે છે એટલા માટે!'

નવનીત લીલાને ઓળખતો હતો. વધારે વાદ કરવાનું એને કાંઈ પણ ઉપયોગી કે કાર્યસાધક ના લાગ્યું.

એ વળતી જ ગાડીમાં પાછો મુંબઈ ગયો.

## પ્રકરણ ચાલીસમું

### જેમાં લીલાની પંદર દિવસોની તવારીખ નોંધાય છે

લીલા દેવીપ્રસાદના અત્યાગ્રહને વશ થઈને પંદર દિવસ માટે રોકાઈ ગઈ હતી. દેવીપ્રસાદે એક સાળીને છાજે એવો એના ઉપર રોષ કરવાને બદલે એક સુંદરીને છાજે એવું એનું આતિથ્ય કરવા માંડ્યું હતું. લીલા દેવીપ્રસાદને જોતી હતી. દેવીપ્રસાદ લીલાને જોતો હતો. બુઢ્ઢો નોકર બેયને જોતો હતો.

લીલા, દેવીપ્રસાદમાં એણે જે કલ્પના કરી હતી તેના કરતાં ખાસ જુદું જોતી ન હતી. માત્ર એ કેટલીક દલીલો નવી સાંભળતી હતી. ખાસ કરીને દેવીપ્રસાદની સૌન્દર્યપૂજા એને ક્ષણુક્ષણુ નવાઈ ઉપજાવતી હતી. સુંદરીની સેવા સ્વીકારવી એ આનંદનો પ્રથમ તબક્કો છે: સુંદરીની સેવા કરવી એ આનંદની પરાકાષ્ટા છે.

આ માણુસ સૌન્દર્યની પાછળ આટલો ઘેલો બન્યો હતો શા માટે? લીલાને આ સવાલ હરહંમેશ થતો હતો. આ સવાલના એકબે જવાબો હતા—જેવા કે એ જુવાન હતો, ધનવાન હતો, શરાબી હતો, યોષિતાઓનો આશક હતો.

પરંતુ એ જવાબો સાચો ખુલાસો કરનારા ન હતા; કેમકે યાદગીરીના ક્ષિતિજની બહાર નહિ એટલા કાળ પહેલાં એક સમયે એ જુવાન ન હતો, ધનવાન ન હતો, શરાબી ન હતો, ને યોષિતાઓનો આશક પણુ ન હતો.

દેવીપ્રસાદ પુરુષ હતો ! હજારો વર્ષના હિન્દુ પુરુષના સંસ્કા એના હાડમાં હતા. સેવાથી એ ધોવાય એમ ન હતા : ઉપકારથી ર ભીંજાય એવા ન હતા. હજારો વર્ષથી હિન્દુ પુરુષ સ્ત્રીની સેવાને સ્ત્રીના ત્યાગને, સ્ત્રીની નિઃસ્વાર્થતાને પોતાનો કપાળગરાસ સમજતો આવ્યો છે, એટલે જ એને મન સ્ત્રી જ્યારે વેઠનું ઢો નથી ત્યારે વિષયની વેશ્યા છે. માણસ વેશ્યા માટે કાંઈ ત્યાગત નથી, ઢોરને માટે કાંઈ સહેતો નથી. એ બન્નેને, જ્યારે જેટલો સમ ઉપયોગનાં હોય છે ત્યારે તેટલો સમય પોતાની છાતીએ વળગાડે છે ઉપયોગિતા ટળી જાય છે ત્યારે એને પગનાં ખાસડાંની જેમ ફેંકી દે છે

આવા ફેંકી દેવાયેલાં ઢોરને માટે તો પાંજરાપોળ હોય છે ફેંકી દેવાયેલી સ્ત્રીને માટે વેશ્યાવાડા હોય છે.

પણ જે સ્ત્રી પોતાની જાતને કેવળ પુરુષની ગુલામ ન સમજતં હોય, જેનામાં સ્ત્રીનાં સ્ત્રીત્વનું સ્વમાન હોય એ ક્યાં જાય ?

'તમે જે વિચાર કરો છો એની કિંમત કેટલી હશે ?' દેવી પ્રસાદે કહ્યું. દેવીપ્રસાદ લીલાની પાછળ આવીને ઊભો હતો, એને લીલાને ખ્યાલ ન હતો.

'તમારી નજરમાં તો સ્ત્રીનું જે કાંઈ પણ હોય તે, પૈસાન કિંમત આપીને ખરીદી શકાવું જ જોઈએ કેમ ?' લીલાએ કહ્યું એને દેવીપ્રસાદ ઉપર જે રોષ ચડતો હતો એ મહાપ્રયાસે દબાવ રાખતી હતી.

'પૈસાથી ખરીદી ન શકાય એમ હોય તોયે શોભાવી તે શકાય જ ને ?'

'સ્ત્રી શોભા માટે તો છે જ.'

'આ વાત તમે લાખ રૂપિયાની કરી.'

'ખોટું શું છે ? ઘરમાં કામ કરવા માટે તો નોકર મળ

શકે છે, રસોઈ કરવા માટે રસોઇયો મળી શકે છે, કે પૈસા આપી જ દેવા હોય તો રખાતો કે ભિખારીઓ પણ મળી શકે છે. પણ ભોગ આપ્યા વગર જ ભોગ આપ્યાનો સંતોષ માનવો હોય, ત્યાગ કર્યા સિવાય જ ત્યાગ કરવાનો સંતોષ માનવો હોય તો સ્ત્રી—પરણેલી સ્ત્રી જેવી બીજી સરસ સ્ત્રી કોઈ પુરુષને ક્યાં મળે છે?'

'તમે મશ્કરી કરતાં લાગો છો—જોકે તમારી રીત સમજવાનો હું દાવો નથી કરતો.'

'કેટલીક વાતો ન સમજવી એ જ સારું છે. સમજણ એ લાખે એકાદને માટે સાચું સુખ હશે, પણ બાકીના નવાણું હજાર નવસો નવાણુંને તો એ દુઃખરૂપ છે.'

'એ સાચી વાત છે. ન સમજ્યામાં નવ ગુણ, પણ તમે કહેવા શું માગતા હતા? આપણે જો સામસામે બેસીને વાત કરીએ તો પછી મારાથી ન સમજાય એવું તમે બોલો એમાં વાતની મજા શી આવે?'

'હું કહેતી હતી કે પુરુષ એક તદ્દન સામાન્ય માણસ છે, ને સામાન્ય માણસ જ રહેવાનો છે. કરોડો પુરુષો આવા જ છે. એ પૈસા કમાઈ શકે છે: માણસાઈ નથી કમાઈ શકતા. પુરુષ છે તો તદ્દન સામાન્ય માણસ, છતાં દરેક પુરુષ પોતાને અસામાન્ય પુરુષ માને એ માટે આપણી લગ્નપ્રથા રચાઈ છે. એ પ્રથાએ પુરુષની આસપાસ ભ્રમણાનો એક કિલ્લો ઊભો કર્યો છે. એ પ્રથાની નીચે અને એ પ્રથાને કારણે પુરુષને કાંઈ પણ ત્યાગ કરવાનો નથી હોતો, છતાં એ ત્યાગી મનાય છે. એનો એક પણ શોખ ઓછો થતો નથી, છતાં એ સંયમી મનાય છે. એનો એક પણ હક્ક જતો નથી, છતાં સ્ત્રીને એણે પોતાના અર્ધા અંગનું દાન કર્યું મનાય છે.'

'તમારી વાત સાચી હશે; પણ આપણે કહ્યે કાંઈ એ ફરશે?'

'કેમ ન ફરે?'

'તો તો બાઈડીઓ બધી વંઠી જાય અમારા ગામનો મહારાજ

કહેતો હતો કે છૂટાછેડાનો જો કાયદો થશે તો બધી બૈરીઓ પોતાના ધણીઓને ફારગતી આપી દેશે.'

'હું છૂટાછેડાની વાત નથી કરતી. હું તો મૂળની જ વાત કરું છું. હું તો કહું છું કે એ લગ્નપદ્ધતિ જ ખોટી છે. એના આદર્શો જ અવળા છે, ને એ પદ્ધતિએ કેવળ ગુલામ સ્ત્રી અને સ્વાર્થી પુરુષની જ ઓલાદ પેદા કરી છે.'

'મને લાગે છે કે તમારી બહેન ઉપરથી આ મારા ઉપર કટાક્ષ છે. પણ સાચું કહું, તમારી બહેનની બાબતમાં . . .'

'આ વીસમી સદી છે, દેવીપ્રસાદ!' લીલાએ કહ્યું. 'દરેક વ્યક્તિ પોતપોતાની જ વાત જુએ; પારકી પંચાતમાં એ ન ઊતરે. મારી બહેનની વાત મારી બહેન જાણે—મારે એની સાથે શું નિસ્બત?'

'તમારે શું નિસ્બત?'

'હાસ્તો! મારી બહેન સાથે તમારે બન્યું નહિ એનો અર્થ એવો નથી કે મારી સાથે તમારે બને નહિ. એમ પણ કેમ ન બને કે તમારે ને મારે વધારેમાં વધારે બને!'

'તમારી આટલી વાતમાં આ એક વાત સમજાઈ, ને એ લાખ રૂપિયાની વાત છે. મારે ને તમારે જરૂર વધારેમાં વધારે બને.'

'તદ્દન શક્ય છે.'

'લીલા!' દેવીપ્રસાદનો અવાજ જરા કંપ્યો. 'મારે તમને એક વાત પૂછવી છે. અપમાન ના લાગે તો પૂછું.'

'પૂછો.'

'જીવનની કોઈ મહત્ત્વની વાત ઉપર તમે જાતે નિર્ણય કરી શકો એમ છો કે તમારા પિતાને તમારે પૂછવું જોઈએ?'

'મારી પોતાની જ વાતમાં મારા પિતાને શું કામ પૂછું? મને શું મારી બહેન જેવી કલ્પી લીધી?'

'ના. તમારા બહેન જેવાં તમને હું માનતો હોઉં તો તમારી સામે બેસવાને બદલે એક હજાર ગાઉ દૂર ભાગું.'

'ઓહો! આટલી બધી નફરતનું કાંઈ કારણ?'

'તમને માઠું લાગે તો માફ કરજો; પણ આજે તો મને નવાઈ જ લાગે છે કે હું એની સાથે આટલો બધો લાંબો સમય ગાળી શક્યો. બસ, સવારથી ઊઠીને તે મોડી રાત સુધી સેવા, સેવા, બસ સેવા: ન આનંદની વાત, ન દિલ્લગીની વાત, ન કાંઈ શોખની વાત, ન કોઈ જાતની સૌન્દર્યની પિછાન! કાયા આખી પારકા માટે ઘસી નાંખી—તે પણ એટલી કે પોતાને માટે કાંઈ ના રહી!'

'તમારી બિમારીમાં એમણે તમારી સેવા કરી એ એમને ભલે કામ ન આવી; તમને તો આવી.'

'મારે શું કામ આવી? હું એમ કહું છું કે જો એમણે મને મરવા દીધો હોત તો સરવાળે શું ફેર પડવાનો હતો? એ વિધવા થઈ હોત. આજે એ વિધવાવસ્થાથી જરાય બહેતર નહિ એવી જરાવસ્થામાં છે. હું અપંગ રહ્યો હોત કે મરી ગયો હોત. વળી આજે જુવાની પ્રાપ્ત કર્યા પછીયે મારું ભાવી શું? એમણે મને જુવાની આપી તો હું હાથે કરીને બૂઢાપા જેવી અપંગ હાલતને નોતરી રહ્યો છું ને?'

'અંગ્રેજીમાં કહેવત છે કે નરક એ ભલાં સમજીને કરેલાં કામોની ઇમારત છે.'

'જેણે એ કહેવત લખી એણે દુનિયાની સાચી પારખ કરી માનજો. ખૂબ મીઠાશનું પરિણામ કડવાશમાં જ આવે; એમ વધારે ચડતી ને સ્થળકાળની મર્યાદા વગરની ભલાઈ બૂરાઈના જ દરવાજા ઉઘાડે. લીલા! મારે માટે બૂરાઈના દરવાજા ઊઘડવા માંડ્યા છે. હું નથી સમજતો એમ નથી, પણ સમજ્યા પછી હું કાંઈ સંત કે મહાત્મા નથી કે મારી જાતને વારી શકું. હું તો સાવ સાદો ને

અનેક રીતે અભણુ માણુસ છું. હું મનને મનાવું છું કે મારું નસીબ એવું. પરંતુ એ કિસ્મતમાંથી તમે ધારો તો મને તારી શકો એમ છો.'

'હું?'

'હા, તમે! લીલા, તમે મારો હાથ પકડો; તમે મારી સાથે લગ્ન કરો.'

'બીજાું કાંઈ નહિ તોય તમે ઘણા જ ત્વરિત બુદ્ધિના માણુસ છો ખરા.'

'લક્ષ્મી ચાંદલો કરવા આવે એમ તમે આવ્યાં. હવે મોઢું ધોવામાં સમય નકામો વિતાવું તો પછી કદાચ આપણે આ રીતે મળીએ કે કેમ એ પણુ સવાલ છે. લીલા! હું જુવાન છું ને જુવાની માગું છું. તમને હું તમારે જે જોઈએ તે આપવા શક્તિમાન છું.'

'અને ભલા માણુસ! મારી જુવાની ને મારું સૌન્દર્ય ચાલ્યું જાય ત્યારે મારી બ્હેનની જેમ, તમે મને પણુ લાત મારો તો મારું શું?'

'એ સમય તમારે માટે હરગિજ નહિ આવે.'

'પણુ આવે તો પછી મારી મોટી બ્હેન તો બાપને ઘેર ગઈ ખરી; ને મારો તો ત્યાં સમાસ પણુ ન થાય! મારે શું રસ્તા ઉપર ભીખ માગવી?'

'મારી આટલી બધી દોલતને શું કરવી છે?'

'તમે મને લાત મારો પછી મારેય એનો શો ઉપયોગ રહેશે?'

'તમારા મનમાં જો આ એક જ વાંધો હોય તો એનો જવાબ હું આપીશ.'

'બીજો કોઈ વાંધો મારે નથી.' લીલાએ ઠંડે અવાજે જવાબ આપ્યો.

'બસ! તો તમારો ભય નિરાધાર છે. છતાં પણુ જો એ પાછે

ને કોઈએ કોઈને લાત મારવાનો સમય આવે તો તમે મને લાત મારી શકશો એવી સ્થિતિ હું ઊભી કરું તો?'

'તો મારે એ સામે વાંધો નથી.'

'તો હું આજે જ મારી આ તમામેતમામ મિલકતનું નિરપવાદ બક્ષિસપત્ર તમારા નામનું કરી દઉં.'

'એ બક્ષિસપત્ર મારા હાથમાં મૂકો ને પછી લગ્નની વિધિ નક્કી કરીને આમંત્રણપત્રિકાઓ પ્રગટ કરો.'

## પ્રકરણ એકતાલીસમું

### જેમાં નવનીતરાયને લીલાના લગ્નની આમંત્રણપત્રિકા મળે છે

નવનીતરાય લીલાના વાયદાના પંદર દિવસ પૂરા ક્યારે થાય એની ગણતરી કરતો હતો. દિવસની સાંજ પડતાં ને સાંજની રાત પડતાં ને રાતનો દિવસ પડતાં પડતાં આખરે ચૌદ દિવસ તો પૂરા થયા. હવે કાલે લીલા આવવાની જ! લીલાના આવ્યા પછી બન્નેનાં લગ્ન થવાનાં.

લગ્ન થયા પછી નવનીત મુંબઈમાં જ રહીને દાક્તરી ધંધો ચલાવવા માગતો હતો. પરાંમાં એક નાનું મકાન . . . મુંબઈમાં એક દવાખાનું . . . કામ ઉપરથી ઊતર્યા પછી સિનેમા . . ' મરીન ડ્રાઈવ . . . રાતે ભોજન કર્યા પછી અખૂટ વાતો . . . નવનીત અને લીલા બેય એકલાં . . . મોહનભાઈની દોલતના પડછાયા નહિ : મહાલક્ષ્મીની ભક્તિનાં શાંત તેજ પણ નહિ : અંજનીનાં સતીત્વના તપના પડઘા નહિ . . . કાંઈ જ નહિ . . . કોઈ ઉછીની તેજછાયા પણ નહિ . . . બન્ને એકલાં! નવનીત અને લીલા . . . લીલા અને નવનીત . . . અને બેયની અનોખી દુનિયા . . . !

ખૂણામાં તાજું જ ચિતરાવેલું પાટિયું આવ્યું હતું: ' ડૉ. નવનીતરાય એલ. એમ. એન્ડ. એસ.' અને ' ડૉ. મિસિસ લીલા નવનીતરાય એસ. એમ. ડી.' વગેરે વગેરે.

નવનીત એ પાટિયાં સામે આતુર સંતોષથી જોઈ રહ્યો. એ હતી એનાં લગ્નની અનેક તૈયારીઓ માંહેની એક. મોહનભાઈ સાથે મળીને એણે લગ્નતિથિ નક્કી કરી રાખી હતી. આમંત્રણપત્રિકાઓ પણ એણે છપાવી રાખી હતી. એનાં માબાપ પણ આ લગ્નમાં—ધનવાનની પુત્રી સાથેના પ્રેમલગ્નમાં સંમત હતાં—બલ્કે એમણે જ એ લગ્ન ગોઠવ્યાં હોય એટલાં મગરૂબ પણ હતાં.

લીલા આવશે... કાલે આવશે... આખા પંદર દિવસનો એક મહાજુગ પૂરો થશે આવતી કાલે!

નવનીતના આ વિચારતંત્રમાં અંતરાય નાંખતો ટપાલી આવ્યો. એણે નવનીતના હાથમાં એક કાગળ મૂક્યો.

લીલાના આવવાનો કાગળ! નવનીતે હસીને કાગળ ઉઘાડ્યો. બંધ કવરમાંથી એક ચકચકતું કાર્ડ નીકળ્યું.

બીજી ક્ષણે નવનીતની આખી દુનિયા જમીનદોસ્ત થઈ ગઈ.

એ કવરમાં લીલા અને દેવીપ્રસાદનાં લગ્નની આમંત્રણ-પત્રિકા હતી.

એક ચિઠ્ઠી લઈને માણસ આવ્યો. ચિઠ્ઠી મોહનભાઈની હતી, ને એમાં મોહનભાઈએ પુછાવ્યું હતું કે, 'તારમાં લીલાના ખબર હોય તો મોકલાવો: હવે એ ક્યારે આવવાની છે?'

નવનીતરાય થોડી વાર આમંત્રણપત્રિકા સામે જોઈ રહ્યો, ને પછી મોહનભાઈની ચિઠ્ઠીનો જવાબ આપ્યો: 'લીલાનો પત્ર છે. એમાં એ મને અમદાવાદ બોલાવે છે. પરમ દિવસે સવારે અમે બન્ને પાછાં આવશું.'

નવનીતે ચિઠ્ઠીનો જવાબ આપતાં જ નિર્ણય કરી લીધો. પોતે જાતે અમદાવાદ જશે. જઈને લીલાને પોતાની સાથે તેડી લાવશે. આગની સાથે ખેલ કરવાનો આ પુરુષાર્થનો પ્રયોગ અપ-પ્રયોગ નીવડે એ પહેલાં લીલાને મુંબઈ પાછી તેડી લાવવી જોઈએ. લીલા સમજદાર

હતી, જાતે નિર્ણય કરી શકતી હતી, સારાસાર પારખતી હતી પણ એ સાથે નવનીતે એ પણ ભૂલવું ન જોઈએ કે એક પક્ષે અઢળક પૈસા હતા; જ્યારે લીલાએ હજી દુનિયાનો અનુભવ લીધો ન હતો! લીલા પુરુષો માટે વાતો ગમે તે કરે, પણ સરવાળે એણે પુરુષો જોયા હતા કેટલા ?

એક પ્રેમીને છાજે એવો ત્યાગ નવનીતે કર્યો. એણે મનમાં નક્કી કર્યું કે મોહનભાઈને આ વાતની જાણ ના હોય તો પોતે એવી જાણ કરશે નહિ.

અને નવનીતે કંકોતરીના ટુકડા કરીને ફેંકી દીધા.

## પ્રકરણ બેતાલીસમું

### જેમાં નવનીતરાયને લીલા માટે સાચો ભય પેદા થાય છે

એ આલીશાન મકાનમાં અત્યારે કંઈ કંઈ ધમાલ મચી રહી હતી. દેવીપ્રસાદનો મત હતો કે લીલાના લાયકનું અમદાવાદમાં કાંઈ જ મળતું નથી. દેવીપ્રસાદ પોતાની એ માન્યતા પૂરવાર કરવાને તિજોરીના દરવાજા ઉઘાડા રાખીને કાપડિયાઓ, દાગીનાવાળાઓ, મોટરવાળાઓ. રંગરોગાનવાળાઓ, મંડપની શોભા વધારનારાઓ સાથે ઝઘડી રહ્યો હતો.

અને લીલા ખરીદી કરી રહી હતી.

બંગલો નવેસરથી રંગાતો હતો: નવેસરથી સજાતો હતો.

બંગલાની બહારના ચોકમાં એક વિશાળ મંડપ રોપવાનો હતો. જેઓને દેવીપ્રસાદ સાથે જરા પણ ધંધાદારી, મિત્રાચારી, ઓળખાણ, પાડોશ, ખરીદી કે એવો કોઈ સંબંધ હતો તે તમામને લગ્નની આમંત્રણપત્રિકા મળી હતી. બે હજારથી પણ વધારે માણસ આવવાનું: પાંચસોથી પણ વધારે મોટરોની કતાર લાગવાની. એમને માટે મહેફિલનો પણ સરંજામ તૈયાર કરવાનો હતો.

લગ્ન પછી દેવીપ્રસાદ ને લીલા બહાર મુસાફરીએ ઊપડી જવાનાં હતાં. દેવીપ્રસાદનો વિચાર તો એક 'સ્પેશિયલ ટ્રેન' કરવાનો હતો; પણ આખરે પહેલા વર્ગનો ડબ્બો 'રીઝર્વ્ડ' કરાવ્યો. ત્રણ મહિનાની આ મધુરજનીની મુસાફરી માટે નવા સાજસમેતની તૈયારી

કરવાની હતી. એકંદર બંગલામાં ઘણાં માણસોની ઘણાં કામો માટેની આકરી દોડધામ હતી. બંગલો હાલ તુરત દિવસના શેરબજાર ને રાતના રૂબજારમાં જાણે પલટાઈ ગયો હતો.

આવા વાતાવરણમાં નવનીત અમદાવાદ આવ્યો, ને લીલાને મળ્યો. કપડાંઓના ડુંગર વચમાં ભૂલી પડેલી હરણી જેવી એ દેખાતી હતી. દેવીપ્રસાદ કામપ્રસંગે ઘરમાં હતો નહિ; એટલે નવનીતને વાત કરતાં કાંઈ અંતરાય ન આવ્યો.

'લીલા!' નવનીતે લીલાનાં રોકાણ ઉપર રોષ બતાવતો સાદ કર્યો.

'અરે, કોણ તમે? તમે ક્યાંથી?'

'તમારી કંકોતરી મળી.' નવનીતે વાતનો આરંભ કરવા માટે પોતાનો અવાજ ગંભીર કર્યો. એનો વિચાર વાતને હસી કાઢવાનો હતો, પરંતુ બંગલામાં એણે જે તૈયારીઓની ગાજવીજ સાંભળી હતી એથી એને લાગ્યું કે આ વાત હસવાજોગની હવે નથી રહી. હવે તો એના ગંભીર બનેલા સ્વરૂપ તરફ લીલાનું લક્ષ ખેંચવું જ જોઈએ.

'પણ લગ્નને તો હજી ત્રણ દિવસની વાર છે. અત્યારે શું છે?' લીલાએ સ્વસ્થ અવાજે કહ્યું.

'એટલે આ લગ્નની વાત શું સાચી છે?'

'તમને એ વાત ખોટી હોવાનું કાંઈ કારણ દેખાય છે? આ બધું જુઓ. આ તૈયારી લગ્નની નથી તો શાની છે?'

'અને મને આપેલું વચન?'

'કયું વચન?'

'મારી સાથે લગ્ન કરવાનું.'

'ભલા માણસ! એટલું તો સમજો. એક પુરુષ એક ઉપર બીજી સ્ત્રી કરી શકે છે, પણ એક સ્ત્રી એક ઉપર બીજો પુરુષ થોડો કરી શકે છે?'

'લીલા ! અત્યાર સુધી આ વાત હું મશ્કરીની માનતો હતો, પણ હવે એ મશ્કરીની નથી રહી. તું કરવા શું માગે છે ?'

'તમે જુઓ છો તેમ હું લગ્નની તૈયારી કરી રહી છું, ને તમે હજી મને પૂછો છો ?'

'લીલા ! જે સ્થાન તારી બહેનનું હતું તે સ્થાન તું લેવા માગે છે ?'

'લેતી હોઉં તો ખોટું શું છે ? આ વીસમી સદી છે, સમજ્યા. દરેક માણસ પોતપોતાનું જ હિત જુએ છે ને વિચારે છે. વળી આ સ્થાન મારી બહેને તો ગુમાવ્યું જ છે. મને શો દોષ આપો છો ?'

'હું મુંબઈથી નીકળ્યો ત્યારે મને ખબર ન હતી કે મારે તારો આ જવાબ સાંભળવો પડશે. હું તો માનતો હતો કે તું મારી સાથે પાછી આવીશ.'

'તમારી ઇચ્છા હશે તો લગ્ન પછી આવીશ.'

'લીલા ! મારા હૃદયમાં તારે માટે આજ ખૂબ રોષ ઊભરાય છે; પરંતુ એને વાચા આપવાનો કોઈ અર્થ નથી. આંહીં મેં જે કાંઈ આટલા સમયમાં જોયું છે એથી તને કાંઈ વિશેષ પૂછવાનોય મને કંઈ અર્થ નથી લાગતો. પરંતુ આપણો અત્યાર સુધીનો જે સંબંધ હતો તે સંબંધને દાવે મારી પોતાની જાતને સદંતર અળગી રાખીને તારી પોતાની જાત પૂરતી જ વાત કરું છું. લીલા ! નિશ્ચયે માનજે કે તું ભૂલ કરી રહી છે. આપણે જ્યારે જ્યારે વાત કરતાં હતાં ત્યારે ત્યારે તું પુરુષાર્થ, ગુલામી વગેરેની વાતો કરતી હતી. હું માનતો હતો કે દુનિયાએ તને ભણાવી છે, પણ ગણાવી નથી. એ તારા ઉતાવળા ને એકપક્ષી અભિપ્રાયને માટે જવાબદાર છે. પરંતુ આજે હું પ્રત્યક્ષ જોઉં છું કે પૈસા—કેવળ પૈસા અને કેવળ તારે હાથે છૂટથી પૈસા વાપરવાની જ તારી વાત હતી. તારે સ્વચ્છંદતા જોઈએ છે—જેને તું પુરુષાર્થ કહે છે. તારે એશઆરામ જોઈએ છે—જેને તું

સમાન હક્ક કહે છે. અને એ બધાનો પાયો પૈસા પૈસા ને પૈસા જ છે. પૈસાથી તારી આંખો અંજાઈ ગઈ છે. એ કારણે માણસને જેમ ધુમ્મસમાં બધું વિકૃત દેખાય એમ તને આજે બધું વિકૃત દેખાય છે. હું ઘેરથી નીકળ્યો ત્યારે મને શ્રદ્ધા હતી કે મારી લીલા બીજી ભણેલી છોકરીઓ જેવી નથી. આંહીં આવ્યા પછી મારી એ શ્રદ્ધા તૂટી ગઈ છે. લીલા! એટલું યાદ રાખજે કે પૈસા જેટલા ચળકે છે એટલા જ એ કઠોર પણ છે. મને આજે એવી પ્રતીતિ થઈ ચૂકી છે. કાલે તને પણ એ પ્રતીતિ થયા સિવાય નથી રહેવાની. સાહેબજી!'

નવનીત ઓરડા બહાર નીકળ્યો. એણે એક વાર પાછળ નજર કરી. એણે લીલાને હસતી હસતી એક સાડીની કોર તપાસતી જોઈ, નવનીતે મહાપ્રયાસે જાળવેલો સંયમ તૂટી ગયો. રોષથી એ બોલ્યો: 'લીલા! આ આખી વાત હું તારા માતાપિતા સમક્ષ મૂકીશ.'

લીલા એકદમ ઊભી થઈ: 'ના.'

'શા માટે નહિ? જઈને તરત જ એમને કહેવાનો છું.'

'તમે મને સમજતા નથી. મારા બાપને સમજતા નથી. મારી માને સમજતા નથી. મારી અંગત વાતમાં કોઈ કરતાં કોઈ દરમિયાનગીરી કરવાની હું તમને સાફ મનાઈ ફરમાવું છું.'

નવનીત રોષમાં તો હતો, છતાં એ હસી શક્યો, અને એ હાસ્ય સાથે નવનીત ઘરમાંથી સ્ટેશન તરફ ચાલી નીકળ્યો.

બીજે દિવસ સવારે મુંબઈ પહોંચ્યા પછી જ્યારે મોહનભાઈના ઘરમાં નવનીતે આ વાત કરી ત્યારે તો જાણે ત્યાં બોમ્બ ફાટ્યો.

મોહનભાઈના રોષને માર્ગ ના રહ્યો: 'મિસ્ટર!' એમણે નવનીતને કહ્યું. 'તમે તદ્દન મૂર્ખ છો, બેવકૂફ છો, ગમાર છો—એની તમને ખબર છે?'

'જી, હા. પણ . . .'

'પણબણ કાંઈ નહિ. તમને હજુ પણ મનમાં શંકા રહેતી

હોય તો હું ફરીને કહું છું કે તમે મૂર્ખ છો, જડ છો, જડભરત છો, જડભરતના મોટાભાઈ છો. સમજ્યા?'

'જી, હા. પણ હવે હું આપને કહું છું કે મને આટલાં વિશેષણો આપ્યા પછી આપનું મગજ હલકું થયું હોય તો લીલા સબંધે કાંઈ વિચાર કરો.'

'શું વિચાર કરું? તમે એને આંહીંથી જવા દીધી ત્યારે તમારે જ વિચાર કરવો હતો ને? એ ક્યાં ગઈ છે એ વાત અમારાથી તમે છાની રાખી ત્યારે પણ તમારે જ વિચાર કરવો હતો ને?'

'પણ આપે એને પાછી લાવવાનું કાંઈક કરવું જોઈએ ને?'

'હું શું કામ લાવું? ભલે એ ત્યાં જ રહી. દેખતી આંખે જે કૂવામાં પડે છે એને શું કામ કાઢું?'

'ત્યારે તમે કાંઈ જ કરવાના નથી? તમે એના બાપ છો!'

'હું એનો બાપ છું એ મારી દિલગીરીનો વિષય છે, મિસ્તર! મને લાગેવળગે છે ત્યાંસુધી મારી ગરીબ ગાય જેવી મોટી છોકરીના કપાળના ચાંદલાને ભૂંસનાર સાથે મારે કોઈ સગાઈ નથી—સગપણ નથી.'

નવનીત મોહનભાઈ ઉપર તો ભારેમાં ભારે ને છેલ્લામાં છેલ્લી આશા રાખી બેઠો હતો; પરંતુ મોહનભાઈ ઉપરની આશા અસાર નીવડી. મોહનભાઈને એના હઠીલા નિર્ણયોમાંથી કેવળ કામ સિવાય કોઈ ફેરવી શકવા સમર્થ ન હતું, એ એ જાણતો હતો.

એણે લીલાની બાને વાત કરી. આ વાત સાંભળીને મહાલક્ષ્મી ઉપર તો જાણે વજ્રપાત પડ્યો. એ એક અક્ષર પણ ન બોલી શકી. અંજનીના માથા ઉપર હાથ મૂકીને એ સ્થિર દૃષ્ટિથી સામે જ જોઈ રહી.

'બા!' નવનીતે કહ્યું. 'તમારું એ માનશે. મેં જ્યારે તમારું

નામ દીધું હતું ત્યારે એ ચમકી ગઈ હતી. એના પિતાની રોષભરી આંખો જે નહિ કરી શકે, તે તમારી માયાભરી આંખો કરી શકશે. તમે જનેતા છો: એ તમારી પુત્રી છે.'

નવનીતના શબ્દોનો મહાલક્ષ્મીએ કાંઈ જવાબ ન આપ્યો. નવનીત મહાલક્ષ્મી આગળ બેસી ગયો: 'મા! તમે એનાં જનેતા છો: એ તમારી પુત્રી છે. હું મારા માટે કાંઈ નથી કહેતો. લીલાને મારા જેવા ભિખારી સાથે ન પરણવું હોય તો હું કાંઈ દબાણ નથી કરવાનો. હું લીલા માટે કહું છું. દેવીપ્રસાદ કેવા છે એ તમે જાણો છો. એની બૂરી આદતો ને એના બૂરા છંદો વિષે તમે જાણો છો. આજે તમારી પુત્રી એવા દુષ્ટના હાથમાં ફસાઈ ગઈ છે. મા! તમે એને નહિ ઉગારો તો કોણ ઉગારશે?'

'ભાઈ! આ ભવમાં હું મારી પુત્રીઓથી હારી છું. ભગવાન પાસે હું અત્યારે માગું છું કે, હે ભગવાન! આવતે ભવ મને મા ન બનાવીશ!'

નવનીતે અંજની તરફ ફરીને કહ્યું: 'મોટી બહેન! તમે કાંઈક કરો. તમારા પિતા રોષમાં ચૂપ રહેવા માગે છે; તમારી માતા નિરાશામાં મૌન રહેવા માગે છે; તમે—તમે શા માટે મૌન રહો છો?'

'ભાઈ! જેવું મારું નસીબ!'

'નસીબ! નસીબ ઉપર હાથ દઈને બેસી રહેવામાં મોટી બહેન તમે બધું ખોયું. હજીયે કાંઈક સમજો. ફરીને તમારાથી એ ઘરમાં પગ ન મુકાય એવું થાય છે. કાંઈક કરો.'

'તમારી વાત સાચી છે. ફરીને મારાથી એ ઘરમાં પગ નહિ મુકાય કેમ?'

'તેમાં તમને શંકા લાગે છે? પૈસાથી પરવશ બનીને જે બહેન મોટી બહેનના પેટ ઉપર પગ મૂકે છે તે પછી તમને શા માટે ઊભાં રહેવા દેશે?'

'હા ! તમારી એ વાત સાચી. તમે મને અમદાવાદ લઈ જશો ?'

નવનીતના ચહેરા ઉપર આશા ચમકી.

'હા. તમે એને સમજાવજો. તમારી શરમ એનાથી નહિ તૂટે. તમારા તરફ એને લાગણી તો છે....'

'મારા પતિને એક ઉપર બીજી કરવી હોય ને મારી બહેનને મારા પતિ સાથે પરણવું હોય તો હું કેમ વારું ?'

'ત્યારે તમે અમદાવાદ શું કામ જવા માગો છો ?'

'મારા જીવનમાં શેષ રહી છે એક જ વસ્તુ—મારાં માતાજીની પૂજા. હું તો એ લેવા જઉં છું.'

નવનીતને લાગ્યું કે આ ઘરમાંથી બધાં બધી જાતની લાગણી અનુભવવા છતાં કોઈ લીલાનો ઉગાર કરવા જવાનું નથી.

'ભલે, પણ હું તો હજી એક છેલ્લો પ્રયાસ કરવા માગું છું.'

# પ્રકરણ તેંતાલીસમું

## જેમાં લીલા સફળતાપૂર્વક પાઠ ભજવે છે

हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम् ।
तत्त्वं पूषन्नपावृणु, सत्यधर्माय दृष्टये ॥

નવનીતને પોતાની સાથે અંજની હતી એ ન દેખાઈ આવે એવો સહારો હતો. એને હવે બરાબર યકીન હતું કે અંજની અને લીલા જ્યારે રૂબરૂમાં મળશે ત્યારે લીલાને પૈસાની લાગેલી આંધી શમી જશે. એની વાતચીત, વર્તન, અવાજ વગેરેમાં આ સહારો સાફસાફ ગાજતો હતો.

એ ભાવીની વાતો કરતો હતો. સુધરી ગયેલી લીલાનું કલ્પનાચિત્ર દોરતો હતો. પોતે કેવી ઉદારતાથી લીલાની ભૂલ દરગુજર કરશે એની અંજનીને પતીજ આપતો હતો.

આખી વાટ એણે આ રીતે વાતો કર્યા કરી. અંજની એની વાતોનો કાંઈ જવાબ નહોતી આપતી, એનો નવનીતને ખ્યાલ પણ રહેતો ન હતો.

સ્ટેશનથી ઊતરીને તેઓ ગાડી ભાડે કરીને દેવીપ્રસાદના મકાન તરફ હંકારી ગયા.

ગાડીમાંથી ઊતરીને તેઓ બંગલાના દરવાજામાં દાખલ થવા જતાં હતાં ત્યાં દરવાને એમને રોક્યાં. એણે અંજની સામે ઇશારત કરીને કહ્યું: ‘ આ ભાઈ ભલે અંદર જાય, તમે નહિ. ’

દરવાન જૂનો હતો. અંજની એને પિછાનતી હતી.

'હું અંદર ના જઉં? તું મને રોકે છે?'

'મોટી બહેન! માફ કરજો, પણ મને હુકમ છે.'

'હુકમ? કોનો હુકમ?' નવનીત વચ્ચે બૂમ પાડી ઊઠ્યો. એની ગણતરીમાં આ રુકાવટ એક આડખીલી સમાન હતી.

'નવાં શેઠાણીનો. એમણે અમને કહ્યું છે કે અંજનીબહેન અંદર આવવા માગે તો એમને દાખલ જ થવા ના દેશો.'

'કોણ નવા શેઠાણી?' નવનીતે સવાલ પૂછ્યો.

'અમે બધું સમજીએ છીએ, મોટી બહેન! આંખે જોઈ ન શકાય ને દિલમાં જીરવી ન શકાય એવું થાય છે. તમારાં જેવાં સતીને કાઢી મૂકીને ઘરમાં શેઠ એક લાલચુ છોકરીને શેઠાણીપદે મૂકે છે, એ સારું નથી થતું. પણ શું કરું? પેટ પડ્યું છે ને છૈયાંછોકરાં વળગ્યાં છે; શું કરીએ?'

'શું કરીએ કેમ? આટલું સમજે છે છતાં અંદર જવાની કેમ ના પાડે છે? જવા દે અંદર!'

દરવાન દૂર હટી ગયો: 'મોટી બહેનને જવું હોય તો ભલે જાય; બીજે નોકરી કરી ખાઈશ.'

'બસ, ચાલો અંદર!' નવનીતે અંજનીને કહ્યું.

અંજનીએ માથું ધુણાવ્યું: 'મારે અંદર નથી આવવું.'

'પણ તમારું કામ?'

'મારું કામ આંહીંથીયે થઈ શકશે. મારે બીજું કાંઈ કામ નથી. મારે તો મારી પૂજા જ જોઈએ છે, તે આ દરવાન મને લાવી આપશે.'

દરવાનનું મુખ ખુલ્લું થયું, અને માથેથી એક ધર્મસંકટ ઊતરી ગયું: 'બેસો બહેન! મને કહો એ બધું હમણાં લાવી આપું.'

'પણ લીલાને તમારે મળવું તો જોઈએ જ ને?' નવનીત તો અંજનીને આમ પાણીમાં બેસી ગયેલી જોઈને ઊકળી ઊઠ્યો. આખી રાત સેવેલી એની યોજના કસુવાવડ થતી હતી! અંજનીએ લીલાને મળવાનો માથાની મૂંગી પરંતુ સૂચક ઇશારાથી ઇનકાર કર્યો, એથી એનો રોષ વધી ગયો.

'તો પડી રહો આંહીં! આંહીં પડી રહેવાને જ તમારા જેવાં નમાલાં ને છાતી વગરનાં માણસ પેદા થયાં છે. હું તો અંદર જાઉં છું—મારીશ કે મરીશ.'

નવનીતે પૂરા લડાયક ભભકાથી દરવાન સામે જોયું. દરવાન જો જરા પણ તકરાર કરવાની કે વાંધો ઉઠાવવાની વૃત્તિ બતાવે તો દરવાન ઉપર જ પોતાનો તમામ ઉકળાટ ઠાલવી નાંખવા એ તૈયાર હતો. પરંતુ સ્નાન કરતી સુંદરીની પીઠ ઉપરથી પાણી જેમ સરે તેમ દરવાન ઉપરથી નવનીતનો રોષ, મિજાજ, ધાક, ધમકી સરી ગયાં.

'તમે ખુશીથી અંદર જાઓ, પણ લગ્ન તો હવે થઈ રહેવા આવ્યાં હશે.' દરવાને ઉમેર્યું.

'લગ્ન? કોનાં લગ્ન?'

'કેમ વળી, શેઠનાં થવાનાં હતાં તે.'

'પણ તે તો કાલે છે ને?'

'કાલનો કાંઈક વાંધો નીકળ્યો; એટલે આજે સવારના પહોરમાં કરવાનું નક્કી થયું હતું. લ્યો જાઓ! આટલી ઉતાવળ હતી લગ્નમાં જવાની, તો આંહીં માથાઝીક શું કામ કરવા રોકાયા હશો?' દરવાને નવનીતની પીઠને સંભળાવવા જાણે ટીકા કરી.

દરવાનની વાત પૂરી સાંભળવા પણ નવનીત રોકાયો નહિ. એ તો પૂર વેગમાં અંદર દોડ્યો.

અંદરના વિશાળ મંડપમાં લગભગ નવસોથી હજાર સંભવિત

નરનારીઓની હાજરી હતી. ભીડ ભારે હતી. કોથળામાં જેમ નાળિયેર ખડકયાં હોય એમ એ મંડપમાં માણસ ઠાંસી ઠાંસીને જાણે ભરવામાં આવ્યું હતું.

નવનીત ધક્કામુક્કી કરીને અંદર ધસવા ગયો. આમંત્રિત મહેમાનોએ અચરજથી નવા આવનાર ઉપર એક નજર નાંખી, ને પછી એને માર્ગ આપવાની જરાય ખેવના કર્યા સિવાય છેક સામે છેડે થઈ રહેલી લગ્નવિધિ ઉપર ધ્યાન પરોવ્યું.

હારમોનિયમ બાજતું હતું. ગ્રામોફોન વાગતું હતું. નોકરો મહેમાનોની ચા–નાસ્તાની ખિદમત કરવા આમતેમ હરીફરી રહ્યા હતા.

જાનના સામાનના ગંજમાં જેમ ટીમણનું પોટલું ભિડાઈ જાય એમ નવનીત ભીડમાં એવો ભિડાઈ ગયો કે એ ન એક કદમ આગળ વધી શકયો : ન એક કદમ પાછળ રહી શકયો. સ્વપ્નમાં માણસ પોતાનું મૃત્યુ થતું હોય એમ એ લગ્નને જોઈ રહ્યો.

પરસાળના પગથિયાં ઊતરતી લીલાને એણે જોઈ. જરિયાન વસ્ત્રમાં સજ્જ બનેલી ચાર પાંચ નારીઓના સાથમાં એ આવતી હતી. એ એ નારીઓ સાથે વાત કરતી હતી. નારીઓ હસતી હતી. નવનીતના હોઠ આપમેળે ભિસાયા. લીલા પણ હસતી હતી!

'હસે જ. કેમ ન હસે? જે બાજી એ ખેલતી હતી એ બાજી એ જીતતી હતી! એને લોલૂપ પતિ મળતો હતો! પૈસો મળતો હતો! મોટર મળતી હતી! આભૂષણો મળતાં હતાં! શુદ્ધ પ્રેમનો સોદો એણે વાસનાના બજારમાં કર્યો હતો. પ્રેમ!' નવનીતના હોઠ આપમેળે તિરસ્કારભર્યા હાસ્ય માટે ઊઘડયાઃ 'પ્રેમ! સાચો પ્રેમ પૈસામાં છે! ને પોતે ગરીબ માબાપનો કેવળ માની સ્વાતંત્ર્યની મૂડી ધરાવનારો કંગાળ બેહાલ દાક્તર! એની પાસેથી લીલાને શું મળી શકે એમ હતું? જો દેવીપ્રસાદ . . .'

લીલા હવે પરસાળ ઊતરી, ને બીજી પચીસ નારીઓ એને

વીંટળાઈ વળી. લીલા હસતી હતી. એ હાસ્યથી એનો ચહેરો કેવો લાગતો હતો? પાંખો હોય તો આ જીવતા ગઢની પેલે પાર ઊડીને એને મારવાને પ્રેરે એવો કે મરવાને પ્રેરે એવો?

નવનીતના ગળામાંથી કાંઇક નીચે ગયું. જઠરમાંથી કાંઇક ઊંચે આવ્યું. નવનીતને થયું કે એ સાચી લીલાને જરા જેટલીયે ઓળખી શક્યો ન હતો. પ્રેમ, લાગણી, મા, બહેન, બાપ, સમાજ— સર્વ કરતાંયે પણ વિશેષ એ પૈસાને સ્થાપી શકતી હશે એની એને કલ્પનાયે નહોતી.

કડવા સ્વાદ સાથે નવનીતને લીલાના પુરુષજાતિ સામેના ઉદ્ગારો યાદ આવ્યા. સ્ત્રીને પુરુષો સામે કહેવાનું છે એ બહુ બહુ તો સો લીટીમાં સમાય જાય એટલું છે; જ્યારે પુરુષો જો સ્વમાન મૂકીને, સ્ત્રી-સન્માનની અંતર્ગત ભાવના વિસારે મૂકી દઈને સ્ત્રીની સામે જેટલું કહેવાનું છે એ બધું કહેવા માંડે તો એના કોટિગ્રંથો ભરાય. પણ એક વાત ચોક્કસ હતી. સ્ત્રી ગમે તેવી ભણેલી હોય તોય પોતાના અંતરતમ અંતરની વાત છુપાવ્યા સિવાય રહેવાની નથી. પુરુષ ગમે તેવો નીચ હોય તોય પોતાની અંતરતમ અંતરની વાત કહ્યા સિવાય રહેવાનો નથી. જે કોઈ સંગ્રામમાં જીન્સી સીધા કે આડકતરા હથિયાર તરીકે વાપરી શકાય છે તે સંગ્રામમાં સ્ત્રી જ ફાવવાની છે; પુરુષ હારવાનો છે. પ્રત્યેક જીતે સ્ત્રી નીચી ઊતરશે: પ્રત્યેક હારે પુરુષ ઊંચો ચડશે. માનસિક મહત્તાના માર્ગની ખાંભી એક પછી એક પરાજયના લેખથી જ અંકાઈ છે, અને . . . . .

નવનીતના હોઠ હાસ્ય માટે આપમેળે ઊઘડ્યા. ઝેર જેવા લાગતા આ તત્ત્વજ્ઞાન ઉપર એને પોતાને જ હસવું આવ્યું. માણસ જ્યારે તત્ત્વ ગુમાવે છે ત્યારે જ તત્ત્વજ્ઞાનની વાતો કરવા માંડે છે.

'ખામોશ! જીતવા, હવે વ્યાધિ ભૂલી જા! તને લાગેલો કારી ઘા થોડી વધારે પળ નિભાવી લે! અને જો! દેવીપ્રસાદ હવે લીલાનો

હાથ દોરીને લઈ જાય છે. લગ્નવિધિ માટે મુકરર કરેલા એના આસન ઉપર એને બેસારે છે. પોતે બેસે છે. થાકી ગયેલું ગ્રામોફોન નવી હામ કેળવીને નવા રાગ તાણવા માંડે છે. કંટાળેલી આંખોને એક નવું દૃષ્ટિસ્થાન મળે છે.

અને ગોરના અશુદ્ધ સંસ્કૃતના અશુદ્ધ રાગના અશુદ્ધ આલાપથી એ ખંડ ગાજે છે!

ઝડપી રેલવે ગાડી દોડતી દૂરથી સંભળાતી હોય એવો એ અવાજ શમ્યો, અને ગોરે એ અવાજના આખરી અંજામ સમો અવાજ કાઢ્યો: 'સાવધાન!'

નવનીત પોતાની આંખો બંધ કરી દેવા માગતો હતો, પણ આંખો જાણે એ જીવલેણ દૃશ્યની છૂરી કાયમ દબાવી રાખવા માગતી હોય એમ બંધ થવાની ના પાડતી હતી!

એણે એકદમ લીલાને ઊભી થતી જોઈ—ફેરા ફરવા માટે જ હશે ને!

એકાએક એ ઓરડામાં એક તીખો પડછંદ અવાજ ગાજ્યો:

'ગોર મહારાજ! આ સાવધાન એટલે શું?'

ગોરને એના જન્મારામાં કોઈએ આવો સવાલ પૂછ્યો ન હતો. સાવધાન શબ્દ એ બોલતો હતો—કેમકે એ વિધિમાં એ સ્થાને લખ્યો હતો; કેમકે એની પહેલાં એના બાપ બોલતા હતા; એની પહેલાં એનાયે બાપ બોલતા હતા.

'સાવધાન એટલે સાવધાન, બહેન! એનો તે અરથ થતો હશે ક્યાંય?'

'અર્થ વગર શબ્દ હોય ખરો કે?' લીલાએ પૂછ્યું.

ગોરે કહ્યું: 'કાલ તો તમે પૂછશો કે આ વિધિનો અર્થ શું ને મંગળફેરાનો અર્થ શું? અરથમરથ હું કાંઈ જાણતો નથી:

મારો બાપ પણ જાણતો ન હતો: ને એનો બાપ પણ જાણતો ન હતો.'

લીલાને નીચે બેસાડવા માટે દેવીપ્રસાદે તેનો હાથ પકડ્યો. લીલાએ એ હાથ તરછોડાવ્યો અને કહ્યું: 'ગોરમહારાજ! તમને એના અર્થની ખબર ન હોય તો હું સમજાવું. સાવધાન એટલે કે વર કે કન્યાનો છેક છેલ્લી ઘડીએ અભિપ્રાય બદલાયો હોય તો હજી પણ વિવાહની ના પાડી શકે છે.'

'તે તમારે ક્યાં લગ્ન નથી કરવાં?' ગોરે દેવીપ્રસાદ સામે જોઈને પૂછ્યું: 'તમારે લગ્ન કરવાં છે કે નહિ, ભાઈ?'

'હા.' દેવીપ્રસાદે જવાબ દીધો.

'અને તમારે બહેન! તમારેય આ લગ્ન તો કરવાં છે ને?'

'ના.' લીલાનો અવાજ હાજર રહેલા પ્રેક્ષક તમામની વચમાં જીવતા બોમ્બ જેવો ફાટ્યો.

'શું?' દેવીપ્રસાદ ચીસ જેવા અવાજે બોલ્યો.

નવનીતનાં અંગેઅંગ જાણે બહેરાં બની ગયાં. આ શું થતું હતું એ એને સમજાયું નહિ. સમજવાની એનામાં શક્તિ પણ નહોતી. એ કેવળ જોઈ રહ્યો.

'મેં કહ્યું તે. હું આ લગ્ન કરવા માગતી જ નથી!'

પ્રેક્ષકોમાં ખળભળાટ થયો ને બેસી ગયો. 'સાંભળો! સાંભળો!'ના ચોપાસથી પોકાર ઊઠ્યા, અને પછી સૂની શાંતિ છવાઈ ગઈ.

'તમારું માથું તો ભમી નથી ગયું ને?' દેવીપ્રસાદે પૂછ્યું.

'મિસ્ટર, એ તો પહેલેથી જ ઠેકાણે છે ને અત્યારે પણ ઠેકાણે છે.'

દેવીપ્રસાદ બેબાકળા જેવો પોતાની આસપાસ જોઈ રહ્યો. શું કરવું, શું કહેવું એ જ એને સમજાયું નહિ.

લીલાની સામે બધા મૂક અને મૂઢ જેવા જોઈ રહ્યા. કોઈ કાંઈ બોલ્યું નહિ. લીલા દમામભેર મૂઢવત્ બનેલા દેવીપ્રસાદની સામે ગઈ.

'તમે મારી બહેનને આ ઘરમાંથી કાઢી મૂકી. હવે હું તમને આ ઘરમાંથી કાઢી મૂકું છું. મારા ઘરમાંથી નીકળી જાઓ.'

અને કોઈ કાંઈ બોલી શકે એ પહેલાં લીલાએ દેવીપ્રસાદને લાત મારી.

અચાનક લાગેલી લાતથી ભોંય પડતાં પડતાં પોતાના હાથના ટેકાથી રહી જતા દેવીપ્રસાદે કહ્યું: એના અવાજમાં દર્દ હતું—આત્મવંચના હતી: 'તું જ બહાર નીકળ. આ ઘર મારું છે.'

'પહેલાં એ હતું ત્યારે હતું: અત્યારે તો એ બધું મારું છે.' લીલાના હાથમાં એક લાંબું કવર એની થેલીમાંથી બહાર આવીને પકડાઈ રહ્યું. દેવીપ્રસાદ ક્ષણભર હતચેતન જેવો બનીને કેવળ વિસ્મયથી એ કવર સામે જોઈ રહ્યો. પછી રોષથી હોઠ પીસીને એણે એ ઝડપી લીધું; એના ચૂરા કર્યા.

'મેં તમને લખી આપ્યું હતું, એ હું રદ કરું છું.'

'એક વાર તમે લખી આપ્યા પછી ફરી પણ રદ ન કરી શકો એની મેં પહેલેથી જ પૂરી કાળજી લીધી છે આવા એક શું પણ એક હજાર કવર ચીરી નાંખો તોય તમારું કશું વળવાનું નથી. તમે ચુપચાપ ચાલ્યા જાઓ. મારી તમને એ છેલ્લી સલાહ છે.'

'નહિ તો?'

'તમને ધક્કા મારીને બહાર કાઢવા પડશે, સમજ્યા?'

દેવીપ્રસાદના ચહેરા ઉપર તિરસ્કારભર્યું હાસ્ય છવાયું. આટલા બધા એના મિત્રો હતા, આટલા બધા એના સ્નેહીજનો હતા, આટલા બધા એના નોકરો હતા, એ બધાની સામે શું એને પોતાને આ છોકરી ઘર બહાર ધક્કા મારશે?

'તે તમે ધક્કા મારશો કે . . .' તિરસ્કારભર્યા હાસ્યની સાથે દેવીપ્રસાદ પોતાના માનેલા મિત્રોના મંડળ ઉપર નજર કરવા માંડ્યો. લીલાનો પ્રસ્તાવ કેટલો અશક્ય છે એ બધાને બતાવવાની એને વૃત્તિ થઈ.

પરંતુ ન તો એનું વાક્ય પૂરું થયું : ન એનું હાસ્ય ટકી રહ્યું. પોતાના માનેલાઓના ચહેરા ઉપર એણે જે વાંચ્યું તેથી એની આંખો ત્રાસથી જાણે કે સ્તબ્ધ થઈ ગઈ. એણે કોઈના વદન ઉપર કાંઈ હમદર્દી ન વાંચી. કોઈના વદન ઉપર કાંઈ મમત્વ ન વાંચ્યું. બધા જ જાણે પરાયા હતા, ને કોઈ નાટકના પ્રેક્ષકોની જેમ બધાના ચહેરા ઉપર વાતે લીધેલા અણધાર્યા પલટાનો અંજામ શો આવે છે એ જાણવાની કેવળ આતુરતા જ હતી.

લીલાએ બધા સભાજનો તરફ ફરીને એક નજર કરી. એને આ સભાજનોની જિજ્ઞાસા સમજાઈ. એ જિજ્ઞાસા પોષવાને એ જાતે પણ તૈયાર જ હતી. એણે સભાજનોને ઉદ્દેશીને કહ્યું:

'તમને બધાને અત્યારે ચોખ્ખી નવાઈ લાગતી હશે. તમને બધાને એમ લાગતું હશે કે એવી તે કઈ વાત અમારી બેની વચ્ચે આવીને ઊભી છે, જે છેક છેલ્લી ઘડીએ મને આ માણસની સાથે લગ્ન કરતાં રોકે છે? તમને એ પણ નવાઈ લાગતી હશે કે મારો આ માણસની સાથે લગ્ન નહિ કરવાનો વિચાર કેવળ અત્યારે અકસ્માત્ જ ઊભો થયેલો છે કે મૂળથી જ એ વિચાર મારો હતો? તમે અમારા લગ્નના સાક્ષીઓ થવા આવ્યા હતા, અને હવે અમારા લગ્ન કેમ થઈ શકતા નથી એ વાતના સાક્ષીઓ તમે સહુ બનો!'

દેવીપ્રસાદ લીલા તરફ બે કદમ આગળ વધ્યો: 'બીજાને શું, મારે જ એ જાણવું છે? મારી નાલેશી તમે શા માટે કરી એનો હું જવાબ માગું છું.'

'અને હું આ સહુના સાંભળતાં એ જવાબ તમને આપું છું.'

લીલાએ દેવીપ્રસાદ સામે જોઈને પછી સભાજનો ઉપર નજર ફેરવી: 'આ માણસ એક વાર માણસ ન હતો, પરંતુ જીવતું મડદું હતો. મારી બહેનનું વેવિશાળ બાળપણમાં આ માણસ સાથે થયેલું. મારા પિતા એ વેવિશાળ તોડવા માગતા હતા, પરંતુ મારી બહેને એ કબૂલ ના રાખ્યું, અને પોતાની મેળે આ માણસ સાથે લગ્ન કર્યાં.

'કાયા ઘસીને, જુવાની ઘસીને, નિરાધાર અને નિર્ધન જુવાનીની અસિધારા ઉપર અડગ અને નિશ્ચલ રહીને મારી બહેને આ માણસની સેવા કરી; પોતાની તંદુરસ્તી ઘસવીને એને તંદુરસ્તી આપી; પોતાનું દિલ ઘસીને એને દિલ આપ્યું. પોતાની જુવાની ઘસીને એને જુવાની આપી. પોતાના ખભા ઉપર આ અપંગ ને નિત્ય દર્દી મડદાંને નાંખીને વનવગડામાં, ગામગામડાંઓમાં, નદીઓનાં કોતરોમાં ને ડુંગરાઓની ધારોમાં મારી બહેન અરધું હિંદુસ્તાન ભમી. સામાન્ય વૈદ્યોની પાસેથી એ સંજીવનીની શોધ કરતી હતી. ડુંગરાઓની હવા-માંથી જાણે એ અમૃત શોધતી હતી. વનવગડાનાં ફૂલોમાંથી જાણે એ અમરફળ શોધતી હતી. પોતાની કાયાના ઘસારાંમાંથી જાણે એ નવજીવન શોધતી હતી. પોતાની જુવાનીના ભંગારમાંથી જાણે એ નવો અવતાર શોધતી હતી. કોને માટે? શા માટે? આ અપંગ, અર્ધાંગ માણસ અને એ માટે: આ નરપશુ નૌજવાન અને એ માટે: મોહનપુરના પાદરમાં ગામડાના કોળીઓ ને ગરાસિયાની પાસે પૈસા એ પૈસામાં અષ્ટાવક્રનો નાચ કરતો દેવલો દેવીપ્રસાદ બને તે માટે.'

સભાજનો તરફ એક નજરથી બીજી નજર દેવીપ્રસાદ નાંખી શક્યો નહિ. લોક માત્ર વ્યક્તિગત ગમે એટલું નઠોર હોય, પાપ-ક્ષમ હોય તોયે સમૂહમાં તો ઇન્સાફપરસ્ત જ છે. લોક માત્ર વ્યક્તિ-ગત ગમે એટલું જોરતલબ હોય તોપણ સમૂહમાં તો નિર્બળ પ્રત્યે હમદર્દ જ છે. જે વાતો લીલા કરી રહી હતી એથી લોકોની પોતાના પ્રત્યે હમદર્દી તો મૂળમાં જ ન હતી, પણ જે કેવળ પ્રેક્ષક-

ત્વની લાગણી હતી તેય નફરતમાં પલટાતી હતી. દેવીપ્રસાદ આ જોઈ શક્યો. તે ચીસ પાડી ઊઠયો :

'પણ આ બધી વાતોની તમને પહેલાં કયાં ખબર ન હતી?'

જવાબમાં લીલા હસી. એ હાસ્ય દેવીપ્રસાદને ડારનારું લાગ્યું : 'મને તો ખબર હતી, પણ આ લોકોમાંથી કોઈ ને ખબર ન હતી. એટલે તો મારે આંહીં મંડપ સુધી આવવાનું આળ વહોરવું પડયું.

'છાતીએ હાથ મૂકીને તમારા દિલને પૂછી જોજો કે આવી સેવા તમારી કોઈએ કરી હોય તો તમે શું કરો? અને હવે હું તમને કહું છું કે આ માણસે શું કર્યું? આ માણસ સારો થયો, જુવાન થયો, ને મારી બહેનના હાડના ઘસારાની બચતના વેપારમાંથી તાલેવર થયો. એટલે એને મારી બહેન ખરાબ લાગી, બુઢ્ઢી લાગી. સતીની જહેમતથી ઊભા થયેલા આ મંદિર સમા મકાનમાં એણે વેશ્યાને લાવી રાખી. એણે મારી બહેનને પહેરેલે લૂગડે કાઢી, અને હું એને પહેરેલે લૂગડે આ ઘરમાંથી કાઢવા માગું છું. એણે મારી બહેનને નિર્ધન બનાવીને કાઢી : હું એને નિર્ધન બનાવીને કાઢું છું. જે મારી બહેને કર્યું છે અને એ કરવાના બદલામાં આ માણસે એના ઉપર જે કાંઈ વિતાવ્યું છે, એવું તમારી દીકરી કે તમારી બહેન ઉપર વીત્યું હોય તો તમે શું કરો? છે કોઈ આ સભામાં એવો જે મારા આ કાર્યને અકાર્ય કહે?'

સભામાંથી કોઈ કાંઈ બોલ્યું નહિ. દેવીપ્રસાદની કેવળ પૈસા સિવાય એના મંડળમાં બીજી કોઈ જાતની આબરૂ ન હતી; બલ્કે એ સભાજનમાંથી કેટલાક તો એવા પણ હતા કે જેમણે અંજનીને જોઈ પણ હતી. જે બાઈ આટલું મોંફાટ આ સભામાં બોલી શકે છે, જે બાઈ આટલી ચાલાકીથી પોતાના મનોભાવ છુપાવીને પોતાના જાનિસાર દુશ્મનસમા દેવીપ્રસાદને લગ્નમંડપ સુધી ખેંચી આવી શકે છે, એણે જે કાંઈ લખાણ કરાવ્યું હશે એ

જરાયે કાચું તો નહિ જ હોય. લીલાનો દિમાગ, દમામ ને દોર જ કહી આપતાં હતાં કે લીલાએ ભારપૂર્વક કરેલી દેવીપ્રસાદની સાધનહીનતા ને અકિંચનતા એ કેવળ મૌખિક વાત જ ન હતી; પરંતુ કાયદાની જાળીમાં જડબેસલાક ચોંટાડેલી હકીકત હતી. પૈસા વગરના દેવીપ્રસાદમાં હતું શું?

સભામાંથી કોઈ કાંઈ બોલ્યું નહિ.

લીલાએ અભિમાની સંતોષ અને શ્રદ્ધાથી દેવીપ્રસાદ સામે જોયું: 'આટલા બધાયે તમારા મિત્રોમાંથી કોઈ એકનેય તમારા તરફથી કાંઈ કહેવાનું નથી, એ વસ્તુનો મર્મ તમે કદાચ હજીયે નહિ સમજ્યા હો, પણ હું સમજી ગઈ છું. મારું કામ પૂરું થયું છે. હવે તમારે આ ઘરમાં રોકાવાની કાંઈ જરૂર નથી. તમે હમણાં જ બહાર નીકળી જાઓ; નહિતર મારા માણસોને હુકમ છે કે તમને લાત મારીને બહાર ફેંકી દેશે.'

હતસાધન ને હતચેતન દેવીપ્રસાદ ચોમેર અણુમાત્ર પણ હમદર્દી માટે નજર નાખી વળ્યો, પરંતુ એને ક્યાંય પણ હમદર્દી મળી નહિ. જેણે એની સાથે આંખો ન મેળવી એમણે દેવીપ્રસાદને ઉપેક્ષાનો મૂક સંદેશ આપ્યો. જેણે એની સાથે આંખો મેળવી એમણે સાફ નફરત દાખવી. હતબુદ્ધિ દેવીપ્રસાદની મતિ મૂઢ થઈ ગઈ. નિર્ભેળ અને નિરપવાદ એવી નફરતની વચમાં ખારા સમુદ્રમાં ડૂબતા માનવી જેવી એની સ્થિતિ થઈ. ખૂબ તરફડિયા માર્યાં પછી છેવટ કેવળ અસહાય નિરાશાથી એ માણસ તરફડિયાં મારવાં મૂકી દે એમ દેવીપ્રસાદ છેલ્લી ડૂબકી મારતો હોય એવે અવાજે લીલા સામે જોઈને બોલ્યો:

'મને કપડાં લેવા દો; પછી હું ચાલ્યો જઈશ.'

'મારી બહેનને તો તમે કાંઈ લેવા ન દીધું; પણ તમારા જેટલી

નઠોર હું નહિ થાઉં. તમે ખુશીથી તમારાં ઉપયોગનાં કપડાં લઈ શકો છો.'

એટલું કહીને લીલા જીતેલા યુદ્ધના દમામભર સભાજનો વચ્ચેથી પોતાનો માર્ગ કરતી ચાલી નીકળી. કોઈ કાંઈ બોલ્યું નહિ. માત્ર જેની પાસેથી એના વેગથી ઊપડતા પગો પસાર થતા રહ્યા તે તે એની સામે જોતા રહ્યા.

દાદર ચડીને લીલા દેખાતી બંધ થઈ, ત્યાંસુધી તો મંત્રમુગ્ધ થયા હોય એમ પ્રેક્ષકો જોઈ રહ્યા. અને પછી તો હજાર જીભો હજાર જાતની વાતો બે હજાર હાથોના ચાળા સાથે કરવામાં પરોવાઈ. એ ખંડમાં જબરો કોલાહલ થયો: ચિત્રવિચિત્ર ગતિ થઈ.

દેવીપ્રસાદ ધવાયેલાં ઢોરની જેમ પોતાનું મુખ છુપાવવાને ચાલ્યો. એને જાણે રક્તપિત્તનો રોગ થયો હોય એમ બધા એનાથી દૂર ખસવા લાગ્યા, ને એની પીઠ પાછળ જોઈ રહ્યા.

અને એના ગયા પછી લોકની ભીડ આમથી તેમ હીંચોળાઈ રહી. સામે દેખાતો દાદર પચાસ ફૂટ જેટલો દૂર હોવા છતાં નવનીત માટે પચાસ જોજન જેટલો દૂર બની રહ્યો.

## પ્રકરણ ચુમ્માલીસમું

### જેમાં કિતાબનાં છેલ્લાં પાનાં લખાય છે

દેવીપ્રસાદ પોતાના ઓરડામાં આવ્યો. એને દૂરદૂર ભાગી જવાની ને દૂરદૂર જઈને દુનિયાથી પોતાનું મોઢું સદાને માટે છુપાવવાની વૃત્તિ થતી હતી. પરંતુ હજી લોકો નીચે હશે, હજી લોકો વાતો કરતાં હશે, ને આ ઓરડામાં છુપાયેલી એની નાલેશી લોકોને બતાવવી પડશે, એ ખ્યાલે એની ઓરડાની બહાર નીકળવાની હિંમત ચાલતી ન હતી.

મતિમૂઢ જેવો એ હતો ત્યાંનો ત્યાં બેઠો રહ્યો. ભાગવું છે, ભાગી જવું છે, દૂરદૂર જવું છે; પણ હમણાં ભાગવા જેવું નથી એ એક વાત સિવાય એના મગજમાં બીજો કશો વિચાર ન હતો. એના મગજને જાણે પક્ષઘાત થઈ ગયો હતો—કશો વિચાર આવતો જ ન હતો.

ક્યાંય સુધી એ એમ ને એમ બેઠો રહ્યો. પગમાં ચાલવાની હામ ન હતી, આંખમાં જોવાની હામ ન હતી, શરીરમાં ટટ્ટાર રહેવાની હામ ન હતી—નિશ્ચેષ્ટ ધડ ઉપર નિઃસત્ત્વ માથું લટકતું હોય એમ એ બેસી રહ્યો.

એકાએક વીજળીનો ઝાટકો વાગ્યો હોય એમ એને ઝાટકો લાગ્યો. દટાયેલી ભૂમિમાં એકાદ અળશિયું સળવળતું હોય એમ એના માટીના ઢેફાં જેવા બનેલા મગજમાં એ ઝાટકાએ એક સળવળાટ મૂક્યો.

વર્ષો પહેલાં એ આમ જ બેસતો : વર્ષો પહેલાં એ આવો જ હતો—ચાલી શકતો ન હતો, બોલી શકતો ન હતો, વિચાર કરી શકતો ન હતો : ત્યારે . . . ત્યારે . . .

દેવીપ્રસાદ માથું પકડીને બેઠો રહ્યો.

આજે પણ એ વર્ષો પહેલાં હતો તેવો જ છે. વચગાળામાં સ્વપ્ન આવી ગયું : ઓથાર આવી ગયો.

મગજમાંથી પુકાર ઊઠયો: ‘અંજનીને બોલાવ. એ તારી વહાર કરશે!’ હૃદયમાંથી જવાબ મળ્યો: ‘એ નહિ આવે. શા માટે આવે? મારે ને એને છે શું?’

મૂર્ખ દેવલામાંથી દુષ્ટ દેવલો થયો, એ કોનો વાંક?

દેવીપ્રસાદના જાગ્રત થતા મગજમાં એક પછી એક સવાલો હવે જાગી રહ્યા.

અંજનીએ આવીને એની સેવા શા માટે કરી? અંજનીએ સેવા કરી તો ભલે કરી, પણ માતા જેવી સેવા કરનારને માણસ માતા માને એમાં દોષ કોનો?

અંજનીની જિંદગી વેડફાઈ ગઈ, પણ એમાં દેવીપ્રસાદનો પોતાનો કેટલો દોષ?

પત્ની ને માતા બેનો સંયોગ ચતુર સ્ત્રીમાં થાય ત્યારે પુરુષે શું કરવું?

મારો શો દોષ? મને સજા શા માટે? હું શા માટે સહન કરું?

દેવીપ્રસાદમાં છેલ્લે પાટલે બેઠેલા માણસની હિંમત આવી. એ ઊઠયો : ‘લીલાએ પોતાનો પક્ષ બધાને ભલે કહ્યો : મારો પક્ષ હું લીલાને કહીશ.’

દેવીપ્રસાદ ચાલવા માંડયો. એની આંખ શરાબના શીશા ઉપર

પડી. શરાબનો શીશો એણે મોંએ માંડ્યો, અને એ એમ ને એમ ચાલ્યો.

લીલા પોતાના ઓરડામાં મુસાફરીની તૈયારી કરતી હતી. નવનીતને એણે જોયો ન હતો, ને એ આવ્યો છે એની એને કલ્પના પણ ન હતી. એ ઝટપટ સામાન બાંધી આ ગોઝારા ઘરમાંથી બહાર નીકળી જવા માંગતી હતી.

એના મગજ ઉપરથી એક મહાબોજ ઊતરી ગયો હતો. છેલ્લા પંદર દિવસમાં એણે પોતાની જીભ ઉપર જે આકરો સંયમ રાખ્યો હતો એ દૂર થયો હતો. એણે જે બુરખો પહેર્યો હતો એ ઊતરી ગયો હતો.

હવે માતાને એનું મુખ જોવા જેવું લાગશે. હવે બહેનને એ પારકા ઉચ્છિષ્ટ ઉપર બેઠેલી ગીધડી જેવી નહિ લાગે. હવે નવનીતને એનું મુખ બિહામણું નહિ લાગે.

હવે તો એ ઘેર જઈને એના બાપને કહેશેઃ 'તમારી એક પુત્રી જાત, ભાત, તન, મન, ધન બધું ખોઈ આવી હતી; એ બધું તમારી બીજી પુત્રી પાછું લાવી છે.' હવે એ પોતાની બહેનને કહેશે કે, 'એક દુષ્ટે તને લૂંટી લીધી હતી, એ દુષ્ટને દંડ આપીને હું પાછી આવું છું.' હવે એ નવનીતને કહી શકશે કે, 'એકાદ અંજની સિવાય જગતની નારી માત્ર પુરુષના પૈસા પાછળ દોડનારી છે એમ માનનારો તું જૂઠો છે, ને એકાદ નવનીત સિવાય જગતનો પુરુષ માત્ર સ્ત્રીના રૂપની પાછળ દોડે છે એમ માનનારી હું સાચી છું. મારી બહેનને મેં એનું ધન પાછું મેળવી આપ્યું છે. હવે નિર્ધન બનેલો દેવીપ્રસાદ સધન બનેલી અંજનીને રૂપવતી માનશે. હજારો કાલિદાસો કવી ગયા, હજારો પ્રેમાનંદો જાણે શબ્દદેહ આપી ગયા; પરંતુ નારીનું ખરું રૂપ નથી એની આંખમાં, નથી એના વાળમાં, નથી એની ચામડીમાં : ખરૂં રૂપ એના પૈસામાં જ છે. દેવીપ્રસાદને એ સમ-

જાગ્યું છે, અને અંજનીને એ સમજાશે !'

લીલા અંજનીની તસ્વીર સામે જોઈ રહી; જોઈને હસી: 'બહેન ! જે ખૂણા તારા લોહના આંહીં ખેંચાયા છે ત્યાં તે ખૂણાને બદલે મારે હાસ્યના ખાડા જોવા છે. મારા કાર્યથી તું હસશે ? નહિ હસે ? મને ઠપકો દેશે ? ભલે, ઠપકો દેજે. હું તારી નાની બહેન એ ઠપકો સાંભળી લઈશ, પણ તારો દેવીપ્રસાદ જ્યારે કરગરતો તારી પાસે આવશે ત્યારે . . .'

'ત્યારની વાત ત્યારે !' પાછળથી અવાજ આવ્યો. લીલાને ખ્યાલ જ નહોતો કે એનો અવાજ ઊંચો થઈ ગયો છે ને કોઈક એ સાંભળશે.

એણે ચમકીને પાછળ જોયું, ને એણે દેવીપ્રસાદને એક હાથમાં શરાબનો શીશો લઈને ઊભેલો જોયો.

'તમે ? એકદમ ચાલ્યા જાઓ.' લીલાએ આજ્ઞા આપી.

જવાબમાં દેવીપ્રસાદે ઓરડાની સાંકળ બંધ કરી.

લીલા દેવીપ્રસાદના બદલાઈ ગયેલા રંગઢંગથી મનમાં ડરી; પરંતુ બહારથી એ સખતાઈ જાળવી રહી.

'તમે હજી પણ ઘરમાં છો ? તમારે ધક્કા ખાઈને બહાર નીકળવું પડશે.'

'ભલે. તમે તમારી વાત બધાને કહી; મારી વાત તમે સાંભળો.'

'હું તમારું કાંઈ જ સાંભળવા નથી માગતી.'

'પણ તમારે સાંભળવું જ પડશે.' દેવીપ્રસાદે શરાબી હાસ્યથી કહ્યું. 'મારા સવાલનો જવાબ આપો. તમે મને સજા કરી ખરી, ને મારે કબૂલ કરવું જોઈએ કે તમે મને કાળજે ઘા માર્યો છે; પણ સજા કરી કયા ગુનાની ?'

લીલાએ જવાબ આપ્યો: 'મારી બહેનને તમે કરેલા અન્યાયની.'

'અને મને કરેલા અન્યાયની તમારી બહેનને તમે શી સજા આપશો ?'

'મારી બહેને તમને અન્યાય કર્યો જ નથી.'

'તમને ખાતરી છે?'

લીલા એકદમ આગળ વધી: 'હું તમારી સાથે માથાઝીક કરવા નથી માગતી. બહાર જાઓ.'

'મને જવાબ નહિ આપો ત્યાંસુધી હું આંહીંથી જવાનો નથી, ને તમને જવા દેવાનો પણ નથી.'

દેવીપ્રસાદ બારણા પાસે બેઠો, ને શરાબનો શીશો મોઢે માંડી રહ્યો હતો.

લીલાને આ જડ માણસ તરફ ભારે રોષ ઊપજ્યો. એ નજીક આવી. એણે દેવીપ્રસાદને બારણા આગળથી દૂર હટાવવા ધક્કો માર્યો. દેવીપ્રસાદ ખસ્યો નહિ, માત્ર હસ્યો. થાળીમાં કાંકરા ખખડે એમ હસતો હસતો એ બોલ્યો :

'સ્ત્રી પુરુષને બધી વાતમાં પહોંચશે, એને છેતરી જશે, લૂંટી જશે, ભોળવી જશે, મૂર્ખ બનાવી જશે; પણ એક વાતમાં સ્ત્રી પુરુષને હરગિજ નહિ પહોંચે અને તે શારીરિક બળમાં. તમે તો શું, તમારા જેવી હજાર સ્ત્રીઓ મને આ બારણા પાસેથી દૂર નહિ હટાવી શકે. તમારે બહાર જવું હોય તો મારા સવાલનો જવાબ આપો.'

'હું શો જવાબ આપું ? તમારું માથું જ ભમી ગયું છે. મારી બહેને તમને કોઈ અન્યાય નથી કર્યો : કેવળ તમારી સેવા જ કરી છે.'

'એ જ અન્યાય એમણે મને કર્યો છે, સમજ્યા ? બોલો એનો શો દંડ દેશો ?'

'વાહ, સેવા કરી એનો દંડ એમ ને ? એ તો તમે જ આપી દીધો ને ?'

'મેં એમને દંડ આપ્યો જ નથી. મેં એને ઘરમાંથી કાઢી જ મૂકી નથી. એ એની મેળે ચાલી ગઈ.'

'એ એકનું એક. આ ઘરમાં એનાથી રહેવાય એવું તમે એમને માટે રાખ્યું જ નહિ. પછી એ ચાલી ન જાય તો શું કરે? તમારા ભવાડા જુએ?'

'એ આંહીં હતી ત્યાંસુધી મારા ભવાડા જ નહોતા. ભવાડાનો રસ્તો જ એમણે બતાવ્યો. હું એને મારી મા સમજતો હતો.'

'મા? તમારી પત્નીને?'

'હા, મા! માતાના ધાવણમાં જેમ છોકરું રમે એમ એની સેવા વચ્ચે હું રમતો હતો, સમજ્યા? મા છોકરાની માવજત કરે એવી માવજત એમણે મારી કરી. એવી માવજત જે જવાબ માગે એ મેં આપ્યો.'

લીલા ચૂપ રહી. દેવીપ્રસાદનું માથું ભમી ગયું હતું? એ કેવી વિચિત્ર વાત કરતો હતો?

'સિંહણનું દૂધ સોનાના પાત્રમાં જ ભરાય. અદકું પાત્ર એ જીરવી ના શકે: એ ફાટી જાય. સતીઓની સેવા ઋષિ જ ઝીલી શકે. સામાન્ય માણસને એ ઝેર જેવી બને.' દેવીપ્રસાદ જાણે મનમાં સૂઝતા વિચાર મોટેથી બોલતો હતો. શરાબનો શીશો નીચે મૂકીને એ ઊઠ્યો. એની આંખો અંજનીની છબી સામે જડાઈ રહી, આત્મહંતાનું તેજ એની આંખોમાં પ્રજ્વલી ઊઠ્યું:

'દુનિયા ભલે મને અન્યાય કરે, દુનિયા ભલે મને શાપ દે, દુનિયા ભલે મારો તિરસ્કાર કરે, પણ મા! તું મને અન્યાય નહિ કરે. મા! શા માટે તારું સતીત્વ તું મારા જેવા પામરને ઘેર લાવી? શા માટે મારા જેવા રાંકને જીવતદાન આપ્યું? બોલી દે મા! આખરની આ ઘડીએ તું બોલી દે! મેં તને અન્યાય કર્યો છે?

જેવું તેં કર્યું એવો મેં તને બદલો આપ્યો. જેવી તેં સેવા કરી એવો મેં ઉપકાર સંઘર્યો!'

દેવીપ્રસાદ અંજનીની છબી પાસે આવ્યો. હવે એની આંખમાં ન તો લીલા સામે રોષ હતો, ન તો બંધ કરેલાં બારણાંની કોઈ ચોકીદારી હતી. દુનિયા માત્રની જંજાળ સાપની કાંચળીની જેમ જાણે એના અંગ ઉપરથી ઊતરી ગઈ હતી. લોહચુંબકથી જેમ લોઢું ખેંચાય—જાણે એમ જ એ અંજનીની છબીથી ખેંચાતો નજીક—વધારે નજીક આવ્યો.

અંજનીની તસ્વીરની સામે મેજ ઉપર હાથ ટેકવીને એ ઊભો. એની આંખો એકીટશે કેવળ છબીને જોઈ રહી: છબી સિવાય અન્ય કાંઈ જોતી ન હતી.

'પાડોશીઓથી દુભાયેલો હું તારી પાસે આવીને તારા ખોળામાં માથું મૂકીને રડતો; લોકથી દુભાયેલો આજ હું તારા ખોળામાં માથું નાંખું? મા! મા! ઓ મા!'

દેવીપ્રસાદ ઢગલો થઈને છબી પાસે પડ્યો, ને એના પડવાની સાથે છબી સાથેનું મેજ ઊંધું પડ્યું. છબીની સામે જલતો દીપક પણ નીચે પડ્યો. બધું દેવીપ્રસાદ માથે પડ્યું, ને દેવીપ્રસાદ એમ ને એમ હાલ્યાચાલ્યા સિવાય પડી રહ્યો.

લીલા સ્તબ્ધ બનીને ઊભી રહી. શું દેવીપ્રસાદને પણ પ્રશ્ન હતો ખરો? શું એને પણ કહેવા જેવું હતું? શું આ આખી વાત સમજવામાં લીલાએ પોતે ક્યાંય ભૂલ તો નહોતી કરીને? પુરુષજાતિ પ્રત્યેના પૂર્વગ્રહથી દોરાઈને દેવીપ્રસાદના પ્રશ્ન સામે પોતાની આંખોને હઠપૂર્વક બંધ કરવાનો ગુનો પોતે તો કર્યો હતો કે નહિ?

એકાએક લીલાના કંઠમાંથી કાળી ચીસ નીકળી ગઈ!

દેવીપ્રસાદનાં કપડાં પ્રજ્વલી ઊઠ્યાં હતાં.

કેમ થયું એ? અંજનીની તસ્વીર સામે રહેલો અખંડ દીપક

દેવીપ્રસાદના પડવા સાથે પડ્યો હતો. દેવીપ્રસાદનાં કપડાં જલ્યાં હતાં, ને એ કપડાંથી પાતળા લાકડાનું મેજ જલતું હતું.

'આગ ! આગ !' લીલાએ કાળી ચીસ પાડી.

લીલા દેવીપ્રસાદ ઉપર સળગતું મેજ દૂર ખેંચવા ગઈ, દેવીપ્રસાદના કપડાં બૂઝવવા દોડી, ને ફરી ફરીને એના કંઠમાંથી ચીસો ઊઠતી હતીઃ

'દોડો ! દોડો ! આગ ! આગ !'

માણસો દોડ્યાં, નવનીત દોડ્યો, ને ગોપાલ દોડ્યો; નોકરો દોડ્યા ને બહારનાં શેષ રહેલાં માણસો દોડ્યાં.

એમણે જોયું કે ઓરડો ભડભડાટ બળતો હતો. એમાંથી આગની જીભો લબકારા લેતી આગળપાછળ વિંઝાતી હતી.

અને એ આગના લીલાઘેરા ધૂમની અંદર એ ઓરડામાં બે માણસો સળગતાં કપડાં સાથે જીવ બચાવવા માટે આમતેમ દોડતાં હતાં.

# પ્રકરણ પિસ્તાલીસમું

## જેમાં પુત્રપ્રાપ્તિ થાય છે

વિશાળ હૉસ્પિટલના ઓરડામાં એક પથારી હતી. એક નર્સ હતી. એક છોકરો હતો. પથારી ઉપર એક દરદી સૂતો હતો. એનું આખું અંગ તો ચાદરથી ઢંકાયું હતું. એના મુખ ઉપર પણ પાટાઓની એવી તો ગહરી ગૂંથણી હતી કે ક્યાંય ચામડીનો અંશ પણ દેખાતો ન હતો. એ હાલતો ન હતો, ચાલતો ન હતો, બોલતો ન હતો, નર્સની માવજતનો જવાબ આપતો ન હતો. નર્સ સાથે કાંઈ આડાઈ પણ કરતો ન હતો. અને એ એટલો તો મૂંગો હતો, નિશ્ચેષ્ટ હતો કે જ્યાંસુધી તમે એ ઓરડામાં રહો ત્યાંસુધી તમને શંકા જ રહ્યા કરે કે આ તે જીવતો માણસ મડાં જેવો પડ્યો છે કે મડું જીવતા માણસ જેવું પડ્યું છે?

અંજની એ ઓરડામાં આવી; ને દરદીના ખાટલા ઉપર બેઠી. થોડી વાર સુધી એ ચુપચુપ દરદી સામે જોઈ રહી, અને પછી ધીમે અવાજે એણે પૂછ્યું: 'હવે તમને કેમ છે?'

દરદી હાલ્યો નહિ, ચાલ્યો નહિ, ને જાણે એણે અંજનીનો સવાલ પણ સાંભળ્યો નહિ.

'તમને આરામ થઈ જશે'

એ દરદી દેવીપ્રસાદ હતો. ઘણા ધીમા અવાજે એણે સવાલ કર્યો: 'તમે આંહીં કેમ આવ્યાં?'

'તમને જોવા.'

'જોઈ લીધો મને?' દેવીપ્રસાદ હારી ગયેલા અવાજે બોલ્યો. હવે કરવો હોય એટલો મારો તિરસ્કાર કરી લે. પેટ ભરી ભરીને મારો તિરસ્કાર કરી લે. જલી ગયેલા અભિમાનના ખંડિયેર ઉપર તારે જે કરવું હોય તે કરી લે. તારે કરવાનો સમય છે, અને પછી તું ચાલી જા.'

'હું શા માટે તમારો તિરસ્કાર કરું? મારા નાથ! તમે ખરાબ ન હતા, પણ તમને સાંપડેલી સંસ્કાર વગરની જુવાની ને શ્રમ વગરની સંપત્તિ શાપ સમાન હતાં. આપણે બેય એનાં ભોગ બન્યાં. હું શા માટે તિરસ્કાર કરું?'

'અંજની! તું મારે ઘેરથી ગઈ ત્યારે તું રોઈ શા માટે નહિ? તું મારો ત્યાગ કરીને ગઈ ત્યારે મારી સાથે ઝઘડી કેમ નહિ? તારા પુરુષાર્થ માત્રનો ત્યાગ કરીને તારા નસીબને વશ થઈને તું ચાલી ગઈ ત્યારે.... ત્યારે.... તું મૂંગી મૂંગી કેમ ગઈ? તું મૂંગી રહી તો તારે બદલે આગ બોલી! અંજની! જે હાથોએ મેં તને ધક્કો માર્યો એ હાથો સળગી ગયા! જે આંખોએ તને તરછોડીને મેં પારકાં રૂપ જોયાં એ આંખો ફૂટી ગઈ. જે પગોએ મેં તને લાત મારી એ પગો ભાંગી ગયા! અંજની! હવે મારું શું થશે?'

'હું બેઠી છું, મારા નાથ! તમારે હાથ નહિ હોય તો હું તમારા હાથ બનીને રહીશ. તમારે આંખો નથી તો હું તમારી આંખો બનીશ. તમારે પગ નથી તો હું તમારા પગ બનીશ. મારા નાથ! તમે મને મા માનો છો ને? તમારે હવે માની જરૂર છે. મારા નાથ! હું તમારી મા બનીને રહીશ.'

બારણાની બહાર મોહનભાઈ, મહાલક્ષ્મી ઊભાં હતાં. એમણે એક ધ્રુસકું સાંભળ્યું. અનેક અમંગળ શંકાઓથી ઉત્તેજિત બનીને તેઓ અંદર દોડ્યાં.

ને તેઓએ જોયું કે દેવીપ્રસાદ અંજનીના ખોળામાં માથું નાંખીને રડતો હતો, ને અંજની એના વાંસા ઉપર હાથ ફેરવતી હતી.

મોહનભાઈની છાતી ભરાઈ આવી; પણ સંકોચથી એમણે આંખો ફેરવી લીધી.

મહાલક્ષ્મી અંજની પાસે આવી, ને મૂંગી મૂંગી અંજનીના માથા ઉપર હાથ મૂકીને ઊભી રહી.

ને મહાલક્ષ્મીની આંખમાંથી નીકળેલાં આંસુનાં બિન્દુ અંજનીના નિર્મળ મનોભાવને પ્રક્ષાલી રહ્યાં.

ને બાજુના ઓરડામાં પથારી ઉપર એટલા જ પાટાઓ નીચે, આગ અને તૂટી પડેલા આટકાટના જખમોને દબાવીને લીલા સૂતી હતી. એનું મુખ દીવાલ તરફ હતું. ખાટલા ઉપર નવનીત બેઠો હતો.

લીલા પણ પ્રયાસે ધીમે સાદે બોલતી હતી: 'હું આગ સાથે ખેલતી હતી ને આગે મને ભરખી લીધી. નવનીત! મને એનો રંજ નથી. લડાઈના કે જીવનના સિપાઈએ જખમો ને જખમોમાંથી પેદા થતી જીવનભરની પરેશાની માટે તૈયાર જ રહેવું જોઈએ.'

'લીલા! થવાનું હતું તે થયું; હવે એનો રંજ નકામો છે!'

'હું રંજ કરતી નથી; હકીકત કહું છું.' લીલાએ કહ્યું. 'વચનનો ભંગ મેં જ કર્યો હતો, એટલે એ તમને હવે બંધનકર્તા નથી. હોય તો હું રાજીખુશીથી છૂટા કરું છું. નવનીતરાય! તમે સુખેથી બીજે પરણી લેજો!'

'એવી વાતો નિરાંતે કરીએ તો ન ચાલે?' નવનીતે પૂછ્યું.

'ના. એ વાત મારા મનના બોજારૂપ છે. તમે હા કહો એટલે મારા મનનો બોજો દૂર થાય.'

'અને હા ન કહું તો?'

'મને શું કરશો ? મારામાં હવે છે શું ? મારી આંખો ફૂટી ગઈ છે, મારા પગ ભાંગી ગયા છે, મને લૂલીને, આંધળીને શું કરશો તમે ?'

'લીલા ! પ્રેમ એ બે પ્રેમીઓને વધારે ઓળખાવે છે કે સાચી ઓળખાણથી કાયમને માટે દૂર રાખે છે ? આજ સુધી હું તને ના સમજી શક્યો. હવે તું મને સમજતી નથી. આ હોસ્પિટલ-માંથી જેવી બહાર નીકળે કે તરત જ આપણાં લગ્ન થવાનાં છે, સમજી ?'

'નવનીત ! જીવનભરનો મરેલો બોજો તમને ડુબાવશે. હું ન સમજું એટલી મૂર્ખ નથી.'

'તું નથી સમજતી એમ નથી, લીલા ! પણ ઘણું વધારે પડતું કોઈક વાર સમજી જાય છે. તું જે હો તે હો : તું મારી છે, ને મારી જ રહેશે. આસમાની દુન્યવી કોઈ વાત મને મારા આ નિરધાર-માંથી ચલાવી શકશે નહિ !

લીલા ચૂપ રહી. થોડી વાર એમ ને એમ પડી રહી. પછી એણે ચાદરમાંથી બહાર કાઢીને એક હાથ લાંબો કર્યો.

ને અંજની પાસેથી ઊઠીને મહાલક્ષ્મી ને મોહનભાઈ લીલાને જોવા આવતાં હતાં, ત્યારે એમણે સગી આંખે 'વહાલી !' કહીને નવનીતને લીલાનો પાટાઓથી છવાયેલો આઈડોફોર્મથી ગંધાતો હાથ ચૂમતો જોયો.

મોહનભાઈની આંખમાં આંસુ આવ્યાં, પણ સંકોચથી એમણે આંખો ફેરવી લીધી.

મહાલક્ષ્મી નવનીત પાસે આવીને એના માથા ઉપર હાથ મૂકીને ઊભી રહી, ને એની આંખનું એક બિન્દુ પુરુષના વફાદાર પ્રેમને મમત્વથી પ્રક્ષાલી રહ્યું.

●

## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયનાં પ્રકાશનો

૩૭ જાપાનનો
જ્વાળામુખી ,, ૦—૩—૦
૩૮ ચાંદો-સૂરજ ,, ૦—૪—૦
૩૯ જંગલમાં રખડતાં,, ૦—૪—૦
૪૦ જ્ઞાનગંગા ,, ૦—૩—૦

**બીજું વર્ષ**

૪૧ અંતરનાં અજવાળાં ૦—૫—૦
[બીજી વાર]
૪૨ કૂતરાની કહાણી,, ૦—૮—૦
૪૩ ગરવી ગુજરાત ,, ૦—૭—૦
૪૪ જગતના
જંગલમાંથી ,, ૦—૫—૦
૪૫ કીર્તિમંદિર ,, ૦—૬—૦
૪૬ વાઘની બોડમાં ,, ૦—૬—૦
૪૭ વિજ્ઞાનવિનોદ ,, ૦—૫—૦
૪૮ નાનકડી વાતો ,, ૦—૬—૦
૪૯ કથાગીતો ૦—૬—૦
૫૦ વાનર-પુરાણ ૦—૬—૦
૫૧ જનપદ [ભેટ] ૦—૧૨—૦

**ત્રીજું વર્ષ**

૫૨ ચાંદની ૦—૪—૦
૫૩ શિકારકથાઓ ૦—૮—૦
૫૪ રમકડાં ૦—૬—૦
૫૫ ભવ્ય જગત ૦-૧૦-૦
[વાર્ષિક લવાજમ રૂ. ૩—૦—૦]

**સામાજિક સાહિત્ય**

૫૬ ધૂમ્રશિખા ૧—૪—૦
૫૭ અંગાર ૧—૪—૦
૫૮ કલંકિત [અપ્ટન
સિંકલેર] ૧—૪—૦
૫૯ તિલોત્તમા ૦—૬—૦
૬૦ વિસર્જન [ટાગોર] ૦—૬—૦
૬૧ પૂજારિણી ,, ૦-૧૨-૦
૬૨ આકાશનાં પુષ્પો
[ગગનવિહારી
મહેતા] ૧—૮—૦
૬૩ પરિણીતા (ત્રીજી આવૃત્તિ)
[શરદબાબુ] ૦—૮—૦
૬૪ પલ્લીસમાજ ,,
(બીજી આવૃત્તિ) ૧—૪—૦
૬૫ છબી ,, ૧—૪—૦
૬૬ ચંદ્રનાથ ,, ૦-૧૪-૦
૬૭ સ્વામી ,, ૧—૪—૦
૬૮ કાશીનાથ ૧—૮—૦
૬૯ શ્રીકાન્ત ભા.૧—૨ ૩—૦—૦
૭૦ વેણીનાં ફૂલ (પાંચમી આવૃત્તિ)
[મેઘાણી] ૦—૮—૦
૭૧ કિલ્લોલ ,, ૦—૮—૦
૭૨ પ્રગતિશીલ જાપાન ૧—૦—૦
૭૩ નિરંજન [મેઘાણી] ૨—૦—૦
૭૪ સોરઠ, તારાં
વહેતાં પાણી ,, ૨—૮—૦
૭૫ કંકાવટી :
મંડળ બીજું ,, ૦-૧૪-૦

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ

૭૬ હરીંદ્રનાં બે નાટકો ૦–૭–૦
૭૭ કર્મભૂમિ–ભાગ ૧ [સચિત્ર] ૨–૦–૦
૭૮ કર્મભૂમિ–ભાગ ૨ ૨–૮–૦
૭૯ સંગતિમાર્ગદર્શિકા ૦–૬–૦
૮૦ સંગીતવિનોદ ૦-૧૦-૦
૮૧ વિદ્યાર્થી અને યુવકોને ૦–૪–૦
૮૨ સ્વપ્નની છાયા ૦-૧૦-૦

**રાષ્ટ્રીય સાહિત્ય**

૮૩ મોહાવેરો ભા.૧–૨ ૦–૩–૦
૮૪–૮૫ રંગદ્વેષનો દુર્ગ [દક્ષિણ આફ્રિકાનો પ્રશ્ન બે ભાગમાં સચિત્ર] ૫–૦–૦
૮૬–૮૯ આખરી ફેંસલો ભા. ૧–૨–૩–૪ [મહાત્માજી]
પાકું પૂંઠું ૬–૪–૦
કાચું પૂંઠું ૫–૦–૦
૯૦ સંપૂર્ણ દારૂનિષેધ ૦–૮–૦
૯૧ હરિજન ભાગવત ૦-૧૨-૦
૯૨ તરુણ ભારત [વીર લાલાજી] ૧-૧૨-૦
૯૩ હિંદુસ્તાનના વેપાર-ઉદ્યોગનો નાશ ૦–૮–૦
૯૪ એવડું પાપ યાને હિંદુસ્તાનની પાય-માલી [ગોપાળદાસ પટેલ] ૦–૬–૦
૯૫ બંગાળી બેહાલ,, ૦–૭–૦
૯૬ સ્વરાજ્યનાં ગીતો ૦–૮–૦
૯૭ દેશી રાજ્યો ને ફેડરેશન [ચુનીલાલ શામજી ત્રિવેદી] ૫–૦–૦

**જૈન સાહિત્ય**

૯૮ આધ્યાત્મિક વિકાસક્રમ [પં. સુખલાલજી] ૦–૬–૦
૯૯ પર્યુષણ પર્વનાં વ્યાખ્યાનો ભા. ૧–૨–૩ ના ૧–૮–૦
૧૦૦ ભગવાન મહાવીરના દશ ઉપાસકો ૦–૮–૦
૧૦૧ સામાયિકના પ્રયોગો છઠ્ઠી આવૃત્તિ [પં. લાલન] ૦–૫–૦
૧૦૨ અન્તગડદસાઓ ને અણુત્તરોવવાઇય-દસાઓ [એમ. સી. મોદી, અંગ્રેજી અનુવાદ નોટ્સ કોષ સાથે] ૩–૦–૦
૧૦૩ સમરાઇચ્ચકહા બે ભવ–પાકું પૂંઠું ૪–૦–૦ [સંપાદક એમ. સી. મોદી]
૧૦૪ પંચસુત્તમ્ [વી. એમ. શાહ] ૧–૦–૦

૧૦૫ નિરયાવલિયાઓ; સટીક [વી. જે. ચોકસી ને ગોપાણી] પાકું પૂંઠું ૩-૧૨-૦

૧૦૬ પ્રાકૃત માર્ગોપદેશિકા [પં. બેચરદાસ] ૨-૦-૦

૧૦૭ વિવાગસુયં : સટીક [એમ. સી. મોદી ને વી. જે. ચોકસી] ૩-૦-૦

૧૦૮ અનેકાર્થસાહિત્ય-સંગ્રહ-સં૦ ચતુરવિજયજી] ૨-૦-૦

૧૦૯ સોળ સતી [ધીરજલાલ ધ. શાહ]૧-૪-૦

૧૧૦ સમરાઈચ્ચકહા-ભવ ૬ઠ્ઠો ૨-૮-૦

૧૧૧ હેમચંદ્રાચાર્ય ૦-૮-૦

૧૧૨ બ્રહ્મદત્તચરિયમ્ ૧-૦-૦

૧૧૩ રાજપ્રશ્નીય સટીક [દેવનાગરી ટાઈપમાં-અનુવાદ સહિત.] [સં. પં. બેચરદાસ]૫-૪-૦

**સોલ એજન્સીનાં પુસ્તકો**

૧૧૪ દિલારામ [અનુ. માણેકલાલ જોશી] ૧-૮-૦

૧૧૫ પ્રેમળ જ્યોતિ ,, ૧-૮-૦

૧૧૬ યામા [સુધારેલી નવી આવૃત્તિ] ૪-૦-૦

૧૧૭ પ્રલયમૂર્તિ [શ્રી. મોહનલાલ ધામી] પાકું પૂંઠું ૧-૧૨-૦

૧૧૮ કાળની ચક્કી ,, ૧-૦-૦

૧૧૯ પરિચારિકા ,, ૧-૪-૦

૧૨૦ જીવનસંગીતઃ સચિત્ર [ડૉ. હરિપ્રસાદ દેસાઈ] ૨-૦-૦

૧૨૧ ખોવાયલા તારા [અંબૂકુભાઈ દેસાઈ] ૧-૮-૦

૧૨૨ રજકણ [ધૂમકેતુ] ૧-૪-૦

૧૨૩ ઇતિહાસદર્શન ,, ૦-૮-૦

૧૨૪ જલબિંદુ ,, ૧-૮-૦

૧૨૫ તણખા : મંડળ ૧-૨-૩-૪ ૬-૮-૦

૧૨૬ પરશુરામ ૦-૨-૦

૧૨૭ લખમી અને બીજી વાતો [ધૂમકેતુ] ૦-૨-૦

૧૨૮ ગોવિંદનું ખેતર અને બીજી વાતો, ૦-૨-૦

૧૨૯ તણખામંડળ : ત્રીજું [નવી આવૃત્તિ] ૧-૮-૦

૧૩૦ નરકેસરીનેપોલિયન૦-૨-૦

૧૩૧ સર્જન ને ચિંતન,,૧-૮-૦

૧૩૨ મલ્લિકા ,,૨-૮-૦

૧૩૩ દેવકથાઓ ૦-૬-૦

૧૩૪ નર્મદનું ગદ્ય મંદિર ૨-૮-૦

૧૩૫ ગૂજરાતનું પાટનગર [રત્નમણિરાવ ભીમરાવ ૧૦૩ ચિત્રો સહિત]૬-૦-૦

## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયનાં પ્રકાશનો

## અમારાં તથા સોલ એજન્સીનાં નવાં પ્રકાશનો

| | | |
|---|---|---|
| ૧૭૬ | પરશુરામ–સચિત્ર [ ધૂમકેતુ ] | ૦–૨–૦ |
| ૧૭૭ | રજપૂતાણી ને બીજી વાતો ,, | ૦–૨–૦ |
| ૧૭૮ | દેવદાસ [ શરદબાબુ ] | ૧–૦–૦ |
| ૧૭૯ | ગોદાન ૧–૨ [ પ્રેમચંદ્રજી ] | ૫–૦–૦ |
| ૧૮૦ | કંકાવટી મંડળ. ૧ [પાંચમી આવૃત્તિ] [ મેઘાણી ] | ૦–૮–૦ |
| ૧૮૧ | શિકાર–સચિત્ર [ શ્રીરામ શર્મા ] | ૧–૮–૦ |
| ૧૮૨ | માનવદેહમંદિર ( સો ચિત્રો સહિત ) [ દેસાઈભાઈ ] | ૧–૪–૦ |
| ૧૮૩ | સાહિત્યદર્શન ૧–૨ [ અંબાલાલ નૃ. શાહ ] | ૧–૮–૦ |
| ૧૮૪ | કથાપરી [રંગબેરંગી રીતે છાપેલ નવલિકા સંગ્રહ] | ૨–૮–૦ |
| ૧૮૫ | અર્ચન [ કાવ્યનો સંગ્રહ ] | ૨–૦–૦ |
| ૧૮૬ | કાવ્યસંહિતા ,, | ૧–૦–૦ |
| ૧૮૭ | પક્ષીમિત્રો ( સચિત્ર ) | ૦–૫–૦ |
| ૧૮૮ | તુલસીદાસ ,, | ૦–૩–૦ |
| ૧૮૯ | અજિતા [ નવલકથા ] [ ધૂમકેતુ ] | ૨–૮–૦ |
| ૧૯૦ | પરાજય [ નવલકથા ] [ ધૂમકેતુ ] | ૨–૮–૦ |
| ૧૯૧ | નાની પોથી અને પહેલી, બીજી અને ત્રીજી ચોપડી | ૦–૫–૬ |
| ૧૯૨ | ચૌલાદેવી [ ગૂજરાતની વારાંગના રાણી ] ધૂમકેતુ | ૨–૮–૦ |
| ૧૯૩ | પગદંડી ,, | ૧–૮–૦ |
| ૧૯૪ | અપરાધી [ મેઘાણી ] | ૨–૮–૦ |
| ૧૯૫ | કાળિયાર ને બીજી પ્રાણી કથાઓ ( મનુભાઈ ) | ૧–૮–૦ |
| ૧૯૬ | શૌર્યનાં તેજ ,, | ૧–૮–૦ |
| ૧૯૭ | સાહિત્ય [ રવીંદ્રનાથ ટાગોર ] | ૧–૮–૦ |
| ૧૯૮ | સંભાવિત સુંદરલાલ ( રત્નમણીરાવ ભીમરાવ ) | ૧–૪–૦ |
| ૧૯૯ | વિદ્યાર્થી વાંચનમાળા [ દસમીશ્રેણી ] | ૨–૦–૦ |
| ૨૦૦ | ચાલો ગામડામાં | ૦–૪–૦ |